વાર્તા માળાઃ—માળા ૮ મી.

# બરજોર માણેકના.

લખનાર—શીરીનબાઇ, [illegible] કન્ટરાકટર.

તથા

# સોરાબશાની સોરટી.

રચનાર—માણેકજી એદલજી વાછા

તે 'ગુજરાતી સાઇકલોપીડયા', 'પાંડુરંગ હરી', 'કાઉન્ટ ઓવ મોંટે ક્રીસ્તો',
'શીવાજી', 'બાપુ બ્રાહ્મણ', 'મગરૂર મેરીયા',
'શેખીનારા', 'શાપુર' વગેરેના કર્તા.

મુમ્બઇ:

રીપન પ્રીન્ટીંગ પ્રેસ, કાલબાદેવી.

કીમ્મતઃ દશ આના.

# પ્રસ્તાવના.

અત્યાર સુધીમાં વારતા-માળાઓની સાત માળા બાહેર પડી ચુકી છે, અને આ આઠમી માળા છે. આઠમી માળામાં બે વારતાઓ આપેલી વાંચનાર જોશે. એક મોટી અને બીજી નાની. મોટી વારતાનું નામ **બરજોર માણેકના** છે અને તે આ વારતા-માળા માટે બાઈ શીરીનબાઈ રૂ૦ કંટરાકટર પાસે ખાસ લખાવી છે. એનું ચોકઠું મી૦ Alfred Colbeck ની રચેલી *The Fall of Standcliff* પરથી પારસી સંસારને લાગુ પાડી રચ્યું છે. એ અસલ ઈંગ્રેજી વાત લખવા માટે એના રચનારને સો પાઉંડનું ઈનામ મળ્યું હતું. વેલાતની એક ધાર્મીક મંડળીએ દારૂ અને જુગારના લખથી થતાં માઠાં પરીણામો દરશાવનાર એક અસરકારક વારતા માંગી, અને તે માટે લગભગ પંદરસો રૂપ્યાનું ઈનામ આપના છપાવ્યું. જેના પરીણામ દાખલ એક વારતા બાહેર પડી હતી. હાલની **બરજોર માણેકના** તે અસલ ચોપડીનો માત્ર સાર ગ્રહણ કરી તઈયાર કીધી છે, અને દેશી શોખને અનુસરતી ઢપે રચવામાં આવી છે. તોપણ આટલી બીના વાંચનારે ધ્યાનમાં રાખવી કે બ્રહ્મજ્ઞાન અને હાલની કહેવાતી સુધરેલી (!) કેળવણી માટે જે વીચાર દરશાવ્યા છે, તે મારા પોતાના છે. પારસીઓમાં હાલની કેળવણી કેવી છે તે તો એક ઘણાજ દુરંદેશ લખનાર એરવદ બેરામજી ખરશેદજી દોરડીએ '**આજના પારસીઓ-તેમનો ધરમ અને સંસાર** નામના રચેલાં પુસ્તક પરથી બરાબર માલમ પડી આવે છે: માટે જો કોઈ આ વારતામાં જણાવેલા વીચાર સામે મત આપવા નીકળે તો તેણે પહેલાં મજકુર સારી નીષ્ઠાના એરવદ દોરડીનું રચેલું બહુજ અગત્યનું પુસ્તક વાંચીને તે પર પુરતો વીચાર કરવો, એટલું મારે કહેવું છે. તોપણ એજ વેળા મારે ખુલ્લું જણાવવું જોઈએ કે એરવદ દોરડીના કેટલાક વીચારો સાથે હું મળતો થતો નથી.

**વારતા-માળામાંની** આ આઠમી માળામાં **સોરાબશાની સોરટી** નામની એક નાની વારતા આ અદના કલમથી લખેલી છે. મી૦ Robert H. Sherard નામના જાણીતા વારતા લખનારની કલમથી લખાયલી *John Hulse's Bond* નામની વારતા પરથી મેં એનો 'પ્લોટ' લીધો છે: જો કે તેમાં અને **સોરાબશાની સોરટીમાં** મોટો ફેરફાર કીધેલો એ બન્ને વારતાઓ વાંચનારને જણાયા વના રહેનાર નથી.

આ ટકે **બરજોર માણેકનાના** રચનારનો તથા રીપન પ્રીન્ટીંગ પ્રેસના સાહસીક માલેક મી૦ બમનજી જમશેદજી મીસ્ત્રીનો તથા **ગુલ અફશાનના** અધીપતી મી૦ અમરચંદ પી૦ પરમારનો આભાર મારે માનવો જોઈએ છે.

**વારતા-માળામાંની** નવમી માળા હાલ છપાય છે, અને તે **નાના નોવેલોને** નામે થોડા વખતમાં બાહેર પડશે.

**માણેકજી એદલજી વાછા.**

અધીપતી:—માણેકજી એદલજી વાછા.




# બરજોર માણેકના.

## (વીશમી સદીની એક સંસારી વાર્તા.)

રચનાર—બાઇ શીરીનબાઈ રૂ૦. કંટરાકટર.

### પ્રકરણ ૧ લું.

#### જાંહગીર શેઠનાંનું કુટુંબ.

જાંહગીર શેઠનાંનું કુટુંબ પરેલ તરફ આવેલા એક બેઠી બાંધણીનાં બંગલારોકા ઘરમાં રહેતું હતું. આ ઘર તદન છુટું હોવાથી ચારે બાજુ પરથી ખુલ્લું હતું, અને તેની આગલી બાજુ પર મોટો ખુલ્લો કમ્પાઉન્ડ તથા ફરતો બાગ હતો. આસપાસ આવેલાં ખેતરોનો દેખાવ ઘણો રમણ્ય લાગતો. કોટથી દુર અને જાજું એકાંત છતાં કુદરતની બહારથી ખીલેલું આવું હવાવાલું ને સુંદર રહેઠાણ, તેમાં વસનારાંઓની સારી તંદરોસ્તીનો ખ્યાલ આપતું હતું. આ ઘર જાંહગીર શેઠનાંને તેના બાપ તરફથી વારસોમાં મલ્યું હતું, અને ત્યાંજ તેણે પોતાનું રેહેઠાણ રાખ્યું હતું.

જાંહગીરના બાપદાદા શેઠનાંની અટક ઉપરાંત દોલતવંત પણ ગણાતાં હતા. પણ મની તમામ દોલત ઘસડાઇ ગયાથી બીચારા જાંહગીરને શેઠનાંની બાપદાદાની અટક વારસામાં મળ્યા છતાં કાંઇ ઝાઝો વારસો (દોલત) મળ્યો ન હતો. પણ હવે જે કાંઇ તેને માટે બચ્યું હતું, તે તરફ જોતાં જાંહગીરથી બેસીને ખવાય એવું મુદલ ન હોવાથી તેણે તે ટુંક પુંજીમાંથી હાલ તરત તો નામ અને મોભાને ઉંચો મુકીને એક નાની કાપડની દુકાન મુંબઇમાં કોટમાં કાઢી, અને પોતાને. વારસામાં મલેલાં ઘરનાં ભાડાં તરીકે ચોક્કસ રકમ પોતાની કમાઇમાંથી દર મહીને બચાવીને વરસની આખેરીએ તે રકમ દુકાનમાં રોકી, અને એ રીતે કરકસરથી રહી, રાત દીન મેહનત કરી, તેણે પોતાનું નામ ને કામ વધારવાની યત્ન કીધી.

વરસની આખેરીએ જાંહગીરની કોટમાં આવેલી નાની બે બારીની દુકાન લગાર જાકામાં ગયી ને તેની આગલી બાજુ પર વખત

જ્યાં સોનેરી નામ અને મોભો જાલવવામાં તે- અજરીનું નીચલું પાટીયું ટંગાયું. "કાપડના વેપારી જાંહગીર શેઠનાં, જેનરલ મરચંન્ટ"

જાંહગીર આજ સુધી કુમારો હતો, અને પોતાની મા સાથેજ રહેતો હતો, પણ હવે ધંધામાં ઠેકાણે લાગ્યા પછી તેણે સંસારમાં પડવાનો વીચાર કીધો, અને પોતાના કરતાં ઉમ્મરમાં ત્રણ વરસ નાની, મજબુત બાંધાંની, સાધારણ કદની અને સભ્યતા ભરેલી એક ચું- લાક ઓરતને પોતાની માની રજા લઈ પરણ્યો. પરણ્યાની રીત તરીકે જાંહગીરની ઓરત જે રોકડ (કેમકે જાંહગીરે કશું પણ લાવવાની ના પાડી હતી) રકમ દાત તરીકે લાવી હતી, તે તણીના ધણીએ તણીને પાછી આપી દીધી. પણ તે ઓરતે પોતે તે ન લેતાં પોતાના પતીને તેના ધંધામાંજ નાખવાની અરજ કીધી, અને જાં- હગીરે બેવડી ખુશી સાથે આ પોતાના સુખની ભાગ્યણને ધંધાની ભાગ્યણ લેખે પસંદ કીધી. એ વખતથી બન્ને માટી બઈએર પોતાનો વખત જોઈ સંપ પેરથી સંસાર ચલાવવા લા- ગ્યાં. ધણી ધંધામાં ઘણી ઉલટ અને ખંત રાખી પ્રમાણીકપણે પણ ધીમે કદમે તે વધારતો આવ્યો, અને ધણી અને તેના ઘરની દરએક સગવડ તરફ તંન મનથી ધણીયાણી ધ્યાન આ- પવા ઉપરાંત બનતી કરકસર કરવા પર ખંતી થઈ રહી. ધણીના પ્રમાણીક ધંધાથી પેદા કી- ધેલા પૈસા અને ધણીઆણીને હાથનું પકાવેલું ભોજન ધણી ધણીઆણી બંનેને એક સરખું સુખ ને સંતોષ આપતું રહ્યું, પુષ્કળ મેહનત કરવા છતાં આવા સંતોષને લીધે તેઓ વધુ આસુદા, તનદરોસ્ત અને સુખી દેખાવા લાગ્યાં.

બીજાં બે વરસ વહી ગયા, અને એ અરસામાં જાંહગીર કાપડયાનું કામ અને નામ લોકોને મોઢે ચઢી રહ્યું. તેના ધંધામાં દગા વગરના માલ અને એક ભાવની બધે પુષ્કળ વાખવાંખી થવા પછી જાંહગીરે પોતાની કો- ટની દુકાન બને એટલી વધારવા ઉપરાંત તેણે રફતે રફતે બીજી બે નાની દુકાનો રાખી. તેમાંની એકમાં અથાર, ચટણી, મુરબ્બા, મસાળા વીગેરે અને બીજીમાં બીસ્કીટ, કેક, નાનખટાઈ, ઇંગ્લીશ મીઠાઈ, વીગેરે વેચવા માંડી, અને એ રીતે રફતે રફતે જાંહગીરની ચઢતીજ થતી ગઈ. પોતાની આવક વધ્યા પછી તેણે ઈંગ્લંન્ડ અને ચીનથી માલ મંગાવવા માંડ્યો, જે પરચુ- ટન ધંધાદારીઓ તથા બીજાઓને હકબંધ પેટીઓ પણ વેચવા લાગ્યો. દુકાનદાર પરથી મોટો વેપારી તે થયો. પણ મોટો વેપારી થતાં થતાં તેને ઘણી મેહનત અને રંજ ખેડવી પડી, જેમ કરતાં તે હવે બુઢો થવા આવ્યો, એમજ છે! એ કાંઈ આપતી દોલત નથી કે તે એકદમ મલી જાએ! જાતી ઉદયોગ અને મેહનતથી તો રફતે રફતેજ વધાએ છે. ધંધો ધમધુકાર ચા- લતો હોવાથી અને પોતાની ઉમ્મર વધ્યાથી હવે તેનેથી ઝાઝું કામ થતું ન હતું; વલી સ- હવાર સાંઝ પરેલ સુધીની આવજાવ તેને ભારી પડતી હોવાથી તેણે કોટમાં પોતાને રહેવા લા- એક નાનું ઘર બાંધ્યું અને બાઈડી છોકરાંને લઈ ત્યાંજ આવી રહયો. તેણે વળી એક બં- ગલો વાંદરે પણ બાંધ્યો હતો.

જાંહગીર શેઠનાંને ઝાઝાં બચ્ચાં થયાં હતાં નહીં, પણ તેને પેટે એકજ પુત્ર અવ- તરયો હતો, અને ખુદાની મેહેરબાની અને માબાપની ચાલુ ખંત અને મેહનતથી તે પુત્ર હીરો નીવડ્યો. જાંહગીરે પોતાના દીકરાને પેહલેથીજ વેપાર ધંધા તરફની વલણ આપવા માંડી, અને વલી તેની માએ પણ તેનામાં ધં- ધાનો શોખ ઉત્પંન કીધો. આથી તેને તે ઉપર નાની વયેથી શોખ લાગ્યો. વલી તે પણ મા બાપ જેવોજ તનદરોસ્ત અને ઉદયોગી તથા ઉલટમંદ નીકળવાથી સ્કુલે જતો હતો ત્યાર- થીજ બાપને થોડું થોડું કામ કરી મદદ કરતો રહ્યો. સતર વરસની ઉમ્મરે પી૦ ઈ૦ની પરીક્ષામાં પસાર થયો, અને બીજાં બે ત્રણ વરસમાં તો બી૦ એ૦ થયો, બી૦ એ૦ થયા પછી તેણે બાપના હાથમાંથી સઘલો કારભાર પોતે લીધો, અને બાપની નજર આગળ પોતાનો વેપાર ચલાવતો ગયો. એક તો જાતી ઉલટ, બીજું પુખ્ત કેલવણી અને નમ્રતાથી તે આ ધંધામાં બાપ કરતાં વધુ ફાવતો ગયો. પણ તેણે પોતાના બુઢા બાપના કાએદા કાનુનો

કશા પણ રદ કીધા નહી. તે પોતે ચાલાક અને શોખીલો ભજુઓ હોવાથી બાપની માફક એકાંત પડી રહયો નહીં. પણ મંડલીઓ ને સભાઓમાં ફરવા લાગ્યો. પછી તે એક હાઈસ્કુલ ને કોલેજનો ટ્રસ્તી થયો. જામાસ્પના મલતાવડા સ્વભાવથી જાંહગીર શેઠનાંની વેપારી પેહડી વધનીજ ગઈ. (જામાસ્પે બાપની હઈયાતી સુધી તેનાંજ નામથી કામ ચલાવવાની હુજત લીધી હતી.)

જામાસ્પે સ્કુલ અને કોલેજમાં કેલવણી લીધેલી હોવા છતાં તેના વીચારો ઘણા ગંભીર હતા. તેને ઘરઘટુ કેળવણી પણ આપેલી હોવાથી તે બાપના ધંધામાં પડવાનું બીજા જુવાન્યાઓની માફક બીલકુલ ધીકકારતો ન હતો. જાંહગીર શેઠનાં પોતાના દીકરાને આવીરીતે સંપુરણ હાલતમાં લાવ્યા પછી શાંત મને બાકીનાં બે વરસ ખુદાની ભકતીમાં ગુજારયાં; ત્યાર બાદ એ એકપુરા પુત્રને પોતાની પાછલ મુકી ઘણાંજ શાંત મોહતે મુવો. તેણે ધંધામાં પ્રમાણીકપણું જાલવેલું હોવાથી તે કશા પણ દગા ફટકા ને લોભ લાલચથી દુર રહેલો હોવાથી મરતી વખતે તેનાં અંતકરણે તેને કશું દુઃખ દીધું નહીં. પણ મરતો મરતો પોતાના બેટાને છેલ્લી શીખામણ તરીકે મોહતના બીછાંનાંની યાદ આપી સદા પ્રમાણીક ને સદગુણી રહેવા ફરમાવ્યું, અને પોતાનાંજ જેવું શાંત મોહત દીકરાનેબી આપે એવી ખુદા પાસે છેલ્લી દુવા ગુજારી. જાંહગીર એક દુકાનદાર છતાં તેના મરણ પર ઘણાં જણાંએ શોક કીધો, અને તે તેનાં સદગુણી કામથી હતું. લોકોનો પ્યાર તેણે ઘણો મેલવ્યો હતોઃ તેથી તેના મરણથી લોક દલગીર થયું. પણ પાછો તે ગમ તેના પુત્રે જલદીથી ભુલાવી દીધો.

બાપ ગુજરવા પછી જામાસ્પે પોતાની ઓરત અને ત્રણ બચ્ચાંઓ સહીત પાછો પરેલ જઈ રહયો, અને પોતાની માને પણ પોતાની સાથેજ પરેલ લઈ ગયો. કોટનું મકાન પોતાના વડા કારભારીને સસ્તે ભાડે રહેવા આપ્યું. જામાસ્પનો આ વડો કારભારી નસરવાનજી (બરજોર માણેકનો નસરવાન) સુરતનો હતો. તેનાં બાયડી છોકરાં સઘલાં સુરતજ રહેતાં. પોતે વરસમાં એકવાર પોતાને વતન જઈ આવતો. પણ હવે તેને શેઠે પગાર વધારી આપ્યો, ને વલી શેઠનુંજ મકાન સસ્તાં ભાડાંમાં તેને રહેવા માટે મલ્યું: તેથી તેણે બાયડી છોકરાંઓને મુંબઈ બોલાવી ત્યાંજ ઘર માંડી રહયો.

## પ્રકરણ ૨ જું.

### ચઢતી દસા.

વખત સાંજે સાડા ચારનો હતો દીવસ ગરમીનો હતો. આજે વાંદરે શેઠનાંની બંગલાના આગલા હોલની બાગ તરફ આવેલી ફરતી બારીઓ ઉઘાડી હતી, અને ત્યાં એક ભરજવાન અને બીજી ઉમ્મરે પુગેલી એવી બે બાઈઓ બેઠી હતી. તેઓ બન્નેએ એક એક બારીની નજદીકની બેઠક પસંદ કીધી હતી. બાહેર કમ્પાઉન્ડમાં બે જવાન છોકરીઓ હાથમાં ગદીઆ ગુંઠવાના લઈ દરવાજાથી થોડેક દુર હવા ચોરતી ગુંઠતી બેઠી હતી. તેમની ઉપર બંગલામાંથી તેમની વ્હાલી માતા અને બપાઈ નજર નાંખ્યા કરતી હતી. તેમની બપાઈ બારી આગલ બેસી બાહેરનો ખુશનુંમા દેખાવ નીહાલતી હતી. આ બાઈ તે પેલી ઉમ્મરે પુગેલી સ્ત્રી હતી. તે લગાર ઠીંગણી પણ તનદોરસ્ત, ખીલેલા ચેહરાની, અને હસ્તા મુખડાની જણાતી હતી. તેણીએ કોર વનાની કાલી સાડી પેહરી હતી, જે પરથી તેણીનું વીધવાપણું સાબેત થતું હતું. પણ તેણીનાં માથાબાનાંની સફેદ બરફ જેવી કીનારીમાંથી કાલા ભમ્મર જેવા બાલની પતી દેખાતી હતી. તેણીના હાથે કાચનાં ચીતલને બદલે સોનાની પાતલી બાંગડી પેહરેલી દીસતી હતી, જે વલી તેણીનાં વીધવાપણાંની બીજી નીશાની હતી. તેણીની ઉમ્મરે મોટી હતી, અને બરાબર બોલ્યે તો બુઢાપાનાં કેટલાંક ચીન્હો તેણીનાં મ્હોં ઉપર જણાતાં હતાં. પણ તે છતાં તેણીના ગાલમાં ખાડા કે કપાલ ઉપર કરચલીની સેહેજ પણ નીશાણ જણાતી ન હતી. તેણી બાગમાં બેહેલી બાલકીઓ ઉપર નજર નાખી મગન થતી જ-

જણાતી હતી. જો કે તેણી વીધવા થએલી અને ઉમ્મરે પુગેલી હતી, છતાં જરાએ દુખી કે ફલગીર અથવા જીંદગીથી કંટાલેલી ન હતી, એ તેણીનો હસતો મુખડો દેખાડી આપતો હતો.

જવાન બાઈ પેલી છોકરીઓની મા અને બુઢી સ્રીની વહુ થતી હતી. તેણી આપણા શેઠનાનાં જમશેદની ધણીઆણી હતી. આજે તેણી સીવવાના સંચા ઉપર પુષ્કલ ઉલટથી મંડી હતી. તેણીના હાથમાં એક સુંદર રેશમી ખુદીઆન હતું, જે જલદી પુરૂં કરી દેવા તેણી ઘણી આતુર દીસતી. તોપણ વલી તે થોડી થોડી વારે બાહેર કમ્પાઉન્ડમાં બેઠેલી છોકરીઓ તરફ બારીએથી ડોકું કરી જોયા કરતી હતી. તેણીનું કદ ઉંચું, ચેહેરો ઘટમદાર, આંખ ભુરા કાલા રંગની, બાલ કાલા ભમ્મર જેવા અને ચેહેરો તનદરોસ્ત તથા ખુશાલ દીસતો હતો. તેણીના ચેહેરા ઉપર કાંઈક ગંભીરતાની નીશાણી માલમ પડતી હતી. એ બાઈને ઘર સંસારી પુષ્કલ જંજાલો હતી, પણ તેણી કાંઈ તેથી કંટાલેલી ન હતી. તેણીએ બારી તરફ ડોકું કીધું, અને પાછી અંદર આવી ને સાંચા ઉપર ઝડપથી હાથ ચલાવતી બેઠી; પણ તેવામાં 'માંએ! માંએ!' કરી હાંક મારતો તેણીનો પુત્ર એક હાથમાં છત્રી ને બીજા હાથમાં સ્કુલની ચોપડીઓ લઈ ઓરડામાં દાખલ થયો, અને એક ખુરસી ઉપર ઝડપથી ચોપડીઓ છત્રી સઘલું પછાડી દઈને હાંફતો હાંફતો મા પાસે દોડી આવી બોલ્યો. "માંએ! માંએ! આજે મને મોકલશો કે?"

પોતાના દીકરાને પસીને ગરકાવ દોડતો ને વલી હાંફતો આવેલો જોઈ તેની માનો જીવ બલી ગયો, અને પોતાનું શીવવાનું ગમે એવું ઉતાવલનું હતું તે છતાં તેને બાજુ પર મુંકી દઈ તેણીએ પોતીકા દીકરાને ખોસામાં લીધો અને રૂમાલ વડે તેના હાથ અને કપાલ પરનો પસીનો લુછતાં લુછતાં પ્યારથી પણ ડપકાની ઢબે બોલીઃ "જમશેદ! જમશેદ! એ હું શું કરૂં! એમ એટલો દોરતા કાંએ આયો! આએ બધો પસીનાએ ભીનાઈને તરબોર થઈ ગીયો બચ્ચો! ચપ! ચપ! ચૂરી પવનમાં બારી આગલ ના ઉભો રેહ! નહી તો વરી તાપ બાપ્ષે મહરી આવશે ચાલ! પેહેલે કપડાં બદલી નાંખ! પણ અહીં આવ; તું શું વરી બાહેર જવાનો છે કે! વરી કાંહ જવા માંગેચ?"

"પણ માંએ! મને મોકલશો કેની? બોલોની?"

"પણ મને કેહતો બરે, તું કાંહ જવાનો છે તે?"

"વરી કાંહ! આજે ક્રીકેટ મેચ છે. કેની, તે જોવા!"

"વારૂં જજે! પણ કોણની સાથે જશે?"

"બીજું કોઈ નહીં: ફકત બરજોર (બરજો માણેકનો બરજોર) મારી સાથે આવવાનો છે."

"પણ જો, અહીં આવ; જાએ તો અવારૂં ના કરતો જો! મારો જીવ ભરઈ રેહશે,"

"નહી, નહી, માએજી સાડા છ સાતમાં ઘેર આવું, તારે તો બસ કેની?"

"હા, પણ જો સાતની અગાઉ આવવાની તજવીજ કરજે! બાહાર પવનમાં ઘણો વાર બેસી નાં રહેતો! ચાલ ત્યારે તો, પેહેલે ચાહ કરૂં," એટલું બોલી જમશેદની મા ચાહ કરવા ગઈ, અને જમશેદ પણ માએ મોકલવા કહ્યું તેથી ખુશી થઈને મ્હોં ધોઈને બાહેર પોતાની બેહનો સાથે વાત કરવા દોડયો. પણ જતાં જતાં તેની બપાઈ ઉપર નજર પડીઃ તેથી તે પેહેલો બપાઈ આગલ ગયો. બપાઈ સાથે જરા વાતચીત કરીને બાગમાં ફરવા નીકલી પડયો. પેહેલાં જમશેદને તેની વડી બેહન ગુલાંએ જોયોઃ તેણીએ વહેલી વાહેલી ગુંઠવાનું હાથમાંથી મુકી દીધું, અને પોતાની બેહન દીનુંને પણ તેમ કરવા કહી બન્ને જણાં બાગમાં ફરવા નીકલી પડયાં. ફરતાં ફરતાં ગુલબાનું બોલીઃ "જમશેદ, આજે તું ઘેરમાંજ છે કે?"

"કાંએ વારૂ? નહીં! હું તો આજે બાહેર જવાનો છેઉં." "પણ કાંહ જવાનો છે." નાની બેહન દીનુંએ પુછયું.

"ક્રીકેટ મેચ જોવા જવાનો છેઉં." જમશેદે ભપકામાંજ જવાબ આપ્યો.

'મને લઈ જશે? જમશેદ!' દીનુંએ જવા માંગ્યું.

"નહી બા! મારી સાથે એક જણુ બીજો આવવાનો છે, તેને તું આવે તો નહીં ગમે! ને વળી માએજી કંઇ તુંને મોકલેબી નહીં."

"હા! માએજી કાંએ નહીં મોકલે?"

"પણ તમે તો હવે બઇરાંજી થયાંચ કેટલી? તે વળી બઇરાંબી થવાનું ને મેચ જોવાબી આવવાનું, બેઉ કેમ બને! બઇરાંઓથી તો બા મેચ બેચ કંઇ જોવા જવાએ નહી જો!" જમશેદે દીનુંની મજાક કીધી.

"પણુ તારે એને તારાં કપડાં પેહેરાવીને તારા જેવો મોટો માટીડો બનાવીને લઇ જાની, જમશેદ?" વડી બેહન ગુલાંએ બન્ને નાના ભાઇ બેહનની સામતી મશકેરી કીધી. જમશેદ આથી ખડખડ હસી પડયો, અને મોટેથી બોલ્યો: "હા, હા, ગુલી તારે તો; પેલો મારો જુનો બનાતનો ડગલો છે તે અને એક અગાઉની રદ પડેલી તોપી હોય તો તે પેહેરી લેજો. બુટ તો તમારા પગમાંનાંજ (સ્લીપર) ચાલશે, અને હું પછી તમુને મારા દોસ્ત દીનશાહ શેઠના તરીકે બધાંને ઓળખાવીબી આપીશ." દીનુંને ભાઇ બેહનની મશકેરીથી પુષ્કલ લાગ્યું. તે જરાક ચીરડાક હોવાથી આ વડાં ભાઇ બેહન તેણીને ખુબ ખીજવતાં. આ વખતે દીનુંને જબરો ફુટો આવ્યો, અને તેણીએ જમશેદને ચીઢમાં એક જીણી ચમટી તોડીને ગુલાંની સાડીની ચોડ પાડી નાખી, માથુબાંનુ સેરવી દઇ, અને ઘરમાં બપાઇ પાસે રાવ કરવા દોડી ગઇ.

જમશેદને દીનુંની જીણી ચમટીનો ચમચમાટ લાગ્યો ખરો, પણુ તે કાંઇ બોલ્યો નહીં. ગુલાંએ હસીને પોતાનું માથુબાંનુ તથા સાડી સરખી કરી લીધી, અને જમશેદ સાથે બાગમાંજ ફરવા લાગી. ફરતાં ફરતાં તે બોલી: 'જમશેદ, જમશેદ! પછી આએ વખતે બરજોરને પેલી સ્કોલરશીપ મલશે કે?'

"હા, ઘણું ખરૂં મલશે. એબી કોઇ જંબરો મેહનતુ છે, હં, ગુલી! બસ મને તો જાણું કે કોઇબી દહાડે પોતાની ઉપર જવા દેતોજ નથી, અને બીજાઓબો એમજ બબરેચ!"

"પણુ તારે તુંબી એની માફક મેહનત કાંએ નથી કરતો?"

"અરે, પણુ હું શું કરૂં જો! હું જરા વધારે મેહેનત કરૂં તો એ તેથીબી વધારે કરે ને મારી ઉપરનો ઉપરજ રહેશે?"

"અરે, વાહરે વાહ! ભાઇ સાહેબ! તમારી તો તકરાર જબરીજ છે! પણુ ત્યારે તમેબી તે કરતાં વધારે મેહનત કાંએ નથી કરતા જો! પણુ જમશેદ, એવણુ કંઇ કપટી તો નથીની?"

"નહીં નહી, મુદ્દલ નહીં. ઘણો માયાલુ ને હસમુખો. મલતાવડોબી ઘણો છે; કોઇને એની દોસ્તી છોડવાજ નથી ગમતી. જેમ એ કલાસમાં પેહેલો ને પેહેલોજ રહેચ, તેમ દર એક રમતમાંબી એનું પેહેલુંજ નંબર જો! હું તો બા અજબ અજબ થાઉચ કે એ એવો રમતચાલ છે તે છતાં એનું લેસન પર ધ્યાન કેમ લાગેચ. ને એને લેસન કરવા બી કેમ ગમેચ?"

"આવ આવ, રૈઝ રૈઝ, આવ; જમશેદ, રૈઝ આયો." જમશેદ બોલતો હતો, તેટલામાં ગુલાંની નજર દરવાજા તરફ દોડી અને તેણીએ ત્યાં પોતાના કુતરા 'રૈઝ'ને જોઇ પોતાની પાસે બોલાવ્યો, અને ભાઇનેબી કહયું. હવે બન્ને જણાં પોતાની વાત પડતી મુંકીને કુતરાને બોલાવવા પડયાં. તેબી તેવીજ ઉલટથી દોડતો કે આવીને તેમની સાથ ગેલ કરવા મંડી ગયો. જમશેદ અને તેની બેહન ગુલાં તેને કુદાવવા પડયાં તેથી બીજું સઘલું વીસરીજ ગયાં. કુતરો થાકીને લુસ થઇ ગયો, તોપણુ તેઓ તેની આગલથી ખીસયાં નહીં. પણુ હવે તેઓનાં માંએ તેમને હાંક મારયો કે "છોકરાંઓ, સાહેબોની હજુર ચાહ પીવા આવતાં નહીં? બધાં ખોટી થાએચને!" હવે સઘલાં ઘરમાં દોડયાં, અને તેમની પાછલ કુતરોબી કુદતો કુદતો ઘરમાં ગયો; સગળાં પાછલી હોટીમાં ચાહ પીવા બેઠાં.

જમશેદ, તેની મા, અને બપાઇ એક બાજુપર બેઠાં, જ્યારે તેનો બાપ અને બન્ને બેહનોએ સામેની બેઠક લીધી. જમશેદ સાંઝ ચારે રોજ સ્કુલથી ઘર આવતો હતો, અને તેનો બાપબી એ વખતે આવી પુગતો હોવાથી ઘરનાં બઇરાંઓએબી સકારે ચાહ પીવાનો

કાએદો રાખ્યો ન હતો. સઘલાં સાંજે છેક પાંચવાગ્તે જમવા બેસે તેમ ચાહ પીવા માટે પોત પોતાની નક્કી કરી રાખેલી જગ્યાએ બીરાજતાં હતાં. ચાહ પી અને સેહજ સાહજ ખાઈ બધાં સાથે ફરવા નીકલી પડતાં. એ કુટુંબ જ્યારે બાહેર નીકલતું ત્યારે કોઈબી તેમનાં ચેહરા ઉપરથી સઘલાં એકજ કુટુંબનાં છે કરી કહી આપતું. એવા તેમનાં ચેહરા એક બીજાંને મલતા આવતા હતા. જમશેદનો ચેહરો પોતાની માને મલતો લાંબા ઘાટનો હતો. તેનું કપાળ મોટું, આંખ ભુરી, નાક અણીઆલું, મ્હોંની હાબુરી નાની તથા નીચલો હોઠ રતાસદાર પણ જરા બાહેર નીકલેલો ને તદન આબેહુબ તેની માને મલતો હતો. વલી માની માફક તેના બાલ પણ કાલા ભમર જેવા હતા. બંને છોકરીઓ કપડાં તો એકમાંનાંજ પેહરતી, પણ તેમનાં ચેહરા અને ખવાસ એક એકથી ઉલટા હતા. તે આપણે તેમની વાતચીત પરથી પણ જોઈ ગયાં છીએ. બંનેએ લીલી ગાજની સાડી અને અસ્તરીનાં બદીઆન પેહરયાં હતાં; પણ તેમના ચેહરામાં કશું મલતાપણું ન હતું. ગુલબાનુંનો ચેહરો આબાદ તેની બપાઈને મલતો આવતો, અને તાણીનો ખવાસ થોડો ઘણો જમશેદને મળતો હતો: એથી કરીને એ બંને ભાઈ બેહનને બહુજ સારૂં હતું. દીનું પોતાની બેહન કરતાં લગાર સાંમરી પણ ઘટમદાર અને વધારે તનદરોસ્ત દીસ્તી: તેથી તે તેર વરસની હોવા છતાં પોતાની સર્વથી (જમશેદથી પણ) વડી બેહન કરતાંબી મોટી હોય એવી લાગતી. પણ તેણીનો સ્વભાવ જરા ચીરડાક હોવાથી તેણીને ભાઈ બેહન સાથે અતું બનતું નહીં. ગુલબાનુંની ઉમ્મર ઓગણીસ વરસની હતી; અને જમશેદ વચલો હતો. એમનો બાપ ઘણો હસમુખો અને ખુશ મીજાજી હતો. મા પણ તેવીજ હતી. પણ તે લગાર ગંભીર દીસ્તી. ગુલબાનુમાં આબાદ બાપનો ખવાસ ઉતરયો હતો: આથી તે જયાં જતી ત્યાં તેને 'રમતું રમકડું', 'હસ્તી પુતલી' વીગેરે રમુજી ખેતાબો મલતા હતા. વલી લોકો તેને રડતાંને હસાવનારી કયને કહેતાં: કેમ કે કોઈનેબી પ્રતાવવા મનાવવામાં તે જબરી સીફત વાપરતી અને તેમાં હમેસ પાર પડતી. મા ને બાપ બંને આ પુત્રી ઉપર ઘણાં ખુશ ખુરા હતાં, અને તેની બપાઈને તો તેણીનાં વગર એક ઘડી પણ ચાલતું ન હતું. ખરેખર! શેઠનાંનાં આબાદ કુટુંબ સુખીજ હતું. આહ! પણ એ વેલાએ જો જાંહગીર શેઠના જીવતા હતે તો તે કેટલો બધો હરખાતે? તેણે પોતાના એકપુરા પુત્ર પાછલ કીધેલી મેહનત બરબાદ ગઈ નથી એમ જાણી તે જાણે જીવતોજ બેહસ્તમાં જતે. જમશેદની બપાઇ પણ ઘણું ઇચ્છતી કે તેણીનો ધણી આ વેલાનું સંપુરણ (કેમકે તે એટલાં સુખપર ઘણી સંતોષી હતી ને તેને સંપુરણજ ગણતી.) સુખ જોવા જીવતો રહયો હતે.

વાંચનારે આ પરથી જોયું હશે કે શેઠનાનું આપણી વારતા ચાલે છે, તે વેળાનું કુટુંબ કાંઈ આજના કહેવાતાં સુધારાવાલું (ખરી રીત કહેતાં કુધારાવાલું) કુટુંબ નહી હતું. તે કુટુંબ ઝરથોસ્તી ધર્મ પ્રમાણે ચાલનારૂં હતું. 'નેક વમાસવું, નેક બોલવું અને નેક કામો કરવાં', એવો જે ઝરથોસ્તી ઉતમ સદબોધ છે તે પ્રમાણે એ કુટુંબ ચાલતું હતું, અને તેથીજ તે ખુશી અને સુખી હતું. આજ કાલનાં સુધરેલાંઓ તરીકે કહેવાતાંઓમાં જે ઇટરાત, ટચાકપણું, હદ બાહેર છુટ, અધરમીપણું, વગેરે જે દુરગુણો આજની કેલવણીના પ્રતાપથી ફેલાઈ ગયલાં જણાય છે, તેવા દુરગુણો એ શેઠનાનાં તેમજ બરજોર માણેકના કુટુંબોમાં ફેલાયલાં નહી હતા. એ દુરગુણો ઢાંકવા માટે સુધરેલાંઓના મેહતાજીઓ ગમે તેવી કોશેશ કરે, પણ તે 'સુધારા' પર આપણો મુંગો ધીક્કાર બતાવી આપણી વારતા આગલ ચલાવીશું.

## પ્રકરણ ૩ જું.

### એક પગલું આગલ; સ્કુલની આજ કાલની પશ્ચીમ તરફની કેલવણીથી જમશેદ પર અસર; સરત હારયો.

શેઠનાનાં કુટુંબ વીશે ઉપર મુજબ તારીફ કરયા પછી હવે વાંચનારનું ધ્યાન એક બીજી બાબદ પર રોકીશું. અત્યાર આગ-

જમશેદનાનાં કુટુંબમાં પેલી પથીમ તરફની કેળવણી લેવાનું મન થયું નહી હતું, પણ ન્યુસપેપરવાલાઓએ તે કેલવણીનાં ભેંપુરાં ફુંકવા માડયાથી તેવી કેળવણી જમશેદને આપવા તેમનું મન લલચાયું. તેઓએ જમશેદને તેવી જાતની સ્કુલમાં મુંકયો હતો.

દીવસ સોમવારનો હતો. વખત નવંમાં દશ કમનો હતો. સ્કુલમાં છોકરાંઓને સહવારનાં લેશન શરૂ કરવાનો વખત નવનો હતોઃ માટે હવે તેમને માટે માત્ર દશ મીનીટ બાકી રહેલી હોવાથી કેટલાંક છોકરાઓ પોતાનું લેશન ઉપર ટપકેથી જોઇ જતાં હતાં, તો વલી બીજાંઓ પોત પોતાની મરજી પ્રમાણે મજાહ કરતાં હતાં. કેટલાકો કમ્પાઉન્ડમાં દડા ઉછારતા હતા, અને તે લેવાની દોડધાંમ કરતા હતા. બે મોજીલા મીત્રો સ્કુલના દરવાજાની આગલી બાજુએ કાંઇ પોતાને મન ગમતી મસલતમાં રોકાએલા હતા, અને હસી હસીને પોત પોતાની વાત બીજી તરફ કશું ધ્યાન આપ્યા વના ચલાવ્યા જતા હતા. સ્કુલના અંદરના ભાગમાં એક ઓરડામાં છોકરાઓનું એક નાનું ટોલું ભેગું મલ્યું હતું, અને તેઓ ન્યુઝમાં આવેલો કાંઇ એક ફકરો વાંચવા માટે એક એકના દીલપર પડતા હતા. આ ન્યુઝ એક છોકરાએ પોતાના પાટલુનના ગજવામાંથી કાઢી એક ફકરાની એક લીટી ઉપર આંગલી ફેરવી ફેરવીને ઉકમાઇથી પોતાના સાથીઓને બતાવતો જતો હતો. આ લાઇન નીચે પ્રમાણે હતી. આ બાબત ઘોડાની સરતના હેવાલની હતી, અને પેલી લીટીમાં "આંગેખલાની સરતમાં નેસતર નાંમનો ઘોડો જીત્યો" કરી લખ્યું હતું.

આ ખબરમાં કાંઇ ભેદ જણાતો હતો; કેમકે તે વાંચીને બે ત્રણ જણા તદન ઠંખ થઇ ગયા હતા. એક જણ વલી આ ખબર દેખાડનાર સખસ તરફ કાંઇ શક પડયો હોય તેમ ઉભો ઉભો ટીકયાજ કરતો હતો. થોડાક જણ ખડખડ હસીને ખસી ગયા હતા; પણ તેણી વાત બીજા ઘણા જણા તે જોવાના હતા, અને જોવાને એટલા તો આતુર હતા કે એક એકના દીલપર વાંકા વલીને તે કાગજમાં મુંડું ખોસ્તા હતા. આથી એક ઠોલ્લો છોકરો બોલ્યોઃ—"અરે બા! દીનશા બસ કર હવે, તારૂં સુરીઆનું પેપર હવે બંધ કર ને ગજવામાં ઉંચું મુક, નહીતો આએ ટુકડાઓ નકાંમાં પડી જઇને કાંઇ મ્હોંનું માંથું ભાજીને નકાંમું ગોધીઆરૂં કરી મુકશે" આ અવાજથી દીનશા (પેલું ન્યુઝ લાવનાર અને બધાંને બતાવનાર) એકદમ ચોંકયા, અને બીજા ખડખડ હસી પડયા. આ વેલાએ સામેથી શેઠનાનો જમશેદ આવતો જણાયો. તેઓએ તેને હાંક મારી બોલાવ્યોઃ "જમશેદ! જમશેદ".

"અરે, આયો સોબ, આયો સોબ" કરી જમશેદ આગલ આવી પુછવા પડયો, "કેમ વરી શું થયું છે; એ વરી સાંની ગમ્મર?"

"અરે કંઇ નહી રે, મેહેરબાન! એ તો ફકત તમે પાંચ રૂપીઆની સરત હાર્યા તે છે; બીજી કંઇ ગેરબર નથી. ધભરાઓ ના; હવે મુગા મુગા રૂપીઆ તોલી દેઓ." દીનશાહે તકોરમાં જમશેદને જવાબ આપ્યો. જમશેદનું સઘલું લોહી પાણી ઊડી ગયું. તેનો હસમુખો સ્વભાવ ગુમ થઇ ગયો, અને જે હસ્તા ચેહરાથી ને ટકોર કરતો તે ત્યાં આવી ઉભો હતોઃ તેથી ઉલટોજ હવે તે ધ્રુજતે હાથે પેલું ન્યુઝ પકડી વાંચવા ઉભો. વાંચી રહીને દીનશાહને મુંગે મોંઢે પાછું આપ્યું.

"કેમ સાહેબ, હવે શું કેહેચ ? રૂપીઆ આપોચ કે ?"

"અરે હારે દીનશાહ; પણ મારા હાથમાં આવશે ત્યારે આપશ."

"અરે પણ સાહેબ, તમેણી એમ શું કરોચ જો! મોટા શેઠયામાં ખપોચ ને પાંચ રૂપરડીને સારૂ એમ કરોચ શું જો? જડપમાં આએ એમ (હાથના ચાલા કરીને) કાઢીને ફેંકી દેઓની! એમાં તે શું બીસાદ! નહી હોય તો કોઇ પાસે ઉછીના લેઓ." દીનશાહના એક મીત્રએ જમશેદની તકોર કીધી, અને હવે જમશેદનું ઘણુંજ પાકી આવ્યું. તે દીનશા ભણી ફરીને બોલ્યો. "જો દીનશાહ; તું જાણેચ તો ખરો કે હું તો આએ હમણા ને હમણા તુંને રૂપીઆ કાઢી આપું. પણ હમણા જરા મને રૂપીઆનું કામ છે." જમશેદે જેમ

તેમ દીનશાહને ડંડો રાખવા માગ્યું. પણ દીનશાહ ઉપલી વાત કબુલ કરે તે અગાઉ તો સ્કુલનો ઘંટ થયો, અને સઘલાં છોકરાંઓ દોડાદોડી કરતાં સપો સપ પોત પોતાના કલાસમાં ભરાઇ પોતાની જગ્યાએ બેસી ગયાં. બપોર પડી ત્યાં સુધી જમશેદ અને દીનશાહ વચ્ચે ઉપલી વાત વીશે ગોઠવણ નક્કી કરવાનો વખત મલ્યો નહી, પણ જમશેદને આજનો દહાડો બહુ ભારી લાગ્યો. તેને સ્કુલમાં કશું કરવા ગમ્યુંજ નહી, અને વલી તેને દીનશાહે લરેહવાર ઇસારતો અને ચાલા કરીને આ વાત પોતાના મીત્રોને સમજાવવા માંડી; એવી રીતે બધા સાથે મલીને જમશેદની મજાક કરવા કીધી, "હારયો; પાગલી! પાંચ રૂપીઆનો દંડ! ચાટ." વીગેરે હાથની ઇસારતોથી દીનસાહ અને તેના મીત્રોએ તેની મજાક કરવા કીધી. બધા છોકરાઓ સમજયા કે દીનશાહ જલદીથી રૂપીઆ ઓકાવવાની આવી વેત્રણ કરેછે.

## પ્રકરણ ૪ થું.

### જબરી નાઉમેદી.

આપણે જોયું તેમ શેઠનાંના જમશેદે ઇંગ્રેજી નીશાલમાં ગયા પછી જે એક બદી અખત્યાર કરી શરૂઆત કીધી હતી, તે સરતની હતી. એ શરૂઆત કેમ થઇ, તે આપણે જોઇએ.

આગલા શુક્રવારે જ્યારે સઘલા છોકરાઓ મેદાનમાં એકઠા મલ્યા હતા, ત્યારે ત્યાં સરતની વાત નીકલી અને એક જણે બધી વાત કીધી. આ વખતે જમશેદ પણ તેમાં સામેલ હોવાથી તેને ઘણી મજાહ પડી. તે વેલા તેમાં 'નેસ્તર' ઘોડા (જેને જીતવાની ઘણા લોકો આશા રાખતા હતા, અને કેટલાકો તો તેના આગલાં કામ ઉપરથી ખાતરી પુરવક હતા.) ઉપર દીનશાહે પાંચ રૂપીઆની સરત મારી દીધી, અને જમશેદને બધાનાં દેખતાં શરમેમાં ને શરમમાં તે વાત કબુલ કરી દેવી પડીઃ કેમકે સઘનાં દેખતાં સાફ ના કહેવાની તેની હીમ્મત ચાલી નહીં. વલી તેનો બાપ તેને દર મહીને પોકેટ ખરચ તરીકે ચોકકસ રકમ આપતો જતો હોવાથી હમેશ તેનાં ગજવામાં કાંઇ ને કાંઇ હોતું. હવે બીજા પઇસાવાલા છોકરાઓની પેઠે પોતાના આ પઇસા છોકરાઓને દેખાડવા અને જરા ભપકો બતાવવાની તેની મરજી હોવાથીબી તેણે વલી તે સરત ખુલ્લી અને કશી આનાકાની વગર કબુલ કરી દીધી હતી. આગલ તેણે કોઇ દહાડો કસી સરત ન બકેલી તે છતાં અને વલી 'નેસ્તર' ઘોડો કેવો છે ને કેવો નહીં તથા કોણને જીતવાની વધુ તક અને આશા છે તે કશું જાણ્યા વગર તે પોતાના એક બોલથી બંધાઇ ગયો. હવે બીજી તરફ દીનશાહ કાંઇ આજે પહેલ વહેલોજ સરત રમવા નીકલ્યો ન હતો. પણ તેનો તો ઘણો ખરો એ ધંધોજ હતો, તે એક હોટેલવાલાનો છોકરો હતો. તેને ઘરમાં કોઇનો આંકુસ ઝાઝો ન હતોઃ તેની વડી જે બે બેહનો હતી તે તો પરણી ગઇ હતી, અને નાનીની તે કાંઇ દરકાર કરતો ન હતો, તેમજ વડો ભાઇ હતો તેને એની બીલકુલ કનવાર કરવા ગમતી ન હતી. વલી મા પણ મરી ગએલી હતીઃ તેથી તે આખા હોટલમાં ગમે ત્યાં ભટકતો, ગમે તેની સાથ બોલાતો અને ગમે એવી વાતો કરતોતો તેને કોઇ અટકાવનારૂં ન હતું. પેહેલાં તેણે તયાનાં ચાકરો સાથ ટુંક ટુંક સરત બકવી ચાલુ રાખી હતી. ઘણી ખરી દરેક સરતમાં તે જીતતો હતો ખરો, પણ કદાચ એકુમાં તે હારતો તો તે પઇસા પાછા આપવાની વાતજ ન કરતો હતો; આ વેળા તેની સાથ રમનારાં તેનાં બાપના માણસો (ચાકરો) હોવાથી તે લોકો તેને કશું બોલી શકતાં ન હતાં. એક વેલાએ તેણે ત્યાં (હોટેલમાં) વાસણ ઉજાલનારી દોસીની એક અમીના નામની દીકરી સાથ બે રૂપીઆ સંરત બકી, પણ તેમાં તે હારયો અને રૂપીઆ આપવાની વાત અખાડા કરી ગયો. વલી દીનશાહ પોતાની આવી રૂપીઆની વાત સ્કુલમાં છોકરાઓ આગલ કરતો, તેથી જમશેદ પણ તે વાત જાણતો હતો: માટે તેણે એક વેલા અમીના સાથેની સરતની વાત યાદ દેવાડી તાનો મારયોઃ જેથી દીનશાહને જબરો ઝટકો લાગ્યો, અને તેના ખારમાં તેણે જમશેદ ઉપર વેર લેવાનો ઠડાવ કરી મુકયો. પેલી સરતમાં

તેણે લુચ્ચાઈ કરીને આગલથી બધી ખબર કાઢીને જમશેદ ઉપર છુપ્યું વેર લેવા માંડ્યું. જમશેદે તો શરમમાં બધાંના દેખતાં સરત કબુલી દીધી. પણ તેથી તે મનમાં ઘણો મુ-ઝાયોઃ કેમકે આવતે સોમવારે તેની બેહન ગુલાંનું વરસ હોવાથી આ મહીને તેણે કસર કરીને આખા પાંચ રૂપીઆ એકઠા કરી રાખ્યા હતા; તેમાંથી તેણે પોતાની વ્હાલી બેહનને કાંઇ ઘણીજ સરસ ભેટ આપી રાજી કરી નાંખવાનો વીચાર કીધો હતો. પણ હવે જો તે સરત હારે તો પાંચ રૂપ્યા જાય એવું હતું: તેથી તે દલગીર હતો; વલી તેનાં બાપે ઘરમાં આવાં સારાં તાકણાંઓ ઉપર અસલી રીત પ્રમાણે દરએક જણને કાંઈને કાંઇ ભેટ આપ-વાની ચાલ પાડીને બચ્ચાંઓમાં પ્યાર વધાર-વાની યુકતી રચી હતીઃ તેથી જો જમશેદ સરત હારે તો પછી ગુલાંને ભેટ આપવા માટે તેની પાસે બીજી એક પઈ પણ બાકી ન હતીઃ માટે તેને કુદરતીજ એ વાત ન ગમે એવી હતી. પણ સેવટ શું આવ્યું? અંતે જમશેદની ધાસ્તી ખરી પડી. આપણે ઉપર જોયું તેમ તે સોમવારે સરત હારયોઃ એટલે હવે તેની કેવી જબરી તાલી પડી હતી? પણ હજીબી તેણે હાલ તુરત તો એ રૂપીઆ બેહનનેજ માટે રાખવા માંગ્યા (કેમકે તેની બેહનનું વરસ આવતી કાલે હતું,) અને દીનશાહને બીજી વખતે આપવા કહ્યા. દીનશાહે મ્હોં ઉપર તો બીજાઓના દે-ખતાં કશી અધીરાઈ બતાવી નહી; પણ આ-પણે ઉપર જોયું જેમ જમશેદને તે દહાડે પુષ્કલ ખીજવીને પોતાનું કામ કાઢી લેવા માંડ્યું, અને જમશેદને કંતાલી જઈ તે રૂ-પીઆ આપવા પણ પડ્યા.

જમશેદ જે સ્કુલમાં જતો હતો તે સ્કુલ બહુ મોટી હતી. ત્યાં શરૂઆતથી કેલવણી અપાતી હતી. મેત્રીકમાં પસાર થયા પછી જો કોઈની મરજી હોય તો ત્યાંના હેડમાસ્તરે પી૦ ઈ૦ સુધી શીખવાનું માથે લીધું હતું, અને તે માટે એક જુદો કલાસ કાઢયો હતો. આપણો જમશેદ આગલે વરસે મેત્રીક થયો હતો. અને હાલ પી૦ ઈ૦ ના કલાસમાં હતો. એ સ્કુલમાં કેટલાક કહેવાતા શેઠયાઓની મદદથી ગરીબનાં છોકરાંઓ પણ મફત કેલવણી લેતાં હતાં (અને દીનશાહ પણ તેમાંનો એક હતો,) તેમ વલી ત્યાં કોઈ ઝાઝાં પઈસાદારના છોકરાંઓ આ-વતાં ન હતાં. એ સ્કુલ અંદરનાં કામ કરતાં તેની ઈમારત અને બાહેરના ભપકાથી કોલે-જનું નામ પામી હતી, અને હમણાં બધા તેને કોલેજ કરીનેજ કહેતા હતા. તે ઈમારત પથ્થરની બાંધેલી હતી. આગલી બાજુ મોટો કમ્પાઉન્ડ છોકરાઓને રમવા માટે ખુલ્લો હતો. વલી ફરતો ભાગ આવેલો હતો, અને ઈમારત તદ્દન છુટી હોવાથી ચો તરફથી ખુલ્લી હતી; વલી તેના ચાલુ ખરચમાં કશી પઈસાની બી કરકસર જણાતી ન હતી. વડા માસ્તર ઘણા આબરૂદાર હતા, અને બીજાઓબી સારા હતા, અને મોટે પગારે રહેલા હતા. જો જમશેદ અને દીનશાહ વચ્ચેની સ-રતની વાત વલી માસ્તરને ખબર પડી હત તો જરૂર જમશેદના રૂપીઆ બંચતે, અને તેને નાશીપાસી ખમવી પડતે નહી. પણ, અલબતાં, તેઓને તે માટે શીક્ષા તો થતેજ. માસ્તરે દીનશાહ અને જમશેદ વચ્ચે કાંઇક અભાવ જોયો હતો અને સોમવારે દીનશાહની કેટલીક ઈસારત અને ચાલાઓ તેને શક ભ-રયા લાગ્યા હતા ખરા, પણ તે તેમાંથી ખરી વાત બોલી શકયો ન હતો; વલી સરત તો સ્કુ-લમાં નહી પણ મેદાનમાં બકી હતી, અને તેના રૂપીઆબી જમશેદે કોલેજમાંથી બાહે-ર નીકલ્યા પછી ઘર જતી વખતે આપ્યા હતા, આથી હાલતો એ વાત અંધારામાંજ રહી ગઈ. છોકરાંઓ પોતાની લુચ્ચાઈમાં કોઇ એવી તો સીફત વાપરતાં કે ઘણી વેલાએ મા-સ્તરની જાણમાં તે આવ્યા વગર પસાર થઈ જતું હતું.

## પ્રકરણ ૫ મું.

### સુંદર પણ ભેદ ભરેલી ભેટ.

દીનશાહે જોયું કે ચીડવ્યાથી જમશેદ રૂપ્યા તોલતો નથી, ત્યારે તેણે હવે જુદીજ

રીતથી કામ લેવાનો ઠરાવ કીધો અને તે પર તેણે અમલ પણ કીધો.

જેથી નીશાળ છુટી અને સઘલાં છોકરાંઓ ઘર જવાની ગરબર સરબરમાં પડયાં કે દીનશાહ વહેલો વહેલો તઇયાર થઇ જઇને આગલથી બાહેર નીકલી પડી જમશેદનો રસ્તો ઘેરી ઉભો, અને જેવો જમશેદ બાહેર નીકલ્યો કે તેને પકડી ઉભો.

"લે ચાલ, આપેચ કે હવે? એઇ? શું કેહેચ?" દીનશાહે તોરમાંજ પુછયું.

જમશેદ આવું અપમાન શાંખી ન શકયો અને તેથી પોતાની ગમે એવી ના મરજી છતાં તેણે ગજવામાંથી પોતાની કોઠલી કાઢીને તેમાં આજ કેટલાક દહાડાની સાચવીને સાંતી રાખેલી રૂપીઆ પાંચની નોટ કાઢી આપી. તેણે હવે તેની સાથ કશો સંબંધ નહી રાખવાનો પકકો ઠરાવ મનમાં કીધો. જેવી નોટ તેણે દીનશાહના હાથમાં મુકી કે તે ખુશીથી કુદયો. પણ જેવો તે પોતાની પાસેની ડેલીમાં ઉંચી કરવા જતો હતો તેવામાં એકદમ પછવાડેથી કોઇનો અવાજ સાંભલી તે ચોંકયો.

"અરે એઇ! એઇ! એ શું કરેચ? ગજવાંમાં કાંય મુંકી? એ કંઇ તારા બાપની નથી તો?"

"હું શું બોલ્યો? વરી મારી નહી તો કોણની? હું જીત્યો તે મારી થઇ," દીનશાહે પાછું ફરી જવાબ દીધો.

"અરે ચાલ, ચાલ; બેસ મુંગો; એવી લુચ્ચાઇ કરશે તેની તો કોઇ દહાડે કોરટમાં ઘસડાવું પડશે, તે જાણેચ કે?" પાછલ ઉભેલો હીરજી બોલ્યો.

"યુ રાસ્કલ હીરા! (કોલેજમાં હીરજીને સઘલા હીરો કરી બોલાવતા હતા) તું કોણને બોલેચ તે જાંણેબ કે?" દીનશાહે મીજાજ બોહયો.

"અરે હારે સાહેબ, સઘળું જાણુંચ. વલી કોણને કેહ! તમુને, શેઠ શાહેબનેજ તો! તમુંને એટલે તું દીનશાહને કહુંચ! સમજયા કે શેઠ!" હીરાએ ટકોર ચલાવી.

"હંકે! વારૂં ત્યારે તો જા, કંઇ કામકાજ હોય તો તે કર. નકામો પારકી પંચાતમાં પડેચ તેના કરતાં!" દીનશાહે જણાવ્યું.

"અરે હારે હા! હું તો મારૂં કામ કરસ પણ જોની; એ તારી એવી લુચ્ચઇ તારે ઘેરજ રહેવા દેજે હં! બાકી અહીં સ્કુલમાં કંઇ તારૂં એવું ચાલવાનું નથી." હીરાએ ભપકી આપી, અને તેની આ ભપકીથી દીનશાહ રાતો પીલો થઇ જઇ હીરાનાં આંગ ઉપર ધસ્યો. તેણે હીરાનાં હાડકાં પાંસરાં સારી પેઠે રંગી નાખવાનો વીચાર કીધો. પણ હવે બીજી તરફ હીરો તો સ્કુલના દરએક છોકરાઓનો માનીતો થઇ પડયો હતો. જો દીનશાહ જરાબી હીરાને હાથ લગાડે તો તરતજ પંદર સોલ જણાઓ તેની ઉપર ઉલટી પડે: માટે આ વેલાએ તો દીનશાહે લોહીનો ગોટ ગલી, ખામોશી પકડી; પણ કોઇ વેલા એકાંતમાં એનું વેર લેવાનો તેણે નક્કી વીચાર કરી મુકયો. થોડી વારમાં તેઓ બંને છુટા પડયા, પણ હીરાથી છુટા પડયા પછી આજે દીનશાહને પેહેલીજ વેલાએ લાગ્યું કે તેણે જે રીતે જમશેદ પાસે પઇસા મેલવ્યા હતા, તે ખરેખર હકદાર તો નહીજ હતા! પણ હવે રૂપીઆ જેવી લલચાવનારી ચીજ પડી ને વલી તેબી એક બે ને પાંચ રૂપીઆ. તો પછી તે દીનશાહ જેવા એક છોકરાને તો પાછી આપવા તે કયાંથીજ ગમે! માટે હાલ તુરત તો જે થયું તે થયું કરી દીનશાહ ઘર ગયો; પણ આજે બીચારા જમશેદના એકદમ પાંચ રૂપીઆ ગયા તેથી હીરાને ઘણુંજ લાગ્યું. મનમાં જમશેદની તે દયા ખાવા લાગ્યો, અને દીનશાહને જીગરથી ધીક્કારવા લાગ્યો.

જમશેદના બાપની ઓફીસ તેની સ્કુલથી ઘણી દુર ન હોવાને લીધે જમશેદનું ભોણું સ્કુલમાં આવતું નહી હતું, પણ તેના બાપની ઓફીસમાંજ તે જમવા જતો. બાપની સાથે જમીને પાછો વખતસર સ્કુલમાં આવતો. બીજાં છોકરાંઓની પેઠેજ જમશેદને માત્ર એકજ કલાક રજાનો મલતો: માટે તે જેવો છુટતો કે વહેલો ઓફીસમાં દોડી જઇ જમીને જલદી આવતો, અને પછી બાકીનો વખત છોકરાઓ સાથે ગમત કરવામાં ગુજારતો. પણ આજે એક તરફ તેને દીનશાહે રોકયો, તેના પાંચ રૂપીઆ ગયા, અને ત્રીજું એકે તેને દીનશાહ તરફથી અપમાન ખમવું પડયું: માટે તે વીચારમાં ને

વીચારમાં ધીમો ધીમો ચાલ્યો, અને તેથી તેને ઓફીસમાં જમવા જતાં આજે મોડું થયું. ઓફીસમાં તે વખત સર જઇ ન લાગવાથી તેના બાપના વડા કારભારીનો દીકરો (ખરજોર માણેકનો ખરજોર,) જે બે વરસ થયાં તેજ ઓફીસમાં કલાર્ક દાખલ રહયો હતો, તેને શોધતો આવતો રસ્તામાં મલ્યો.

"ઓહો! જમશેદ આવ્યો કે! આલ-બીજો, આજે કેટલું મોડું?" ખરજોર જમશેદની નજદીક આવી બોલ્યો. પણ જમશેદ હજી પોતાના વીચારમાંજ ચાલતો હોવાથી તેણે ફકત ખરજોર સામું જોયું, પણ કશું બોલ્યો નહી. ખરજોર પણ જમશેદનો દલગીર જેવો ચેહરો જોઇ કાંઇ પણ થયું છે એમ સમજી જઇ કશું બોલ્યા વના તેની સાથે સાથે ચાલ્યા કીધો. થોડી વાર ચાલ્યા પછી ખરજોરે જમશેદના મનની વાત ભુલાવવા માટે બીજી વાત કાઢીઃ "અરે જમશેદ! જમશેદ! કાલે તો તારી ગુલાંનુ વરસ છેની?"

"હા, કેમ વારૂં?" જમશેદ અરધો ખુશ અને અરધો દલગીર ચેહરે બોલી ઉઠયો.

"જોની, ત્યારે તો તું સાંજે ઘેર જાએ ત્યારે ગુલાંને સારૂ એક દાબડો મેં ભેટ કરવા તઇયાર કીધો છે, તે લેતો જશે?" અહીં જાણવું કે ખરજોર ને જમશેદની ઉમ્મર વચ્ચે માત્ર ત્રણ ચારજ વરસનો ફેર હતો; તેઓ બંને જાની મીત્ર અને એક બીજાને ઘર આવતા જતા હતા. બંને આબરૂદાર હોવાથી જમશેદને પણ ખરજોરની દોસ્તી રાખવાની કશી મનાઇ ન હતી. હવે ખરજોર જમશેદની આગલ જ્યારે ત્યારે આવતો હોવાથી તેને ગુલાં સાથ ઓલખ પડી હતીઃ કેમકે તે "હસ્તી પુતલી" સર્વ સાથ સેહજમાંજ પલોતાઇ જતી, અને વલી તેની દોસ્તી કબુલ રાખવાને કોઇનીબી મનાઇ નહી હતી. ખરજોરના બાપ નસરવાનજી અને જમશેદના બાપ જામાસ્પજીનાં કુટુંબ વચ્ચે સારી મીત્રાચારી હતીઃ તેથી તેમનાં બચ્ચાં એક બીજાને ભાઇ બેહન તરીકે ગણતાં હતાંઃ જેથી એવી ભેટ સોગાદો તો તેમના મનથી ઘણી સાધારણ ગણાતી હતી.

પોતાની બેહનની વરસગાંઠ અને તેને ખરજોરે આપવા ધારેલી ભેટથી જમશેદ પોતાનો વીચાર થોડીક વાર ભુલી ગયો, અને ખુશીમાં આવી જઇ બોલ્યોઃ "પણ ખરજોર! તું ગુલાંને કેવો દાબડો આપવાનો છે?"

"ઘણોજ મજેહનો કોતરેલી નકસીનો છે, અને વલી અંદર બધી બઇરાંઓને લાએકનો ભરવા ગુંદરોનો તમામ સામાન ભરેલો છે. હું ધારૂં છું કે ગુલાંનેબી તે ગમશે."

"હંકે! એવો છે ત્યારે તો એને ઘણોજ ગમવાનો ને એતો ખુશ ખુશ થઇ જવાની! એને એવો એક જોઇતો તોજ! ઘણા દહાડા થયા એ એવા એક દાબડાને સારૂ બોલ્યાબી કરતી તી ને આએ વરસે—અરે પણ—" અહીં જમશેદ બોલતો બોલતો અચકી પડયો. ચતુર ખરજોર તરત પામી ગયો કે એની દલગીરી કાંઇ એવીજ બાબદના ગુંચવાડાથી થઇ છે. તે બાબદ તે ખુલ્લી કરી કહેવા જાએ છે પણ એનેથી બોલાતું નથી.

માટે પોતે કશું જાણતોજ ન હોય એવું ડોળ દેખાડી તે બોલ્યો "જમશેદ, જમશેદ! આએ વખતે તું શું આપવાનો છે? તું તો કાંઇ મને કેહતોબી નથી. કેવો પકકો છે કે બધું ગુપચુપજ કર્યા કરે છે કે?"

"અરે, જવા દેની! હવે તુંને કહયું. મારી પાસે છે શું જે હું આપું? આપવાનો તો હતો, પણ હું કાંઇ જાણતો કે એમ થશે," જમશેદે થોડોક ભેદ ફોડયો.

"એટલે? પણ ત્યારે શું તું એવણને કાંઇજ નથી આપવાનો કે? એંહ! જમશેદ, એમ કાંએ? તું તો એનો પોતાનો ભાઇ, તે તુંને તો કાંઇબી આપવુંજ જોઇએ!"

"હા! પણ હું શું કરૂં? મેં તો ઘણીબી કસર કીધી, ને મારા પઇસામાંથી પાંચ રૂપીઆ એનેજ સારૂ એકઠા કરી મુકયા તા! પણ તે તો આજે હું સરતમાં હારી ગીયોઃ એટલે પછી તે ગીએલા રૂપીઆનો વીચાર કરવામાં ફાયદોજ શું?"

"શું? સરત હારયો! એ તું શું બોલે છે, જમશેદ! સરત શાની?" ખરજોર પુર અજાએબીમાં પોતાના મીત્રને તીકતો બોલ્યો.

"અરે! પણ શું થયું? આએ બધાં લોકો જાએ છે ને તું એમ મારાં મ્હોંડાં ભણી જોયા શું કરેચ? હું કાંઇ ભુત બુત છેઉં કે? વારુ હમણાં તો એ વાત જવા દે; જો પેલા બાવાજી બહાર ઉભા છે; હું બાઇને પછી પછવાડે આવશ, ત્યારે તુંને બધું કેહેવશ." અહીં જમશેદના બાપની દુકાન આવી, અને જમશેદ બાપ સાથ જમવા અંદર ગયો.

જમશેદ જેહેલો જેહેલો જમીને બાહેર નીકલી પડયો, અને તેનો મીત્ર બરજોર પણ આતુર થઇ ત્યાં તઇયારજ ઉભો હતો. તેની આગલ જમશેદે સઘલી વાત વીગતથી કહી દીધી. સઘલું સાંભલ્યા પછી બરજોર બોલ્યો "ખરેખર! હવે તો હું ધારૂં છું કે તું ફરીથી કદીબી એવી સરત રમશે નહીં"

"અરે, પણ હું તો હજુ આજેજ પેહેલી રમ્યો ને કોઇ દહાડે રમ્યોજ નથી. જો બરજોર, ખરૂં કહુંચ કે મારાં એટલા રૂપીઆ ગીયા તેની હું જરાબી દરકાર નથી કરતો; પણ આએ વખતે હું બીચારી ગુલાંને કંઇબી આપી નહીં શકતોઃ તેથી મને ઘણુંજ દુઃખ લાગેચ. પેહેલે તો હું તેને મોંહડુંજ કેમ દેખાડું કરી ધાસ્તી લાગેછ! વલી ગુલાં જ્યારે મારે હાથનું કંઇબી (નજીવુંબી) નહીજ મલશે, ત્યારે તે કેવી દલગીર થશે?"

"પણ ત્યારે તું કહેછે કે રૂપીઆ ગયા તેથી તુંને કાંઇજ લાગતું નથી, તો શું ત્યારે સરત રમવાનો ધંધો તું સારો ગણે છે કે? જા! જા! એવું કંઇ સમજતો ના! એ તો એક જબરૂં લુટાંણું છે.

"હેં! શું! લુટાંણું?"

"હા, હા, જબરૂં લુટાંણું. એથી તો લાખોની દોલતના ધણીઓ પાએમાલ થઇને આખરે રવડતા થયા અને થાય છે. જો હવે, એવું કદીબી કરતોજ ના. ચાલ! આજે આએ મારો દાખડો છે તે જાણે હું તુંને ભેટ આપું છું. પછી તું તારે નામે ગુલાંને આપજે! જો મારૂં નામજ ના દેતો, હં. જાણે મેં એ તુંને આપ્યોઃ એટલે તારો તો થયો; પણ પછી તું તારી બેહવને આપશેઃ એટલે વળી તેં જેને સારૂ લીધેલો તેનેજ મલ્યો કરીને ગણાશે. હું જો ભેટ નહીં આપું તો ચાલે; પણ તું ગુલાંનો પોતાનો ભાઇ એમ કરે તો તે નહીંજ ચાલેઃ તેથી ગુલાંને ઘણી દલગીરી ને વાસીપાસી લાગે, અને વળી દીનું કાંઇ તારી પાસે તારા રૂપીઆ ગીયાની વાત જાણ્યા વગર રેહેજ નહીં. પછી વરસ જેવે હસ્તે દહાડે આખું ઘેર દલગીર થાચ, તેના કરતાં તો—"

"અરે નહીં, નહી! બરજોર, હું એમ મારી ભુલને સારૂ કંઇ તુંને હેરાન નથી કરવાનો. તારી ભેટ તો તારેજ નામે હું ગુલને આપીશ."

"નહીં જમશેદ, જો એમ ના કર! વળી તું સમજ; જો, હું તો હમણાં બીજીબી ભેટ આપવા માંગું તો આપી શકું તેમ છેઃ માટે તું કાંઇ બીહ ના. સાંઝે ઘેર જાએ ત્યારે તે લેતા જજે ને તારે નામે ગુલાંને આપજે!"

અંતે જમશેદ ઘણીક આનાકાંની કરયા પછી કબુલ થયો; સાંઝે ઘર જતી વખતે બરજોરને ત્યાં જઇ તેનો ઉપકાર માની પેલો દાખડો લઇ આવ્યો ને બીજે દહાડે હસ્તે ચેહેરે ગુલાંને ભેટ આપ્યો. ગુલાંને પોતાને ગમતી ભેટ મલવાથી તે ખુશ ખુશ થઇ ગઇ, અને તેની માએ આવી મન ગમતી ઉમદા ને વલી ઉપયોગી પસંદગી માટે પોતાનાં દીકરાને ઓવારણા લઇ આશીશ દીધા. દીનુંએ તો એ ભેટ ઘણીજ પસંદ કરીને પોતાની સાલગરેહ પર પણ એક તેવીજ ભાઇ પાસેથી મેલવવાની આશા બાંધી ઉંઘરાણી કરતીજ આવી. તેણીની એ માંગણીથી બધાં ખડખડ હસી પડયાં. દીનું પાછી હમેસની માફક શરમાઇ ગઇ. પણ આજે જમશેદને સર્વની વખાણ અને શાબાશીના બોલ તીરની માફક ખુંચ્યા. તેને પોતાની ચાલ માટે આજે ઘણોજ પસ્તાવો થયો, અને અંતે રાતે તેનું ઘણુંજ માથું દુખવાથી વરસનું જલીબી અને પુડીંગ સાથનું ભોજણ ખાધા વગરજ તેને સકારેથી સુઇ જવું પડયું. આથી તેની મા બેહનોનો જીવ બલી ગયો. તે સાંઝે સઘલાં બાગમાં ફરતાં હતાં તે વેલાએ એક પોસ્ટનો સીપાઇ ગુલાંને

નામની કાંઇ બીંડરી લાવ્યો. તે ઉખેડીને જો-તાં તેમાંથી સુંદર રંગેલાં ચીત્રો મલ્યાં. એ પણ એક વરસની ભેટ હતી; અને તે મોડી પુગા-ડવા માટે અંદર જે એક ચીઠ્ઠી હતી તેમાં માફ માંગી હતી. આ ભેટ ગુલાંએ સર્વને દેખાડી. સઘલાંને તે ઘણીજ ગમી. પછી તેણીએ તે વેળા જમશેદવાલા દાબડામાં ઉંચી કીધી. પેલી ચીઠ્ઠી તેણીએ ત્રણ વખત વાંચી; તેના અક્ષરની વલાણ અને સાદી સાથ સુંદર ઢપ ઘણી ધ્યાનથી તપાસીને તે પણ તરત વેળા તેણીએ ઉંચીજ કીધી. આ ભેટ ખરજેર તર-ફની હતી.

## પ્રકરણ ૬ઠું.

### જોઇતુંજ પાયું.

"મોટી! મોટી! આએ જોયું કે, થયું તે?" ગુલાંની વરસગાંઠ વીતા બાદ થોડે દ-હાડે જમશેદનો બાપ જામાસ્પ પોતાના ઘણી-આણી મોટીબાઇને પોતાના પુત્રના શીક્ષક તરફથી આવેલું કાગજ બતાવી બોલ્યો. "અરે પણ શું? છે શું જો! શું થયું વારૂ?" મોટી-બાઇ ફીકરમંદ થઇ પુછવા પડયાં.

"પણ તું વાંચીનેજ જોની, શું છે તે? મી૦ બોન્ડ (જમશેદનો વડો શીક્ષક) કેહે છે કે 'હું એ બેઉ છોકરાઓને સખ્ત શીક્ષા ક-રીને સ્કુલમાં જબરો ત્રાસ બેસાડવા માંગું છું.'" જામાસ્પ શેઠ બોલ્યા, અને પેલું કાગજ પોતાની ધણીઆણીના કહેવાથી શેઠે વાંચી, તેની મતલબ કહી. મોટીબાઇ તે સાંભલી દલ-ગીર થયાં.

"કેમ, શું ધારયું?" જામાસ્પે પોતાની ધણીઆણીને પુછ્યું. પણ તુરત વેલા તેણી કશું બોલી શકી નહીં.

"પણ ત્યારે આખર એ વાત તો બધાં-એજ જાણી કે?" મોટીબાઇ નીરાશાથી થો-ડોક વીચાર કરી બોલ્યાં.

"નહીં! હજુ કાંઇ નક્કી ગોઠવણ થઇ નથી. પણ મીસ્તર બોન્ડ જમશેદ અને દીન-શાહ બંનેને સ્કુલમાંથી કાઢી મુકીને સ્કુલના છોકરાઓમાં જબરો ત્રાસ બેસાડવા માગે છે. એ જરા છેજ છાલકો! નકામો કાગનો વાઘ કરી મુકે છે. એને સ્કુલનો મોભો તો જાલ-વવો જોઇએ, એ હું ના પાડતો નથી. પણ હું તો એમાં જમશેદનો કાંઇ આઝો વાંક જોતો નથી. વલી જમશેદનો તો એ પેહલોજ વાંક છે. સરત તો પેલા દીનશાહે બકી, પણ એ તો બીચારો શરમા શરમીમાં નકામો ફસી પ-ડેલો લાગે છે, પણ તોબી એના રૂપીઆ ગીયા તેબી ઠીકજ થયું: કેમકે હવે ફરીથી એ એવું કરશે નહીં એજ એને શીક્ષા થઇ, અને એના પેહેલાજ વાંકની એ શીક્ષા બી ઘણી થઇ."

"પણ જામાસ્પ! જોઓની જમશેદ તો જાણે કાંઇજ બન્યું ન હોય તેમ ફરતો ફરેચ. એના મનમાં તો કંઇજ નથી. હું તો ધારૂંચ કે એને કંઇ શીક્ષા થવી જોઇએ; નહી તો વલી કંઇ લાલચથી સલચાઇને બીજીબી વખત ફસી પડશે. જો એકવાર એવા બુરા લખમાં પડયો તો પછી એ છોકરો હાથથીજ જશે, ને ત્યારે એને સુધારવો ઘણો ભારી પડશે. પણ હું નહી ધારતી કે એ બોન એટલાંમાંથી છેક એટલું બધું (છોકરાઓને સ્કુ-લમાંથી કાઢી મુકવાનું) કરે! જો હદાચ એમ થાય તો પછી બધે એની એજ વાત થયા કરે; પછી એકતો એ જાતે શરમાલ છે તેમાં પુરોજ ઘરમાંથી બાહેર નીકલવા નહીં માંગે!" મોટી-બાઇએ અહીં દલગીર થઇ જઇ પોતાના પુત્ર વીષેની ફીકર ને બલાપો ભેગો કહી દીધો.

"અરે, નહીં નહી! કંઇ નહીં, એમાં શું! એ બીચારાની એક ભુલ થઇ ને વલી તેની એને શીક્ષાબી થઇ ચુકી: એટલે પછી બચ્ચાંને વધારે હેરાન કરવામાં ફાએદો શું? જો હવે એમ તો એને આએ જાનેવારી મહીનાથી કોલેજમાંથી ઉઠાડીજ લેવાનો છે કેની?"

"શું? તમે એને જાનેવારીથી ઉઠાડી લેવા માંગોચ?"

"ત્યારે શું કરે?"

"પણ કાંએ? એને શીખવા દેવોની! શી-ખેલો હશે તો ધંધામાંબી એ સારો ફાએદો કરી શકશે. જોવો જામાસ્પ! કંઇ નહીં તો એને 'બી. એ.' તો થવા દેવો. જો એ આએ વરસે પી. ઇ. માં પસાર થાય ને પછી ધ્યાન લગાડી

શીખે તો બીજાં બે વરસ એને બી.એ. થવાને સારૂ પુરતાં છે."

"નહીં, નહી! તું અમથું માથું ના દુખવ, બેટી! એનું શીખવા પર કંઈ ઝાઝું ધ્યાનજ નથી, ને નકામાં વરસોનાં વરસો એમ ગાલી કાઢવામાં વલ્યું શું? કોણ જાણે કાલ કેવી છે? જો હમણાં નહીં ને છ મહીનેબી મને કંઈ થયું તો પછી જે ધંધાને ખીલવવા ને વધારવા પાછલ મેં આટલાં આટલાં વરસો બલકે સારી આખી જીંદગી ગાલી કાઢી, તેનું શું થાય? તેથી નાનપણથી ધંધામાં નાખ્યે તો એનીબી આંખ ઉઘડે; જો સાંભલ! હવે મારો વીચાર એછે કે એને હમણાથીજ કોલેજમાંથી ઉઠાડી લઈને ધંધામાં નાખું કે પછી બસ સઉ સમાધાન થઈ જશે. બાકી હવે બે મહીનામાં તે એ શું શીખી શીખીને શીખવાનો હતો જે તેની વાત? હું મીસ્તર બ્રોન્ડને લખી વાલુ છું કે 'આવતી પેહલીથી હું એને મારી સાથે ધંધાઆંજ નાખવા માંગું છું: તેથી એ ફરીથી સ્કુલમાં આવી શકશે નહીં,' એટલે પછી બધું શાંત થઈ જશે. કેમ, ઠીક કેની?" મોટીબાઈ આ વાતમાં કશું બોલી શકયાં નહીં. પણ તેવણના મ્હોં ઉપર દલગીરીની છાપ પ્રગટી નીકળી. ઉપલી વાતચીત પછી આ ધણી ધણીઆણી સુઈ ગયાં.

બીજે દહાડે જામાસ્પે પોતાની ગોઠવણ દીકરાને કહી સંભલાવી. પેલી સરતને લીધે જમશેદને બે ત્રણ મહીના અગાઉથી કોલેજ છોડી દેવી પડી, તે વીચારથી તેને ઘણી ખુશાલી લાગી. તણે પોતાની ખુશાલી જાહેરમાં દેખાડી તો નહીં, પણ તેની ચાલાક માય તેના ચેહરા ઉપરથી સઘલું ચેતી ગઇ, અને પોતાના એક પુરા પુત્ર માટે મનમાં મુંઝાવા લાગી.

જમશેદના બાપે તેને ધંધામાં નાખ્યા પેહલાં એક મહીનો ફરવા હરવા અને મજાહ કરવાની રજા આપી: એવા વીચારથી કે તેનું મન શાંત થાય. તે પછી આગલી વાતો ભુલી જઈ તે ધંધા ઉપર દીલ લગાડી રહે!

પોતાના બાપની આ નવી હીકમત તેને ઘણીજ પસંદ પડી: તેથી તે ઘણો ખુશીમાં આવી ગયો, અને બીજે દહાડેથી પોતાની માસી ધનબાઈજી જેવણ દાદરે રહેતાં હતાં ત્યાં જઇ રહેવાનો વીચાર કીધો. એને માટે પોતાની નવીજ બાઈસીકલ (જે ગયેજ મહીને તેના બાપે તેને લાઆકનીં અપાવી હતી તેમાં) તેલ પુરી તથા ચાવીઓ ફેરવી તેને તઈયાર કરવા મંડી ગયો. આ વેલાએ જમશેદની આગલ તેનો કુતરો 'રૈઝ' પણ આવીને બેઠો, અને તરેહવાર ચાલાઓ કરવા લાગ્યો. "કેમ, રૈઝ! શું કેહેય? તારી બી મરજી છે! આવશે?" રૈઝ જાણે કે પોતાના શેઠના બોલો સમજ્યો હોય તેમ કુદકા મારી ખુશાલી બતાવવા પડયો.

"પણ એટલું દુર તારેથી ચલાશે કે?" જમશેદે પુછયું. રૈઝ વલી પાછો સમજી ગયો હોય તેમ ખુશીમાં આવી જઈ જમશેદનો હાથ ચાટવા અને તેને શેકહેન્ડ કરવા મંડી ગયો.

"રૈઝ! જો વારૂં, હું તુંને લઈ જાંઉ તો ખરો! પણ આએ બાઈસીકલ નવીજ છે ને વખતે કંઈ અકસમાત થાય તો રસ્તામાં તું મને બચાવશે કે?" જમશેદ મજાક કરતો કુતરા તરફ જોઈ બોલ્યો.

રૈઝ જાણે કે આ પણ સમજી ગયો હોય ને પોતાની નીમકહલાલી દેખાડી આપવાની બાહેસ રાખતો હોય તેમ જમશેદના હાથ ચાટવા અને તેની આસપાસ કુદવા લાગ્યો: અંતે સઘલી તઈયારી થઈ, અને બીજે દહાડે દીનબાઈ માસીને ત્યાં જવાનું નક્કી થયું.

## પ્રકરણ ૭ મું.

### પડતીની પેહેલ.

શેઠનાંના જામાસ્પ હવે ગાડી ઘોડાવાલા—અને ખરેખર પોતાની અટક પ્રમાણે—શેઠજ થયા હતા: તેથી તેવણ હાલ શેઠ તરીકે બધે પંકાયલા હતા. જામાસ્પ શેઠે પોતાનાં એક પુરા પુત્રને ધંધામાં નાખવાનો વીચાર કીધો હતો, તે તો આપણે તેમની પોતાનાં ધણીઆણી સાથની વાતચીતથી જાણીએ છીએ. પણ હવે તેવણે એક બીજો વીચાર પોતાનાં

મન સાથ કીધો હતો, જે હજી તેવણે કોઈને જણાવ્યો ન હતો. તે વીચાર ધંધા સંબંધી હતો. તેવણનો એ બીજો વીચાર ધંધામાં કાંઈક નવી યુકતી દાખલ કરવાનો હતો. આ વીચાર યુરોપ્યનોનાં સમાગમમાં આવ્યાથી સુજ્યો હતો. પણ ધંધાની બાબદનો આ વીચાર સેહેલથી અમલમાં લાવી શકાય એવો નહીં હતો. આ વીચાર ધંધા સંબંધી છે માટે તે વીષે જમાસ્પજી ઘરમાં ચકચાર કરવા માંગતા નથી: તેથી તેવણે પોતાની પરણેતર, જે તેવણના દરએક કામમાં સલાહકાર ને મદદગાર છે તે,ને પણ પોતાનો એ યુરોપ્યન વીચાર જણાવ્યો નથી. તે વીચાર પેહેલો પોતાના વીશ્વાસુ વડા કારભારીને જણાવવાનો ઠેરાવ કીધો છે. પણ તે ધણી બ્રહ્મજ્ઞાન ફેલાવનારી મંડલીનો મેમ્બર હોવાથી તેવણની આ યુકતી અમલમાં લાવે અથવા પસંદ કરે, એ માટે તેવણને કાંઈક શક લાગ્યો હતો: માટે હવે તે વીચાર જેમ બને તેમ તેનાં મનમાં ઉતરે એવી રીતે કેહવો જોઈએ, અને તે કેમ કહેવો તે વીષે આજે ગાડીમાં બેસીને દુકાને જતી વખતે વીચાર કરયા કીધો. તેવણે આજે પોતાનું બીજું કામ હાથમાં ધરયા પેહેલાં પોતાના ખાનગી ઓરડામાં જઈ વડા કારભારી નસરવાનજીને તેડું મોકલ્યું. નસરવાનજી કારભારી તુરતજ હાથમાંનું કામ પડતું મુકી શેઠના હુકમને માન આપી હાજર થયો. નસરવાનજી જમાસ્પના બાપના વખતનો જુનો કારભારી હતો, અને તેની ઉપર જાહાંગીર શેઠ તેમજ હાલના જમાસ્પ શેઠનો પુરતો ઈતબાર હતો. એ ધણી મધ્યમ ઉંચાઈનો, મજબુત બાંધાનો, ઘટમદાર અને ઉમ્મરે પુગેલો હતો. આજ તેવીશ વરસ થયાં તે શેઠનાંને ત્યાં ચાકરીએ હતો. એ અરસામાં તેણે એવીતો દીલો-જાનથી ને નીમક-હલાલીથી નોકરી બજાવી હતી કે જાહાંગીર તેમજ જમાસ્પને એની સામે ફરીયાદ ઉઠાવવાનું કશું કારણ જડયું ન હતું. આપણે ઉપર જોઈ ગયાં તેમ નસરવાનજીનો વડો દીકરો બરજોરજી શેઠનાંનેજ ત્યાં બે વરસ થયાંનો કલારક રહયો હતો. વળી આપણે આ પણ જોયું છે કે કારભારી નસરવાનજીનો દીકરો બરજોર શેઠના જમશેદની સાથ જે જુવેજાનની મીત્રાચારી ધરાવતો હતો તેમાં શેઠનાંને કશો વાંધો ન હતો: કેમકે નસરવાનજીને જાહાંગીર તેમજ જમાસ્પ શેઠ દોસ્ત કે ભાઈ તરીકે ગણતા અને તેને ચાકર તરીકે કોઈ દહાડે ગણ્યો ન હતો. તોપણ તે નસરવાનજી શેઠને ઘણું માન આપતો.

આજે જમાસ્પે જે નવી યુકતી ધંધામાં દાખલ કરવાનો વીચાર કીધો હતો તે નસરવાનજી કબુલ ન રાખશે એવો તેવણને શક હતો. જો એ બાબદ માટે શેઠ અને કારભારીનાં મતમાં ફેર પડે તો નસરવાનજીને ચાકરી પરથી રજા આપવી પડે એમ હતું. પણ આવા એક 'સોનાને મુલના' આદમીથી છુટા પડવાના વીચાર માટે જમાસ્પ આજે દલગીર તથા બેચેન હતો. કદાચ આ બાબદમાં બંને જણાને તકરાર કરવી પડે; પણ તે તકરાર બીજાઓનાં દેખતાં થાય એવી ન હતી. માટે શેઠે તેને આજે ખાનગી ઓરડામાં બોલાવ્યો હતો.

"આવો નસરવાનજી," શેઠે પોતાના કારભારીને આવકાર આપ્યો, અને તેને પોતાની પાસે એક ખુરસી ઉપર બેસવાની ઈસારત કીધી.

"મેહેરબાન સાહેબ!" વલતી સલામ કરી નસરવાનજી જમાસ્પની પાસે બેઠો.

"જુવો, નસરવાનજી! આએ હીસાબ (હીસાબનો ચોપડો બતાવીને) પરથી માલમ પડે છે કે છેલ્લાં ત્રણ ચાર મહીના થયા આપણને પરચુટણ સામાનમાં થોડી થોડી ખોટ જતી જાએ છે" શેઠ એકદમ કામનીજ વાત ઉપર આવ્યા.

"હા, સાહેબ! પણ હવે આએ વરસમાં હું ધારૂં છું, કે વધુ સંભાલ રાખેલી હોવાથી તેનો બદલો પુરતો વલી રહેશે." "અરે, શું જો તમેબી! એમ તે કેટલીક મેહનત કરશો ને તેનો બદલો તે કયારે વલશે? જુવો સાંભલો! મેં એક બીજી હીકમત રચી છે. આપણી ફોટ અને ચરનીવાડી આગલની દુકાનમાં પરચુટણ સામાન ઘણોજ ખપે છે, અને તેના ઘણાં ખરાં ઘરાકો સ્કુલના શીખતાં છોકરાંઓ છે. હવે જો એમાં આપણે હીકમતથી કાંઈ બીજી

મુકતી લગાવ્યે તો હું ધારૂં છું કે તેમાં આપણુને ઘણો નફો થશે. આપણે નસીબ અજમાવવાની દાબડીઓ કાઢયે અને તેમાં આસરે એક દોકડાંના માલ સાથે બટન, સ્ટીલપેન, કુંચીની કડી, સોયદાંની, અંગોઠી, વીગેરે એક એક ચીજ મુંકયે, અને દર સૌ દાબડીએ એકમાં બેઆંની, દર પાંનસોએ એકમાં પાવલી, ને દર હજારે એકમાં અડઢો, એ પ્રમાણે મુકી તે દરએક રંગીન ફીટથી બાંધી હકબંધ વેચીએં, અને દરેકની કીમ્મત એક એક આનો રાખ્યે. કેમ, ઠીક કેની? તમુને શું લાગેચ? વલી અંદરનું રૂપાં નાંણું બનતાં સુધી નવું ને ચલકતું મુકવું, કે જેથી તે મેલવનારને ઘણું ગમે. વલી દરએક દાબડીમાં રૂ ભરવો કે જેથી તેમાંની ચીજ ખખ્ખરે નહીં. તમારે ગમે તો દાબરા લાલ, બલ્લુ વીગેરે રંગીન બનાવરો તો વલી લેનારાં ઘણાં લલચાશે. હું ધારૂંચ કે જો એ પ્રમાણે કરીશું તો રોજની ઓછાંમાં ઓછી પચાસ દાબરી વેચાશે, અને વલી જેને અંદરથી પઇસા મલશે તે તો બબે ત્રણ ત્રણુને ચાર ચાર સુધી લેવાને લલચાશે. એટલુંજ નહીં પણ વલી પોતાનાં દોસ્ત આસનાંવોનેબી તે ખરીદવાની ભલામણ કરી ઘસડી લાવશે. કેમ? ચાલો બોલો, હવે શું કેહેવોચ? તમારો શું વીચાર છેં. હું એ ગોઠવણ કરવાનું કામ તમુંને સોંપુચ. કેમ કરશો કેની?"

નસરવાનજી આ સઘલો વખત પોતાના શેઠની આવી અચબુચ વલાંણ તરફ અજાએબીથી તીકયા કરતો હતોઃ માટે તેનેથી એકદમ જવાબ અપાયો નહી. જમાસ્પે અધીરો પડી પાછું પુછયું. "કેમ, શું કેહેવોચ? હતે બોલી દેઓની? એમાં વીચાર તે શું કરવાનો છે જે?"

"મને માફ કરો, મેહેરબાંન!"

"એટલે? કાંએ? તમે ત્યારે એ પ્રમાણે નહીં કરવાના કે? પણ એમાં ખોટું શું છે જે? એમાંતો ઉલટો દેખઇતોજ ફાએદો છે. એમાં આપણુને કમાઇ થશે ને લેનારને તેમાં શું શું છે તે જાણવા અને જોવા માટે નવા નવા દેવાની ઉલટ ને ઇંતેઆરી લાગશે. કેમ? એમાં પણ ખરાબ શું છે જે તમે ના કેહેવોચ? મને સમજાવોની."

"મને માફ કરો, સાહેબ! એ ધંધો મને પ્રમાણીક લાગતો નથી."

"એટલે? તે કેમ વલી?"

"તો જુવોની, શેઠ! એક જણુને એક દાબડો આપણે ચાર દોહડયે આપ્યો, અને તેમાંથી તેને ફકત એક દોઢયાંનોજ માલ મલ્યો. વારૂં, હવે બીજાબી એક ધણી ચારજ દોહડયાં આપીને એક દાબડી લઇ ગયો, અને તેને તેમાંથી અડઢો રૂપીઓ મલ્યો. તો હવે તમે એકની પાસેથી જે પઇસા લીધા તેની પા કીમ્મતનોબી માલ તેને આપ્યો નહી, ને બીજાના પઇસા લીધા તે કરતાં તેને આઠ ઘણી વધારે કીમ્મતનો માલ આપ્યો. ત્યારે હવે એતો અંધેર ગણાયું! એતો એક જાતનો જુગાર. વલી નીરદોષ બાલકોને લુટયા સમાન ગણાયું. તેમાંથી જો તમે ધારો છો તેમ કમાઇ થાય તો તે પ્રમાણીક કમાઇ નહીં પણ એક જાતની લુટ ગણાએ."

"અરે, વાહરે વાહ! નસરવાનજી! તમે તો કોઇ જબરા હુશીઆર થઇ ગીયાચ! મને નહીં ખબર કે તમારાંમાં એટલી બધી હુશીઆરી છે. અહીઆં તમારૂં મત માંગેચ કોણ, જે એવું એવું ગાંડું ઘેલું બકોચ! તમે તમારે ગમે તે સમજો; પણ લુટાણું શું ને ચોરાંણું શું, તે સઉ હું સારી પેઠે સમજુંચ. તમોને કાંઇ તેમાં માંથુ મારવાની ગરજ નહીં. તમોને તો હું જેમ કેહું તેમજ કરવું પડશે. ચાલ બોલો, હવે શું કેહો છો? હા કે નાનો જવાબ દેવો. તમારે કરવુંચ કે નહીં." આ પેહેલીજ વેલાએ આ પ્રમાણે જમાસ્પજી શેઠે પોતાના વડા કારભારી (જેને ભાઇ સમાન ગણતા આવ્યા છે તે) ને ગુસ્સાથી કહ્યું.

"મેહેરબાન શેઠ! તમે એટલા ગુસ્સે શું કામ થાવો છો? તમે મારો વીચાર જાણવા માંગ્યો અને તેથીજ તે મેં તમને કહયો છે. આજ સુધી તમે મને જે કાંઇ વાજબી હુકમો કીધા છે તે હું સદા બજાવતો આવ્યો છું, અને

તેજ પ્રમાણે પ્રમાણીકપણાંની હદમાં રહી હજીબી તમે મને જે કાંઇ ફરમાવશો તે કરવાને સેવક તઇયાર છે. બીજા તમારા વાજબી હુકમો માથે ચડાવવાને હું તઇયાર છું, પણ અરજ ગુજારૂં છું કે સાહેબ એવો વીચાર માંડી વાલશો તો ઠીક થશે. પછી તો જેમ તમો મુરબીજીની મરજી!" નસરવાનજી ઉભા થઇ નમીને બોલ્યા, અને શેઠના હુકમની રાહ જોતા ઉભા.

"હં, એમ છે કે? ત્યારે શું તમે મારો હુકમ નથી બજાવવાના કે?"

"સાહેબ! મેં કહ્યુંની કે તમારો દરએક વાજબી હુકમ માંથે ચડાવીશ. પણ જો તમારી મરજી આવુંજ કામ કરવાની હશે તો પછી સેવક નાચાર છે. આપણા પવીત્ર ધરમે એ શીખવ્યું નથી."

"હં કે? ઠીક છે ત્યારે; પેહેલી તારીખથી તમે તમારૂં શોધી લેજો. અમુને ઘણાં માણુસ મલશે." અહીં શેઠ બહુજ ઉસકેરાઇ આવ્યા; ત્યાર પછી વધુ તકરાર થઇ, પણ સેવટે કારભારી નસરવાંનજી ઘણાંજ દલગીર ચેહેરે "જેમ સાહેબની મરજી" કરી જવાબ દઇ બાહેર નીકલ્યા.

આજે નસરવાનજી ઘર ગયા ત્યારે તેના મ્હોં ઉપર દલગીરી જોઇ, તેવણુની ધણીયાંણીએ તેનું કારણ જાણવા માંગ્યું: જેથી તેણે પોતાની મોહોરદાર અને દીકરાની આગલ સઘલી વાત માંડીને કહી. આથી સઉ કોઇ દલગીર થયાં. પેહેલાં કોઇથી કશું બોલી શકાયું નહીં, પણ પછી થોડી વારે તેની હીમ્મતવાંન ઓરતે નીચે પ્રમાણે પોતાના પતીને હીમ્મત ને દીલાસો દીધો: "કંઇ નહીં નસરવાંનજી! તમે કંઇ ફીકર ના કરો! એમાં શું? તમે તો વાજબીજ જવાબ આપી આવ્યા છો. ફીકર નહીં. આપણા ધરમના ફરમાન મુજબ તમે હમેસ સચાઇનેજ વલગી રહો ને તે સાહેબની ઉપર એતબાર રાખો, તે કાંઇ આપણુને ભુખાં રાખવાનો નથી. કેહેવત છે કે 'પરવરદેગાર ભુખાં ઉઠારેચ પણ ભુખાં સુવાડતો નથી.' આપણું બાયદ આપણી સાથે. કદાચ તમોને તુરતજ બીજી ચાકરી નહીં મલશે તો ફીકર નહીં. એટલો વખત જેમ તેમ કરકસર કરી આપણું ચલાવી લઇશું. કદાચ આપણુને આ ઘર પણ ખાલી કરવું પડશે, તો તેનીબી ધાસ્તી નથી. કંઇ નહીં; હાલ તો આપણે પાંચ સાતની જગ્યા લઇ ચલાવી લઇશું, પછી વળી ખુદાએ આપશે ત્યારે સઉ થઇ રહેશે; પણ એવી કશી ધાસ્તીથી તમારે કશો આડો મારગ ધરવો નહીં."

"હા બાવાજી! માએ કેહે છે તે ખરોખર છે. ખોદાએ આપણુને આપશે. તમે કાંઇ તમારો વીચાર છોડતાજ ના. કદાચ મનેબી શેઠ રજા આપશે, અને તમોનેબી હાલ તુરત ચાકરી નહી મલશે તો તેનીબી ફીકર નહીં. હું પેલી હોરમસજી વાલી જગ્યા હાલ તુરત તો કબુલ રાખીશ, અને કાંઇ નહીં તો તેમાંથી મને વીશ પચીશ તો જરૂર મલશે. તમે ચાકરીએ લાગો, એટલાં આપણે એટલા પરજ સંતોષ પામીશું."

પોતાના પુત્ર અને પરણેતરને પોતાનાં દુ:ખમાં ખરાં જીગરથી ભાગ લેતાં ને તેને દીલાસો દેતાં જોઇ નસરવાનજીની આંખમાં પાણી આવી ગયાં. પણ તેથી તેવણુનો આગલો વીચાર મક્કમ થયો, અને તેવણ વધારે હીમ્મતવાન બન્યા.

"દીકરા મારા! હું મારાં દુ:ખને નથી રડતો. મને જમાસ્પ શેઠનું લાગેચ. એ શેઠને કોણ જાણે એવું શું સુજ પડેચ! ખોદાએ કરેને હજીબી એવણનું મન ફરી જાએ, ને એવાં કામથી હાથ ઉઠાવે! નહી તો એનું પરીણામ કશું સારૂં આવવાનું નથી. એક વખત લાલચ લાગશે તો પછી તે વધશે, અને સેવટે પાસે હશે તેબી ખોહી બેસવા વના છુટકો નથી. જાંહાંગીર શેઠ હતે તો એવણુને એવું પગલું કદી લેવા દેતે નહીં. આજ સુધી એવણ પણ મારી ઉપર એવા મેહેરબાન રહ્યા છે કે મને કોઇ દહાડે આગલા શેઠને યાદ કરાવ્યોજ નથી."

ઉપલી વાતચીત પછી સઘલાં ખોદાની બંદગી કરી, આવતાં સંકટ માટે સાવધ રહેવાની શકતી માંગી, સુવા ગયાં. પણ આજે એક જ-

ણાને બીલકુલ ઉંઘ આવી નહીં, તે નસરવાંનજીની ધણીઆણી યાને બરજોરની મા હતી, તેણીને જ્યારે ઉંઘ નહીજ આવી ને કશું ચેન પડયું નહી, ત્યારે તે ઉઠીને હાથ મ્હોં ધોઇ, કસ્તી પાએબ કરી, ખરાં જીગરથી ખુદાને યાદ કરી પોતાને માનીતી ખોરશેદની નીઆએસ માંનો નીચલો ફકરો બોલીઃ નમાજ દાદારે ગેહાંન દાંનાન સ્નોથ અહુરહે મજદાઓ તરોઇ દીતે અંગરહે મઇન્યે ઉસ હઇન્યા વરસ્તાંમ હુય દવસના ક્રપો તેમેમ્ સ્તઓમી અશેમ. (યાને જગતની સઘલી પેદાએસને, પેદા કરનારને નમાજ હોજો! રાસ્ત કામો કરીને અને ખરાબ કામોનો તીરસ્કાર કરી તેથી દુર રહી તે મહા કમાલુ ઇશ્વરને ખુશ કરવાની જે ભલાં માણસોની મુરાદ છે તે ઘણીજ સરસ છે. હું રાસ્તીને વખાણું છું.) પછી એક વાર ફરીથી પોતાના પતી ઉપર આવેલી મુશકેલીને દુર કરવાની તે સાહેબ પાસે અરજ ગુજારી સુઇ ગઇ.

~~~~~~

## પ્રકરણ ૮ મું.

### અકસમાત.

ગયા પ્રકણમાં વરણવેલા બનાવથી શેઠના કારભારી નસરવાનજીનાં ઘરમાં કેવો દેખાવ થઇ રહયો હતો તે આપણે જોઇ ગયાં છીએ. હવે તે દીવસ જામાસ્પ શેઠનો કેવો ગયો તે જોઇએ.

કારભારીનું મત પોતાની વીરૂધ ગયાથી જામાસ્પજીએ તેને રજા આપવાનું કહી દીધું ખરૂં, પણ પાછલથી તેવણે હજીબી એકુ બે દહાડા વીચાર કરવા માટે અપવા માંગ્યા. પણ નસરવાનજીએ તો સાફ જવાબ દીધો "કે ના, સાહેબ! જે વીચાર મારો આજે છે તેજ કાલેબી રહશે. હું કશાંથી પણ મારા વીચાર ફેરવી શકતો નથી; પછી ભાવમમાં જે થવાનું હશે તે થશે." આથી જામાસ્પજીને ઘણુજ લાગી આવ્યું. તેવણે નસરવાનજીને પોતે પોતાની ખુશીથી એક અઠવાડયાંની વીચાર કરવા માટે મુદત કરી આપી; પણ તેવણ પોતેબી જાણતા હતા અને તેથી તેવણે મનમાં નક્કી માન્યું કે અથવાડયું તો શું પણ આખો મહીનો કે વરસ આપે તોબી "નસરવાન વીચાર ફેરવવાનો નથી." અને તેથી તેવણ ઘણા દલગીર હતા. કોઇ ખરાબ કામની આગાહીથી કે પછી ખુદા માલુમ શાથી તેવણ આજે જ્યારે પોતાની ગાડીમાં ઘર જતા હતા, ત્યારે કુદરતીજ તેવણ ગમગીન દીસ્તા હતા. રસ્તામાથી જતાં તેવણના ઘરને લગતી તેવણની સુંદર વાડી તથા તેનેથી વલી થોડેક દુર ખેતરો આવેલાં હતાં. (જામાસ્પે પોતાની દોલત વધતાં વધતાં તે જમીન ખરીદવા પર રોકી હતી, અને ખેતર,વાડી વીગેરે વેચાતી લઇ તેવણ એકદમ યા છુટી છુટી લોકોને ખેડવા આપતા હતા.) તે હમેશાં તેવણ રસ્તેથી જતી વેલાએ જોતા, અને તેનો સુંદર દેખાવ જોઇ પોતાની પછી પોતાના પુત્રને તેનો માલેક થવા પાછી કદાચ હજીબી એ વધુ સુંદર અને વખતના જવા સાથ સુધારાથી સુધરી વધુ આનંદી થશે કરી મનમાં મગરૂરી લઇ મગન થતા હતા. પણ આજે તો તેવણને સઘલું કદવું ઝેર જેવું લાગ્યું. તેવણને કસું જોવા ગમતું નહીં. ફકત પોતાનાજ વીચારમાં તેવણ ગાડીમાં બેઠા હતા. એક હાથમાં તેવણ લગામ અને બીજામાં ચાબુક પકડેલો હતો, તેનું પણ તેવણને કશું ધ્યાન ન હતું. ઘોડા કઇ તરફ ગાડી ઘસડતા હતા તેબી તેવણને સુઝતું નહી, એવા તેવણ પોતાના વીચારમાં ગરક થયા હતા. ઘોડાવાલાનેબી કાંઇ કામસર મોકલ્યો હતો; પણ તેવાંમાં એકાએક એક અચાનક બનાવ બન્યો. ગાડી એકદમ અટકી પડી અને ઘોડા ભડકયા; તેની સાથ એક કુતરાનો મોહોટે ભસવાના સાદથી તેવણ એકદમ ચોંકી ગાડીમાં ખડા થઇ બેઠા. ઘણાબી ગાડી ચલાવવાનાં ફાંફાં મારયાં પણ ફોકટ. ચાબુક મારી જોયો, લગામ ખેંચી જોઇ, પગ ઠોકી જોયા, પણ કાંઇ વલ્યું નહીં; અંતે તેવણને નીચે ઉતરવું પડયું. પણ ઉતરીને જોય શું કે પોતાનો કુતરો રોઝ ઘોડાને ચાલવા ન દેતો હતો. તે વચ્ચે આડો પડી ભસતો હતો તેનું કારણ શું? કુતરો ઘણો
~~~~~~

ચંચળ હતો! કદીબી એવી રીતે ભસ્તો કે કોઇને દુઃખ દેતો ન હતો! પણ ત્યારે શું તેને કોઇએ મારયો હતો? તેને કશી ઇજા થઇ હતી? નહીં! તેને આવી જગ્યામાં ઇજા કરે કોણ? તે જગ્યા તો તદન નવરી ને એકાંત હતી. ત્યાં તો સઘલાં ખેતરો હતાં, અને તેમાં છુટાં છુટાં માણુસો કામ કરતાં હતાં. તે સીવાએ બાહેર રસ્તા ઉપર તો કોઇબી રાહદારી જણાતો ન હતો. કાંઇબી કરીને ભેદ ખોલવો તો જોઇએ.

"રોઝ! રોઝ! અહીં આવ! કાંએ, શુ છે?" રોઝને પાસે બોલાવી જામાસ્પ શેઠ પુછવા પડયા; અને તે કુતરોબી કુદકો મારી શેઠની પાસે દોડી આવી, તેમના દગલાનો નીચલો છેડો મ્હોંમાં પકડી, ઘસડવા લાગ્યો. જામાસ્પ શેઠ એ શું કરતો તે જોવા તઇયાર થયા. રસ્તાની એક બાજુએ શેઠને કુતરો લઇ ગયો, અને પાસે આવેલી એક સાંકડી ગલી તરફ લઇ ગયો. ત્યાં ગતરનું ખોડકામ કીધેલું હતું, પણ સલામતી દાખલ આડા વાંસા મુકયા નહી હતા. એક બાજુ પર આવી કુતરો વાંકો વલી નીચે જોવા લાગ્યો. પણ શેઠ કાંઇ સમજયા નહીં. કુતરો પાંછો દગલો પકડી નીચે આતુરતાથી જોવા લાગ્યો. હવેજ જામાસ્પ શેઠે ત્યાં એક બાઇસીકલ ભાંગેલી પડેલી જોઇ, તથા તે ખાડાની એક બાજુમાં એક જવાન છોકરાને પડી દુઃખની ચીચારી મારતો સાંભલ્યો. હવેજ જામાસ્પ શેઠને કાંઇ સમજ પડી ખરી, પણ હજી ભેદ ખુલ્યો નહીં. શેઠે સઘલું શોધી કાઢવા માટે નીચે ઉતરવા ચાહયું, અને એક વાંકા ચુકા પથરાની પગઠી આગલ કુતરો તેમને ઘસડી ગયો. કુતરો હવે ઘણો ખુશ થતો જણાયો. છેક નીચે બંને સાથે ગયા. કુતરો હવે દોડી જઇ પેલા પડેલા છોકરાના હાથ ચાટવા ને પુછડી હલાવી ખુશાલી બતાવવા લાગ્યો. જામાસ્પ શેઠ નીચે જઇ તે આદમીને ઓલખવા તેની પાસે ગયા તો જોયા શું કે પોતાનો વ્હાલો એક પુરો પુત્ર જમશેદ ચતો.પાટ પડી કાંસતો હતો. "અરરરર, એ શું? જમશેદ? જમશેદ? જવાબ દેની, શું છે?"

"બાવા! હું રસ્તા પરથી અહીં પડી ગીયો."

"પણ ઘણું વાગુંચ્યુ કે?"

"મારા ડાબાં ખભાં પર ઘણુંજ દુખેચ, ને મારેથી ઉઠાતું નથી. બાકી હાથ પગમાં તો શેહજ સાહજ વાગેલું છે. જરા પગમાંથી લોહી નીકલેચ ને હાથ તો અમથો પથ્થર સાથ ઓખવાયોચ તેથી ચચરેચ."

"હું તુંને જરા બાજુ પર સુવાડું?"

"નહીં બાવા! રાત પડવા આવીચ, છ તો વાગ્યા; હવે પછી તમે મને ઘેર કેમ લઇ જશો? બાવા, તમે મુને અહીંથી કેમ બાહેર કાઢશો. મારેથી તો બીલકુલ ઉઠાતું નથી. આપણો રોઝ ત્યારનો મારી આગલ બેસી નહીં રહયો હોતે તો હું તો આવી બીઆમણી જગ્યામાં બીહને મરીબી જતે; અને તમે શોધ કરતે તોબી મલતે નહીં. જ્યારે ગાડીનો ખુખરાટ સંભલાયો કે એ ઠેઠેલો ઉપર દોડી ગીયો. ઘણી વાર થઇ, ત્યારે મેં તો એનીબી આશા છોડી તી! પણ એટલામાં તો એ તમુને લઇને આયો."

"ખરેખર! રોઝ ઘણોજ ચંચળ છે. એણે ઘોડાને એવા તો ભડકાંવ્યા ને રસ્તામાં એવો આડો પડયો કે તણે ગાડીને આગળ ચાલવા દીધીજ નહીં. જમશેદ! જો હું પાસેના ખેતરમાંથી કોઇ માણસોને તેડી લાઉં ને મારી ગાડી નાકાંપર છે તેમાં તુંને અમે ઉંચકીને મુકયે, અને પછી ઘેર લઇ જઇએ."

"જેમ તમારી મરજી, બાવાજી!"

"હું જાઉંચ. હું જાઉં એટલાં રોઝ તારી આગલ રહેશે."

ઉપર કહયું તેમ ઘોડાવાલાને બીજે ઠેકાણે મોકલ્યો હતો: તેથી જામાસ્પજી કોઇ માણસને તેડવા દોડયા. રોઝ પોતાંના મીત્રનો હાથ ચાટી જાણે તેને દીલાસો દેતાં તેની પાંસે ઉભો.

થોડી વારે બે આદમીઓ સાથ જમશેદનો બાપ ગાડી લઇને આવી પુગ્યો. જમશેદને જેમ તેમ ઉંચકી ઘેર લઇ ગયાં. ડોકટરે સઘલી તપાસ કીધા પછી જણાવ્યું કે "ફકત ગરદન સચકાઇ છે, તે શીવાય બીજા ઘા તો ઘણા નજીવા છે: માટે ફીકર કરવી નહી."

છતાં જમશેદને સારો થતાં બીજા બે મહીના લાગ્યા. તે હડતો બેસ્તો થયો કે તેની મા તેને હવા ફેરફાર કરવા અને આસાએસ ઓષવાના હેતુથી પોતાની બેહનને ત્યાં દાદરે લઇ ગઇ.

~~~~~~~~

## પ્રકરણ ૯ મું.

### શેઠની સુકૃયાની દલીલો !

જમશેદને અકસમાત થયા પછી થોડા દહાડા સુધી જામાસ્પ શેઠને કશું ચેન પડયું નહીં. તેવણુનાં મનમાં કાંઇને કાંઇ બાબદનો ગુંચવાડો ચાલુજ રહયો. આ અરસામાં તેવણુ કાંઇક પોતાના ધંધામાં હેરફેરની યુકતી દાખલ તો કીધી ખરી, પણ તેની સાથેજ તેમનો ભલો વીશ્વાસુ અને સદાનો સાચો મીત્ર નસરવાનજી છુટો પડયો. નસરવાનજીને શેઠે બે રસ્તા બતાવી આપ્યા: 'ગમે તો હું કહું તેમ કરો ને નહી તો પછી શાહેબજી!' અને નસરવાનજીએ એક વાર નાપસંદ કીધેલું આવું કામ કરવા કરતાં છેલ્લો રસ્તોજ પસંદ કીધો. તેવણુ શેઠનીજ મરજીથી પેહેલી તારીખથી રજા લીધી. પણ આ એક કારણથી જામાસ્પનાં મન ઉપર વધુ બોજો પડયો. તેવણુને મનમાં લાગ્યું કે કાંઇ એમાંથી ખરાબ થશે કે કેમ? શરૂઆત તો કાંઇ સારી લાગતી નથી. પેહેલાંથી કાંઇને કાંઇ ખરાબી જણુાયાજ કરે છે. નસરવાનજી જેવો ભલો કારભારી સદાનો ગયો, એક પુરા પુત્ર વારેસને જબરો અકસમાત થયો અને તેથી રખેને સેવટ કાંઇ માઠું આવે. આવા વીચારો જામાસ્જી મન સાથ વમાસવા લાગ્યા: પણ તેથી કાંઇ રાહા તો હઠયાજ નહી. હવે કાંઇ નહી તો 'નસીબ પર' તેવણુબી આધાર રાખી બેઠા. "જામાસજી! જામાસજી! શું નસરવાનજીએ ચાકરી છોડી દીધી? ને ઘેરબી ખાલી કીધુ?" મોટીબાઇ અજાએબીથી પોતાના ધણી તરફ જોઇ બોલ્યાં.

"હા, કેમ વારૂં? તેનું શું?" જામાસ્પ શેઠે કરમાએલે ચેહરે જવાબ દીધો.

"પણુ તમે તો મને આજ વેર તેનું કાંઇ કહ્યુંબી નહીં?"

"હા! તે વળી બધુંજ તુંનેબી કહયા કરૂં કે? કામ ધંધામાં તું શું સમજે? વળી એક તો ઘેરમાં છોકરો આજારી પડેલો તેમાં વળી હું તુંને એવી એવી વાતો કાંહ કેહવા બેસું?"

"અરે હા, વળી એમા કંટાલો શાંનો જો! વળી આપરેબી જાણ્યે તો ઉલટું સારૂ. નહીં જામાસ્પજી; જોવો! તમે એમ ના કરો બા! જે થાએ તે મને કેહતા જાઓ!"

"પણુ તુંને એ વાત કહી કોણે?"

"કોઇએ નહીં; આજે આપરી ગુલાંજ વાત લાવી? આજે બાગના દરવાજા પર બેઠેલી હતી, ત્યારે બરજોરને તાહુથી જતો જોયો. તે તેણુ કહ્યું 'માફ કરજો! હવે તો અમે મુંબઇમાંજ રહેશું. તમે કેમ છેઓ? હવે તો અમે છેક કરેલવારા જઇ રહયાંચ તે અહીં અવારો નહીં, તમે કોઇ કોઇ દહાડે આવશો કે?'

"પછી જ્યારે ગુલાંએ પુછયું કે 'કાંએ, ઘેર કાંએ ખાલી કરોચ?' ત્યારે તેણુ કહયું કે 'બાવાને તે તરફ ચાકરા મલીચ: તેથી અમે તો કરેલવાડી જઇ રહીએચ." '

"પણ એણુ તુંને એમ કહ્યું કે તેણુ ચાકરી પરથી રજા લીધી?"

"હા વલી, ત્યારે શું?"

"નહી! એને તો મેં કાઢી મુકયો."

એંહ? શું? કાહારી મુકયો? પણ કાંએ વારૂં?"

"એણુ મારો હુકમ નહીં બજાવ્યો, ને મેં એને રજા આપી. અમથાં નકામાં માણસ રાખીને શું કરૂં?"

"પણ એણુ શું કરવા ના કહ્યું જો?"

"જોની! મેં એક નવા દાબરાઓ બનાવ્યા. નાની નાની દાબરાઓ ને તેમાં બસો, પાંચસોએ એક એક બબેઆના, પાવલી ને અડધો રૂપ્યો કરીજે મુંકીને તેમાં રૂ ભરીને પેક કરીને આને આને વેચવા કાઢી, કે પછી જે ગમે તે લે. કોઇમાંથી નીકલે ને કોઇમાંથી નહીં પણ નીકલે.
~~~~~~~~

"પણ જ્યારે નહીં નીકલે કે છોકરાંઓ બીજી દાખરી લેવાનું મન કરે, કે બીજામાંથી નીકલશે. ને નીકલે ત્યારેબી બીજી લેવાને લલચાઓ! એમ કરીને આપુંને કમઇ થાએ! તો એવણ કેહેજે ના, એનો હું નહીં કરૂં! એમાં તો અપ્રમાણીકપણું થયું, ને એ તો એક જાતની લુટ જેવું એવણુને લાગ્યું. ત્યારે શું મને બીજાં માણુસ મલતાં નથી કે? મેં એને રજા આપી."

"પણ, જોઓ, જામાસ્પજી! તમુંને ગમે એવાં માણુસો મળશે, તોબી એના જેવું કોઇ નહીં મલવાનું હું. તે મારા બોલને તમે યાદ કરજો?"

"અરે, પણ તે હું કાંહ ના કેહેઉંચ જો! મારીબી તે એને કાઢવાની મરજી કાંહ હતી જે? પણ જ્યારે એ હડજ લઇને બેઠો, ત્યારે પછી હુંબી તે શું કરૂં? નાચાર!"

મોટીબાઇ આ વેલાએ કશું બોલ્યાં નહીં, અને વીચાર કરતાં તેવણુને પોતાના ધણીએ ભરેલું પગલું અઘટીટ લાગ્યું. "પણ વારૂં, જામાસ્પ! શું તમે એમ ધારોછ કે એણે ના કહ્યું તે તદન ફાંટાથીજ કહ્યું, અને તેમાં એને કંઇબી અણઘટતું નહીજ લાગ્યું?"

"મોટાં, બા બસ કર હવે! એ એક થીયોસોફીસ્ટ! તેથી ફીલસુફીનું દહાપણ મારા આગલ ચલાવા ગયો! તું કાંએ મારૂં માથું ખાવા આવી આજે? હું તુંને કહેઉંચની કે એ ધંધાની વાતમાં તું નહીં સમજે! ધંધો તે ધંધો, તેમાં તો બધુંજ કરવું પડે! સરૂં શું કરૈચ? એમ ઘણા ચોખ્ખાં થતાં કેમ પાલથે? પછી તો સો સાઠની દોલત ભરી મુંકી હોય તેબી ઘસડાઇ જાએ! એ પ્રમાણે ચાલવાથીજ એ મંડલી ગરીબાઇમાં અવતર્યાં મારેચ તો! એતો કહે છે કે આપણા ધર્મમાં જે કહેલું છે તેજ થીઓસોફીમાં પણ છે! એ વાત કયાંથી લાવ્યો? એવું હંબગ હું મારી આગલ ચલવા દેનાર નથી."

મોટીબાઇ પોતાના ધણીને ચીરડાએલા જોઇ હાલ કશું બોલ્યાં નહીં; પણ નસરવાનજીને રજા આપવાની વાતથી તેવણુને ઘણુંજ લાગ્યું. નસરવાનજી જેવા એક ભરૂસેદાર અને વાજબી ચાલનારથી છુટા પડયા પછી જામાસ્પ ધંધામાં રૂખેને કાંઇ ઉઠલ પાડલ કરી નાખે, તેની બીહીકથી તેવણુ વમાસણુમાં પડયાં.

જમશેદ પડયો તે ખાસા બે મહીને ઉઠતો બેસ્તો થયો; ત્યાર પછી તેની મા તેને દાદરે લઇ ગઇ હતી, પણ ત્યાં તેનેથી વધુ રહેવાએ એમ ન હોવાથી આઠ દહાડામાં તે પાછી ઘેર આવીને બંને છોકરાઓને ત્યાં મોકલી દીધી.

## પ્રકરણ ૧૦ મું.

### માસીને ત્યાંની મોજ.

જમશેદનાં માસી ધનબાઇજીનો ચેહરો અને સ્વભાવ આબાદ પોતાની બેહન (જમશેદની મા)ને મલતો આવતો હતો. પણ તેવણ મોટીબાઇ (જમશેદની મા) કરતાં ઉમ્મરે વડાં છતાં મોડેથી પરણેલાં હતાં. તેવણ મોટી ઉમ્મર સુધી કુવારાં રહેવા પછી દાદરે કોઇ પઇસાદાર પણ ઉમ્મરે પુગેલા ધણી સાથે બીજવર પરણ્યાં હતાં. તેવણુના ધણીના આગલી બઇરીને પેટની એક નવાજ નામની છોકરી હતી. આ છોકરી ખુબસુરત, પતલી, ઉંચી, અને માયાલુ સ્વભાવની સાથે મીલનસાર અને શરમાલ હતી. તેણી પોતાની સાવકી માને મા કરીનેજ ગણતી અને બોલાવતી, અને ધનબાઇજીએ પણ આ મા વગરની સાવકી દીકરીપર કશું મત્રાઇપણું ચલાવ્યું ન હતું. તેવણ પણ તેણીને દીકરી સમાન ચાહતાં; ને તેણીની સાથ એવાં તો માયાથી વર્તતાં કે કોઇબી પારકું આદમી નવાજ અને ધનબાઇજીને માં દીકરીજ સમજતાં. ધનબાઇજીની નવાજ તો સાવકી દીકરી છે એવો કોઇને ખ્યાલ વતીક ન આવતો.

"ઓહો! કેમ છોકરાં? આયા કે? ચાલો તમે લોકો આયાં તો સારૂંજ થયું; હવે જરા મનેબી નીરાંત થશે?" જમશેદ માસીને ત્યાં પોતાની બેહનોને આવકાર દેતો ટહેરમાં બોલ્યો.

"એટલે કાંએ વારૂં, એમ કેમ?" ગુલાંએ પાછો સવાલ કીધો.

"તો જોની ગુલાં! આએ નાજાં (માસીની દીકરી નવાજ) તો બસ મને આખો દહાડોજ વાત કરાવીને થાકવી મુકેચ" જમશેદ કાંગલો થઇ નાજાંને શરમાવતા બોલ્યો.

"અરે, હારે હા, જમશેદ! વારૂં હુંજ તુંને વાત કરાંવ્ય કેની? તું તો બીચારો કંઇજ બોલતોજ નથી, કેમ? પણ હું કંઇ તારા પુછ્યા વગર બોલુંચ? હું તો તું તેડેચ ત્યારેજ આવુંચની. પણ કંઇ નહીં. હવે જો તો ખરો, હું એકબી બોલ નહી બોલુ!"

"કાંએ, કાંએ, જમશેદ! તું તો એવોજ કે? વલી અહીં આયો તો બીચારી નાજાંને ચીડવવા લાગો કે? (નાજાં તરફ જોઇને) નાની નાજાંમાએ! તું કંઇ ગુસ્સો ના કર; બા, એનો છેજ એવો," જમશેદની ચીરડાક બેહન દીનુએ નાજાંનો બચાવ કીધો.

"ગુલાં! ગુલાં! (ઇસારત કરીને) આએ જોયું કે? અહીં તો બેની જોરી ઠીક મલીચ. આપુંને તો હવે મજાહ મજાહ પરવાની!" જમશેદ ગુલાં બેહનને દીનુ તથા નાજાંના ચીરડાક સ્વભાવની યાદ આપતો બોલ્યો.

"જાબા, જમશેદ! તુંબી એમ શું કરેચ જો! અહીં આબી એમ કરવાનું હોય કે? જા, જા! તું તો બધેજ એવો કે? તું જો એમ કર્યા કરશે કેની તો પછી હું તો મારે જતી રહેવરા જો? નહીં બા; આપરૂં ઘેર હોય તેની વાત જુદી; અહીં એમ ના કર."

"બસ બસ! હવે ડાહી ડોરી થા તુંબી?" જમશેદ ગુલાંની શીખામણનો ઉતર વાલતાં બોલ્યો; તે વધુ બોલતે, પણ એટલાંમાં તો ધનબાઇ માસી ઓરડામાં આવી લાગ્યાં અને તેમની વાત બંધ પડી. ધનમાસીએ છોકરીઓને ઘરની ખબરઅંતર પુછી; પછી છોકરીઓને કપડાં બદલવા કહી ચાહ પાણી કરવા તેડી ગ્યાં. બંને છોકરીઓ કપડાં બદલવા ગઇ, અને જમશેદ તથા નાજાં પાછાં એકલા પડયાં.

"કેમ નાજાં! વલી કંઇ તારૂં થોબરૂં ચરીઉંચ?" જમશેદે મુગી થયલી નાજાંને બોલાવી.

"હા, જાબા! તમે મને એમ બધાંનાં દેખતાં જે તે બોલ્યા ના કરો! તમે એખલા હોવો ત્યારે બધો વખત ડાહ્યા ડોરા થઇને વાત કરોચ, ને કોઇબી આવેચ કે પાછા જેવા ને તેવા. નહીં બા! મને એ નથી ગમતું. હું હવે તમારી સાથ બોલવાનીજ નથી." નાજાં રીસ કરી બોલી..

"અરે! મારા સમ! જરા જેમ તેમ તો બોલશો કેની?" જમશેદે નાજાંનું વધારે પાકવ્યું. તે ઉઠીને હવે ચાલી જવા ગઇ, પણ હવે ઘણું થઇ ગયું: તેથી જમશેદે વલી તેને પતાવીને બેસાડી. નાજાં ઘણી રાંક ને શરમાલ હોવાથી જમશેદ તેને એ પ્રમાણે કંટાલો આપતો હતો. બંને રૂસાઇ પડતાં, પણ વલી પાછો જમશેદ નાજાંને ઠંડી પાડતો.

પંદર દીવસની દોસ્તી દરમ્યાન નાજાં તથા જમશેદ બંનેને જબરી દોસ્તી બાઝી હતી. આખો દહાડો ઘરમાં ઝાઝાં તે બેનાં બે એકલાં પડતાં. વળી તેઓ સાથે ખાતાં ફરતાં. સાંઝે ફરવા જતી વેલાએ પણ ગુલાં કે દીનું આવ્યા અગાઉ જમશેદ ને નાજાં એકલાંજ જતાં. (કેમકે દીનબાઇએ પોતાના ધણી, તે નાજાંના બાપ, ગુજરી ગયા પછી ફરવા હરવાનું બીલકુલ છોડી દીધું હતું.) તેઓ એક બીજાં સાથ એવાં તો પલોતાઇ ગયાં હતાં કે તેમને છુટું પડવા બીલકુલ ગમતું નથી. જમશેદ તેની તરફ પ્યારનેજ ખાતર તેને વધુ ચીડવતો, અને નાજાં પણ તેજ કારણસર તેની સાથ રૂસાઇ જઇ તરત પાછી દોસ્તી કરી દેતી. ખરેખર તો તેણીને રૂસાવી બીલકુલ ગમતુંજ ન હતું, અને ગુસ્સે થવાના તો માત્ર તેણી ઢોંગ કરતી; બાકી ખરેખર તો તેવું મુદલ નહીં હતું. જ્યારેબી તે રૂસાઇ જતી કે જમશેદ કયારે પતાવા આવે તેની કાગડોળે વાત જોતી, ને તે આવતો કે તરત તેની સાથ દોસ્તી કરી દેતી.

"નાજાં! તુંને એકલું રેહવાનું કેમ ગમેચ? તુંને અહી આખા બંગલામાં એકલું

રેહતાં કંટાળો નહીં આવતો, વારુ?" જમશેદે એક દહાડે નાજાંનો શોખ પુછયો.

"પણ કાંએ? એકલું શાંનું? વલી મા એજી છે કેની?" નાજાં બોલી.

"અરે હા; પણ તારી ખરેખરનું તો કોઇ નહીં કેની?" જમશેદે પોતાના બોલવાનો અર્થ ખુલ્લો કીધો.

"તેથી શું થયું! બસ માએજી મારી આગલ હોએચ, એટલે મને કંઇજ લાગતું નથી. મને ટેવજ પડી ગેઇચ. પણ હવે—" અહીં નાજાં એકદમ બોલતી અટકી પડી.

"પણ ત્યારે તું થોડા થોડા દહાડા મેહમ કાંએ નહીં આવતી?" જમશેદે સુચવ્યું.

"હા હા,! નાજાંમાએ, તમે આવતાં કાંએ નહીં? તમે આવો તો અમુનેબી જરા સોહવાએ!" ગુલાંએ ભાઇના બોલ્યાને ટેકો આપ્યો.

"હા હા, નાજાંમાએ! જો તમે આવજો; હું તમુંને ત્યાં પેલો તાંકોબી શીખવશ, ને પેલાં માંરાં પીકચરબી દેખાડશ." દીનુ બોલી.

"જો માંએજી મોકલશે તો આવશ! મનેબી તમારે તાંહ આવવા તો ગમેચ!" નાજાંએ જવાબ આપ્યો.

"ચાલો તારે તો, આપરે માસીજીને કહીશું." ત્રણે ભાઇ બેહેનોએ ઠેરાવ કીધો.

આ પ્રમાણે બીજો એક આખો મહીનો વીતી ગયો, અને તે અરસામાં ત્યાં તેઓ સઘલાંને એવી તો મજાહ પડી કે તે લોકોમાંના કોઇનેબી એક બીજાંથી છુટું પડવા ગમ્યુંજ નહીં. વલી જમશેદની સાથે હવાના ફેરફારથી બને છોકરાઓનેબી એવો તો ફાએદો થયો કે જાણે તે લોકોજ હવા ખાવા ગયાં હોય! પણ તેઓ કાંઇ પાછું ફર્યા વગર ચાલે? એમ તે કાંઇ બધા દહાડાજ માસા માસીને ત્યાં રેહવાં પાલવે?

અંતે બે મહીને જમશેદને ઘરથી તેડું આવ્યું, અને હવે તે પુરતો તનદરોસ્ત થયાથી તેને ત્યાંજ રાખવાનું કશું બાહાણું કોઇને રહ્યું નહીં: માટે સર્વ ઘર જવાની તૈયારી કરવા લાગ્યાં. સઉ કરતાં જમશેદ ને નાજાંને બહુ ભારી પડયું. ઘણાં ખરાં તે બે જણે આ વખતે પુષ્કલ મોજ મારી હતી. વલી હવે તો નાજાંને ઘણુંજ ભારી પડયું: કેમકે તેણીને પાછું પોતાની મા સાથે એકલુંજ રહેવું પડવાનું હતું. તેણીનાં ઘરમાં તે અને તેણીની માએ કરી બેજ જણાં હતાં. જમશેદને તો મજાહ છોડી ચાકરી કરવાના વીચારેં મોં કડવું કરવું પડયું, પણ નાજાંને તો હવે ખરેખર એકલું કેમ સોહવાશે, એ વીચારે બહુ બલાપો થતો. વલી ગુલાં દીનુ નેબી આ વેલાએ અહીં એવી ગમત પડી હતી કે નાજાંને લીધા વના એકલું તેમનેબી ઘર જવા ગમ્યું નહીં. છેલ્લે ત્રણે ભાઇ બેહનોએ નાજાંને થોડે દહાડે પોતાને ત્યાં મોકલવાના માસી આગલ કાલાવાલા કીધા; પણ ધન માસીએ તો નાજાંને એમ મોકલવા સારૂ નાજ પાડી. આખરે તેવણે કોઇ કોઇ વખતે રહેવા મોકલવાની રજા આપી.

## પ્રકરણ ૧૧ મું.

### લાલચ.

અકસ્માતથી પડયા પછી આખા બે મહીનાની મજાહ કરીને અંતે જમશેદ ધંધામાં પડયો. તેના બાપે તેને પોતાનાજ ધંધામાં નાખ્યો, અને એક કલારકની તેને નોકરી સોંપી; પણ તેઓ તેને કાંઇ ઝાઝી રખડમાં નાંખ્યો ન હતો તે હાલ તો થોડું ઘણું કામ કીધું નહીં કીધું કરીને ચલાવી લેતો. હાલ જો કે તે નવો હતો; તોપણ તેને સઘલું દેખાડવાને સઘલી બાબદમાં પ્રવિણ કરવાની તેના બાપની હોંસ હતી: માટે તેણે દરેક બાબદની બારીક પુછ પરછ કરવાની રજા આપી હતી, અને તેથી જમશેદ બાપને તેમજ ત્યાંના વડા કલારકને પુછીને સઘલી બાબદની ખબર મેલવતો હતો. નવી નવી બાબદો જાણવા માટે પેહેલાં તો તેને ઘણી ઉલટ લાગવા માડી, પણ પછી ધીમે ધીમે તેને કંટાલો લાગવા માંડયો.

જમશેદની લખવાની ટેબલ અથવા બરાબર બોલ્યે તો ઓરડો, (જમશેદના બાપે દરેક કલારકની જગ્યા આડા ઘોડા મુકીને એવી રીતે કીધી હતી કે જેથી કોઇને બાજનના કા-

મથી કંટાલો ખાવો પડે નહીં. ) તેના બાપની પાસેનોજ હતો. તેની એક તરફ બે કલારકોના બે ઓરડા હતા. હાલે જમશેદના બાપની કોટની દુકાન બહુ ધીકતી હતી, અને ત્યાં પાંચ જણા ચાકરી હતાઃ માટે આગલા હાલમાં આડા ઘોડા મુકીને પાંચ ઓરડા કીધા હતા, અને પાછલો તમામ ભાગ માલ ભરવાનેજ માટે ખાસ રાખ્યો હતો.

જમશેદનો ઓરડો એવી રીતે આવેલો હતો કે જેથી તે તેની પાસેના બેઉ કલાર્કોના ઓરડામાં જોઈ શકે. આથી, અને વલી તેની પાસેનો એક ગુમાસ્તો બહુ બોલકણો હોવાથી ઘડી ઘડી તેને બોલાવતો. તેની સાથ પીછાણ હોવાથી તે તેની સાથ બહુ જલદીથી મલી ગયો હતો.

એક દહાડે જમશેદ પોતાની પાસેવાલા પેલા હસમુખા કલારક જીવણજીની ટેબલ આગલ ઉભો ઉભો સામેથી બીજા ઓરડામાં લોકોને સરાફ પઈસા આપતા હતો તે જોતો હતો. આ વેલાએ આગલો દરવાજો તદન ઉઘાડો હોવાથી તેની નજર બાહેર પડી, તો ત્યાં પેલાં લોકો પઈસા લઇને એકઠાં થઇ પોત પોતામાં કાંઈ પઈસાના ભાગ કરીને જીતવા હારવાની વાત કરતાં હતાં. આ જોઈ જમશેદે કહ્યું:

"અરે આએ જોયાં કે, પેલાંઓ કરેચ તે! જીવનજી! તમે સાંભલોછ કે? એ લોકો શું બોલેચ?"

"હા, કેમ વારૂં! શું છે? એ તો એ લોકોને પગાર મલ્યોઃ તેથી સોરતીમાં જે કાંઈ હારયાં જીત્યાં હોશે તે એક એકને પઈસા આપ લે કરેચ ને તેની વાત કરેચ!" જીવણજી બોલ્યા.

"શું, ત્યારે આએ આવાં ગરીબ લોકોબી સોરતી ને જુગાર રમેચ કે?" જમશેદ અજબ થઇ બોલ્યો.

"કાંએ વારં, તારે શેઠ ગરીબ તે કાંઇ આદમી નહીં કે? તમેં શું જાણો? કચ કઇ ગરીબોજ એમાંથી તો તરી નીકલ્યાચ, ને એવા થયાચ કે જાણે તે લોકો ગરીબ ઉતા તેનો તો કોઇને શેહજ ખ્યાલબી નહીં આવે!" જીવનજીએ કહ્યું. "હોશે બા! જેવી જેની મરજી!" જમશેદ આ વાતમાંથી અલગો થયો. તેને આગલી વાત યાદ આવીઃ તેથી તેને હવે ઝાઝો વાર તે વાત વધારવા ગમી નહીઃ માટે પતાવી દીધું. "એટલે? કાંએ વારૂં? તે એમાં શું છે જે, એમ તેઃ હુંબી સરત માંરૂંચ; ને આજે તો મેં ખાસ પાંચ રૂપીઆની એક વાત પર સરત માંરાચ, ને તેનું શું થાએચ તે આએ આવતે સોમવારે છપાસે."

"પણ શું અહીં એવી રીતે સરત રમવાનું એટલું બધું સાધારણ છે કે બધરાં કામદારોબી તેમાં ભાગ લેએચ?"

"અરે પણ હા, કાંએ નહીં જો? એમાં ખોટું શું છે જે? એ તો બરજોર માણેકવાલાઓ ઉતા, ત્યારે બધાં દબેલાં રહેતાતાં? તે શેઠ સાહેબો બધાં ધરમ ચુસ્ત અને પારસી પરસ્ત કેની, તે તેવણને એવું નહીં ગમતું તું. લેઓની; તેવણ તો આવી નવી જાતની દાબરી આપરે ત્યાં વેચાએચ તેનીબી સામે ઉતા, ને તેથીજતો તમારા બાવાએબી તેને પેદો આપ્યો, તે તમુંને નહીં ખબર કે?"

બરજોર માણેકનાઓ સામેના આવા સખ્ત ટીકા જમશેદને બીલકુલ ભાવ્યા નહીંઃ તેથી તેણે ઘડીઆલ જોઈ પાંચ વાગી ગીયાચ કરીને માથે પાઘડી મુંકી ઘર તરફ ચાલવા માંડ્યું.

ત્યાર પછીના સોમવારે હજી તો જમશેદે પોતાનું કામ હાથમાં લીધું ન હતું; તે હજુ પોતાની કવીલપેન ઘડતો હતો, તેવામાં પાસેથી કાંઈ ખખડાત સંભલાયો. ત્યાં જીવનજી અને તેની પડોસનો કલાર્ક કાંઇ ગુસ ગુસ કરતા જણાયા; પણ તેવામાં શેઠ આવી લાગ્યા, અને તેવણે તેમની વાત સાંભલી એકદમ બંધ પાડી. તેઓ એક ન્યુઝમાં મેચ વીષે વાંચી તે ઉપર તકરાર કરતા હતાઃ માટે જમશેદના બાપે તે ન્યુઝ એકદમ વીંટાલીને બારીએ ફેકી દીધું, અને પોતે કામે ગયા. પણ તરતજ તેમની પાછલ નીચલો કલારક નીચે જઈને તે લઈ આવ્યો, અને પછી ઉપેડી પાછા બંને જણા તે ઉપર ગુસ ગુસ કરવા લાગ્યા. આ વેલાએ

વળી દુકાન પરનો પોરયો કાંઈ પુછવા આવ્યો. તેને ગઈ કાલના ચોપડા લેવા મોકલીને જીવણજી જમશેદ પાસે આઠયો.

"કેમ જમશેદજી! શું કરોચ? આજનું પેપર છે, વાંચવુંચ કે?"

"જોઈએ શું છે? કંઈ નવી ખબર છે કે?"

"હા, પેલી સરતની વાત તમો જાણોચ કેની? તે મેચની ખબર આવીચ?"

"ને ત્યારે તમે તે હાર્યા કે?"

"હા, તેમાં શું? એવા એવા તો કચ કંઈ કેટલા પાંચ પાંચ હું હાર્યો, પણ તેથી શું થયું? હમણાં નહીં તો બીજી વખત! એમ તે શું કંઈ હમેશ હાર્યાજ કરીએચ કે? એ તો વરી હારીએબી ને જીત્યેબી! કોઈ વખત કેમ, તો કોઈ વેલા કેમ!"

"લે ચાલ, એઈ, હવે બુધવારને સારૂ શું કેહેચ?" પાછલથી સીલવા કલારકે આવીને જીવનજીને પુછયું.

"વરી શું કેહે? મારો જે ધારો છે, તેજ તો!"

"ત્યારે પાછી મારેચ કે!"

"હાસ્તો! ત્યારે વરી નહીં કે? એ તું એવો હીચકારો, હું કંઈ તેવો નથી તો! ખરો મરદ હોય તેજ હીમ્મતથી બાહેર પડે તો!"

"બોલ ત્યારે, કેટલા?"

"વરી એક પાંચ."

"ઠીક છે, ત્યારે તો! પણ કંઈ આએ શેઠ સાહેબ નહીં આપે કે?" સીલવાએ જમશેદને પીગલાવવાની જીવણજીને ઈસારત કીધી.

"હા હા! એવણને ગમે તો આપરે. કાંહ ના છે! કેમ શેઠ? (જમશેદ તરફ ફરીને) શું કેવોચ? કમે કઈ તોલોચ કે! આવતે બુધવારે મેચ છે, કંઈ આપવુંચ કે? ચાલો બોલી દેઓ, ઝટ!"

"નહીં, મારે કાંઈ સરત ખરત રમવી નથી. ફરીથી મારી આગલ તમારે એવી વાત કરવીજ નહીં. શું કહ્યું? જો જીવનજી! એ વાતમાં હું તમારૂં હસવાનું નથી સાંભવાનો."

"અરે પણ, નહીં તો તમારી મરજી! કોણ તમોને બોહસ કરેચ જે! પછી જીતસો, ત્યારે ગજવામાં મુકવાના સારા લાગશે!"

"અરે પણ બસુની! મેં ના કહ્યું ની!" જમશેદે એકદમ રોબમાં કહ્યું. આ વેલા જીવનજી સીલવાને ચુપ ચુપ લઈ ગયો; પણ આ બંને સખસો કાંઈ હડયા નહીં. સીલવા ગયો ખરો, પણ જીવણજી તો આજે તેની પુઠે પુઠ ફર્યો, ને અંતે કાંઈ કાંઈ કરીને તેની પાસેથી નામનો એક રૂપીઓ પણ કઢાવ્યો, અને કાંઈ અ ગણીત લાલચો બતાવી. સરત એક રૂપે પચાશ રૂપ્યાની હતી.

## પ્રકરણ ૧૨ મું.

### પચાશ રૂપ્યા ગીયા તો ગીયા, પણ કામ તો પાર પડયું!

ઉપલા બનાવ પછીના ભરેસપતવારે કુદરતી રીતેજ જમશેદને સહવારના પોહોરમાં ન્યુઝ જોવાનું મન થયું. તેણે સરતના જે ઘોડાને માટે એક રૂપીઓ કાઢી આપ્યો હતો, તેજ જીતેલો જણાયો. જમશેદની ઉદાસી તમામ જતી રહી. આજે તે હસતો રમતો અરધા કલાક અગાઉ ઓફીસમાં પોતાની જગ્યાએ જઈ બેઠો. પણ ત્યાં જઈ જોય શું કે ટેબલની ઉપર તેનેજ નામનું એક કાગજ પડેલું! અક્ષર ઓલખીતા જણાયા. તેણે ઝટ કાગજ ઉઘેડયું; પચાશ રૂપીઆની એક નોટ તેમાંથી નીકલી પડી, અને તેની સાથે એક નાની ચીઠ્ઠી નીકલી. આ ચીઠ્ઠીમાં જીવણજીએ જમશેદને તેની ફતેહ માટે મુબારકબાદી આપી હતીઃ માટે તે વાંચ્યાથી તેનું તેનું હઈડું બહુ હરખાયું. ખુશાલીથી ઢડકતી છાતીએ તેણે હાલ તો નોટ ઘડી કરીને પોતીકી પોકેટમાં સેરવી દીધી.

જીવણજીનું કામ સુધર્યું. હવે તેને ફતેહ જણાઈ. કાંઈબી કરીને તે જમશેદને પોતાની ધારેલી રાહ ઉપર લાવ્યોઃ માટે આજે તેને ઘણી ખુશાલી લાગી. ઘણે મહીને કામ પાર પડયાથી તેને હરખ પુષ્કલ થયો. હવે અહીં જાણવું એમ જે પેલા રૂપીઆ જીવણજીની ગાંઠનાજ હતા, અને તે તેના એક મહા-

નાનો આમે પગાર હતો. ત્યારે વાંચનાર વી-
ચાર કરશે કે એક મહીનાની તમામ આવકની
એવી રીતે ધુલ કીધા પછી તેને કરાર તે કેમ
થયો હતો? હા! અલબત! રૂપીઆ જેવી
ચીજ નહીં કોણને ગમે! રૂપીઆનું તો જીવ-
ણને ઘણું લાગ્યું; પણ જો એમ નહીં કરે
તો પછી જમશેદ તો નાથી હા કેહજ નહીં
તો! એ તો તેણે અગાઉથીજ હીકમત કીધી
હતી કે જો પેહલાં જમશેદને 'ગાંઠના રૂપીઆ
ભરીને બે ચાર વાર જીતાવી નાખશું, તો પછ-
વાડે એ હથીઆર કામનુંજ થઇ પડશે.' માટે
આજની તેની ખુશાલી તો રૂપીઆ જવા છતાં
હીકમત પાર પડયાથી ઉત્પંન થઇ હતી. આ-
રીજ રીતે બે ચાર વાર જમશેદને જીતાવી
જીતાવીને જીવણે તેને પુષ્કલ લાલચમાં નાખ્યો.
પણ જમશેદ ઉપરાંત જીવણે બીજા ચાર
જણા સાથે એજ સરત રમ્યો હતો: જેનું સા-
મટું પરીણામ આ વેલા તેની તરફેણમાં ઉત-
ર્યું હતું. તે આ વેળા સો રૂપ્યા કમાયો
હતો: માટે જમશેદને પચાશ આપવા છતાં
હજુ બીજા પચાશ રૂપ્યા તેનાં ખીસાંમાં હરા-
મના ખખડતા હતા. પણ તોબી ચોક્કસ વ-
ખતે હુંમેશાંજ સરતમાં સામેલ રહેવાને જમશેદ
સાફ ના પાડવા લાગ્યો: કેમકે થોડાક મહીના
જવાબાદ તો તેને જણાયું કે તેની જીત કરતાં
હાર વધારે હતી. પણ હવે તો તે લાલચમાં
ફસી ચુકયો: એટલે એકદમ ના પડાતું નહીં,
પણ તોબી કોઇ વખત હા તો કોઇ વખત ના
કરીને ચલાવતો રહયો, અને તેથી સો પચા
સથી વધુ મોટી રકમમાં એકદમ કુદી પડવાને
તેણે સાફ નાથી હા કહ્યુંજ નહી.

હવે એક તરફથી જ્યારે જમશેદને જી-
વણે એવી લાલચમાં નાખ્યો હતો, ત્યારે બીજી
તરફથી ( તેને ઘેરથી ) સર્વે એથી નાખુશ હતાં.
જમશેદ ખુલ્લું જોતો હતો, કે પોતે કોઇ કોઇ
વેલાએબી સરત જીતતો હતો, તો પણ તેની મા,
અમાઇ ને બંને બેહનો તે માટે ખરાં જીગરથી
દુ:ખી થતાં હતાં; ફકટ તેનો બાપ કાંઇ એટ-
લાંથી છેક દલગીર ન હતો, પણ તેનેબી એ
વાત ગમતી ન હતી. તેવણ પોતે (નામાસ્પ શેઠ)
બહુ ધર્મચુસ્ત ગણાતા, પણ પાછલથી તેવણ
"સુધારાવાલા" ગણાવા લાગ્યા. તેવણ દર
હમકારે પાક ખોરદેહ અવસ્તા ગજવામાં મુંકી
અગીઆરી યા આતેશ બહેરામમાં ભણવા જતા.
વળી અગીઆરીના તથા જરથોસ્તી સ્કુલના
વસ્તી હોવાથી મેલાવડા વેલાએ કોઇ કોઇ વ-
ખત ત્યાંના છોકરાંઓને ધર્મ ઉપર બોધ દે-
વાનું કામ તેવણ કરતા. આ માટે તેવણને
સુધારાવાલાઓ બહુ છાપડે ચઢાવતા. તોપણ
એ કામ તેવણને ઝાઝું ગમતું ન હતું. તેવણ
જાણતા હતા કે તેવણનો જરથોસ્તી-ધર્મ-
બોધ તરીકે ઠસાવવા માંગતો બોધ અર્ધે-ખ્રીસ્તી
હતો. તે બોધ પ્રમાણે ચાલનારને ખુદાની ગભા-
રાઇથી બંદગી કરવા કરતાં દીલ અને મનને
રીજવવાનું બહુ મલતું હતું. તેવણનો ધર્મ-
બોધ સુધારાંવાલાંઓના ધર્મબોધને તદન મલતો
હતો: જેને જરથોસ્તી ધર્મબોધ કહેવું એ
તે ધર્મની ઠેકડી કરવા સમાન હતું. તેવણના
બાપ બપાવાથી એ કામ ઉતરતું આવેલું: એ-
ટલે ના પડાએ એમ ન હતું. એ સઘળું છતાં
તેવણ દર હમકારે પોતાને ત્યાંનાં સર્વ છોકરાં-
ઓને ભણવા જવાની ફરજ પાડતા. એકલા
જમશેદનેજ એનો કંટાલો લાગતો; બાકી
ગુલાં તથા દીનુ તો ખુશી થતી, અને વળી
તેમની બપાઇ તો મરતાં મરતાં કાંઇબી ક્યા
લેવાની ઉલટમાં દર હમકારે છોકરાંઓ સાથ
જતી. ઉમ્મરના વધારાને લીધે તેવણથી ચોપ-
ડીમાં જોઇ ભણાતું ન હોવાને લીધે જેટલું
મોઢેજ આવડે એટલું ભણ્યા પછી 'ઇથા ઉવ-
ચ્મો' ભણ્યા કરતાં. છોકરાંઓની માતાથી
કાંઇ દર હમકારે જવાને બનતું નહીં: કેમકે
ઘરની તમામ જંજાલ તેવણનેજ માથે હતી.
તોબી કોઇ કોઇ વખતે જલદી પરવાડીને તેવણ
નીકલી પડતાં. નહીં જવાતું તે દહાડે ઘરમાંબી
થોડું ભણીને સંતોષ પામતાં. સર્વમાં ખરી
ધર્મ-ચુસ્ત તો તેજ હતી. તેવણે પોતાના
સંસારનો તમામ આધાર ખુદા ઉપર મુકયો
હતો. પોતાનો સંસાર સુખી નીવડતો જતો:
તેથી વળી ખુદા ઉપર તેવણનો વીશ્વાસ મજ-
બુત થતો જતો. વડી દીકરી ગુલાંનેબી એવીજ
આદત હતી. તેણીનેબી જાણે માયે તરફથી

વારસો મળ્યો હતો. પણ હીનુ જરા અટ ક-
રતી. તેણીને આલસાઈ લાગતીઃ તેથી કોઈ
કોઈ વેલાએ અતી અગત્યનાં કામનું બાહાણું
કાઢી અગીઆરીમાં જવાના અખાડા કરતી.
શેઠનાનાં મોટીબાઈ (આ છોકરાંઓની માતા)
ખરાં જીગરથી ઇચ્છતાં કે તેવણનાં બધાંજ
છોકરાં ગુલાંનાં જેવાં ધર્મી નીકલે. હવે જમ-
શેદ મોટો થયો ને વલી બાપ સાથ ધંધામાંબી
પડયોઃ એટલે તેનો ઘણો આધાર મા પરથી
ઉતરી બાપ પર પડયો. ગુલાંની ધર્મ તરફની
વલાણ ઠીક હોવાને લીધે તેણીએ સ્કુલમાં જર-
થોસ્તી છોકરાંઓને ધર્મનીતી શીખવવાનું માથે
લીધું હતું, અને તે તેણી ઘણી ઉલટને જુસ્સા
સાહીત શીખવતી જતી. પણ મોટીબાઈ બી-
હતાં કે જો કોઈ દહાડેબી જરથોસ્તી સ્કુલમાં
ધર્મ ઉપર ભાષણ કરવાનું કામ જમશેદને
માથે આવી પડશે તો તે કાંઇ તેનેથી થશે નહીં,
અને જો એ ના પાડશે તો આખાં કુટુમ્બને
હીનું લાગશેઃ માટે તેવણ કાંઈ કાંઈ કરીને
તેનું મન ધર્મ તરફ વાલતાં, પણ ફોકટ! અને
તેનું કારણ દુર શોધવા જવા પડવાનું નથી.
અફશોશ, કે તે કારણ બીજાં દુર અંદેસોને
ખુલ્લું જણાતું, પણ 'સુધારાવાલાંઓ'ને તે
દેખાતું નહી હતું. તેઓ છતી આંખે જાણે
આંધલાં હતાં. કેટલાંકો તે જાણતાં, પણ પો-
તાની ભુલ ફકટ બોહોંથી કબુલ કરતાં નહી
હતાં, અને જે તકલીદી ધોરણથી ધોરણની
ચાહોમ કરી જુસતેજો કર્યા વગર તેઓએ સીફા-
રસ કીધેલી અને તે માટે જાહેરમાં ભુંપુરાં
વજાડેલાં, તેની પર ખોટી શરમના ખ્યાલથી
ઠંડું પાણી નાખવાનું તેમનું દીલ ચાલતું નહી
હતું. એમ કરવાથી પોતાની હસી તેઓએ
સ્થાપેલાં ધોરણની વીરૂધવાલાંઓ કરશે, એવી
તેમને બીક હતીઃ અને તેથી તેઓ બેવડાં જોશ
સાથે તે ધોરણનીજ ચાહોમ સીફારસ કર્યાં
જતાં. પણ તેઓને એટલો ખ્યાલ નહી હતો
કે એથી બીજાંઓ ભોલવાઈને ફસી પડયાં
જતાં હતાંઃ તેમાંનો જમશેદ એક હતો. તેનું
પોતાનાં ખુલંદ ધર્મપરથી મન જે ઉઠતું આવ્યું,
તે તેની યુરોપ્યન કેળવણીના પ્રતાપથી હતું.

# પ્રકરણ ૧૩ મું.

## પુનાની મીટીંગ.

બીજું એક આખું વરસ નીકલી ગયું;
અને જમશેદ ઓફીસમાં નવો જુનો થઈ ગયો,
અને તે સાથ સરત રમવાનો એક વખતનો
તેનો ધીક્કાર પણ ગુમ થઈ તે તરફનો તેને
શોખ વધ્યો. જીવનજીએ જમશેદને ભમાવ્યો.
એક દહાડે ઓફીસ બંધ કરીને બાહેર નીકલ્યા
કે જમશેદ સાથેજ જીવનજી ઘર જવા નીક-
લ્યો. જમશેદ બાપ સાથ ઘણો ખરો ગાડીમાં
ઘર જતો હતો, પણ આજે તેની માસીની દી-
કરી નાજાં આવવાની હોવાથી ગાડી તેને લેવા
ગઈ હતી. વળી જામાસ્પ શેઠને જરા કામ
હોવાને લીધે તેવણ રોકાઈ પડયાઃ માટે જીવ-
ણને એ તક સોના કરતાં સરસ જણાઈ. "અરે
જમશેદજી! જમશેદજી! તમુંને ખબરકે? આ-
વતે બુધવારે તો પુનામાં મોટી ધામધુમ છે."
જીવણ બોલ્યો.

"હાં! શું?"

"અરે, તાંહતો મોટી મીટીંગ મળ-
વાની છે."

"હોશે, તેને શું કરાવેચ?"

"પણ એવું કેહેવાએચ કે તાં ઘણે
વરસે ખાનસાહેબ આયાચ ને તેવણને ત્યાં
મોટા મોટા શેઠયાઓ, મ્યુનીસીપાલીટીના સ-
ભાસદો, જસતીસઆફ ધી પીસો, ને બીજા બધા
જાણીતા આસામીઓની મીતીંગ મળવાની છે."

જમશેદ કશું બોલ્યો નહીં, પણ મનથી
કંટાલો ખાવા લાગ્યો. "વરી એ લફરૂં વલ-
ગ્યુંચ તે કયારે છુટશે." અંતે થોડી વારે પાછો
જીવણજ બોલ્યોઃ "કેમ શેઠ! બુધવારે તો
રજા છે, તે તમારેબી ઉતરી પરવુંચ કે શું?"

"નહીં બા, મારે કેઠે જવુંબી નથી ને
આવવુંબી નથી. હવે તું મને કંટાલો ના આપ.
જા અહીંથી!" જમશેદે હવે તો ખુલ્લા કટાં-
લાથી કહ્યું.

"પણ કાંએ, આવોની, શું છે? હુંબી
જવાનો છઉં!"

જમશેદ પાછો મુંગો મુંગો ચાલ્યા કીધો.

"હમણાં તો ઘણું લોક તાંહજ જાએચ! ગીયે વરસે તો હુંબી ગીયોતો, તે આપુને તો ખુસોનો તરાકો પર્યોતો! ને વરી હમણાંબી જશું તો આપરે કંઇ ખાલી હાથે નથી આવવાના તો! તાંહતો કંઇ પુષ્કલ સરત રમાએછ જો! બસ આએ બોલતાં બોલતાં સરત ને સરત! પણ તેમ મજાહબી ઘણી જો, શેઠ! મારીસાથે તો જો કોઇ આવનારૂં મલી જાએ કેની, તો આએ કાલને કાલ આપરે તો બે દહાડાની રજા લઇનેબી ઉતરી પડયે!"

"બસ, બસ, હવે જીવણ હું સમજ્યો. તું મને સાથે લઇ જવાનો વીચાર કરેચ ને લલચાવેચ! પણ મારે નથી આવવું. તુ કેહેચ શું જે? કંઇ તારો જુલમ છે મારી ઉપર?"

"અરે પણ શેઠ, હું તો અમથો ત્યાંની મજાહ ને—"

"બસ, બસ કર, હવે જા! હું કેહુંચ કે એક બોલબી ના બોલતો. મારે પુનેબી નથી જવું ને માથેરાન, ખંડાલા તથા માહબલેશ્વર બી નથી જવું. મારે તો બા જે મજાહ કરવી હોશે તે અહીં પરેલમાં કરશ, ને વરી બાહાર જવાનો હોવસ તો દાદરે જવસ; બીજે કેઠે નહીં." ચીઢમાં આવી જઇ આટલું બોલી જમશેદ ધસારાબંધ ત્યાંથી ચાલી ગયો. જીવણજીને આથી પુષ્કળ ખભરાટ લાગ્યો, ને તે ફફડતો ચટકતો હવે ઘેર જવા નીકલ્યો.

આનીગમ આજે માસીજીની નાજાં આવવાનીઃ તેથી જમશેદને બપોરની ચટપટ થયા કરે. સાંજે જેમ તેમ ઓફીસમાંથી છુટકો થયો કે બાપની સાથે આવવા માટે ખોટીપણ રહ્યા વગર એકદમ નાજાંને મળવા અને બને તો તેણીને સ્ટેસનપર લેવા જવાનોબી વીચાર કરી રાખ્યો. વળી તેને આ વખતે વાંદરેની પેલી (અકસ્માતથી પડી ગયા પછી હવા ખાવા ગીયો ત્યારની) મજાહ કીધેલીબી યાદ આવ્યા કીધેલીઃ તેથી વળી પાછી તેવી મજાહ કરવાનો વીચાર કરીને ઓફીસમાંથી નીકળ્યો, તો પછવાડે જીવણ તાહેલાં કરતો વળગ્યોઃ ત્યારે તે ચીરડાશે નહીં તો શું કરે?

# પ્રકરણ ૧૪ મું.

## નશરવાનજીનું ભાષણ.—ગુલાં અને બરજોર.

જરથોસ્તી સ્કુલ મંડલીના લાગતા વળગતાઓની મેહેનતથી આજે—એટલે તે દહાડે—જાહેર ભાષણ હતું. ભાષણ સ્કુલની આગલા એક હોલમાંજ કરવાની ગોઠવણ કીધી હતી, અને તે માટે સ્કુલનાં દરએક છોકરાંઓને હાજર થવાની તાકીદ આપવામાં આવી હતી. ભાષણ ટુંક બુદ્ધીનાંઓને મનસે પીજણ જેવું લાગતું, પણ વીચારવંતોને મનથી ઘણું બોધકારક અને બાળકોને માટે તો ખાસ અગત્યનું હતું. ભાષણ-કર્તા આપણો બરજોર માણેકનો નસરવાનજી હતો. બરજોર માણેકનો નસરવાન જામાસ્પ શેઠને ત્યાં આગળ ચાકરીએ હતો. પણ એક ચોક્કસ કારણ (જે વાંચનાર જાણે છે તે) માટે તેને ત્યાંથી ઘણુ વરસે રજા મલી હતીઃ માટે હાલ તે છુટક કામ કરતો હતો. વળી તેને જરથોસ્તી સ્કુળમાં ધર્મની બાબદ શીખવવાની જગ્યા મુળી હતી. એ ઉપરાંત દર મહીને તેણે ત્યાં કોઇ કોઇ બાબદ ઉપર તે સ્કુલના ટ્રસ્ટીઓની રજા જાહેર ભાષણ આપવા માટે મેળવી હતી. આજે બપોરે ભાષણ હતું, ને તેની બાબત "લાલચથી દુર રહેવા" વિષે હતી. ભાષણ-કર્તાએ આજે ઘણો સરસ દેખાવ કીધો હતો. તેણે પોતાની બાબત એવી તો અસરકારક રાતે સમજાવી હતી કે સઘળેથી થોડી થોડી વારે તાળીઓના અવાજો પડતા. વળી છોકરાંઓનેબી એ બાબત બહુ ગમી હતી. તેણે જેમ મોટાં તેમજ બચ્ચાંઓને ઘણી વેળાએ ચાઇ ચાઇઓ અને બાહેરના ભપકા સપકા ઉપર લલચાઇ પડતાં અને પાછળથી ખરાબીના ખરાબા સાથ અઠડતાં ઘણી અચ્છી રીતે બતાવી આપ્યાં હતાં. એ ઉપરાંત સોરતીની લાલચો તરફ સાવધ કેવી રીતે રહેવું તથા "સોનેરી પુંછડીજ તક," "ફરીથી કદી મળશે નહી," "એક વાર નસીબ અજમાવો" વીગેરે મથાળાંઓવાલી જાહેર ખબરોથી કેવી રીતે લાલચમાં લોકો

ફરી પડે છે, અને એક વાર તેમાં પડયા પછી બાહેર નીકલવું કેવું અઘરું છે તે એવી તો અસરકારક રીતે સમજાવ્યું, કે કેટલાંક છોક-રાંઓ તો શું પણ મોટાંઓ ઉપરબી તેની એવી અસર થઇ કે મી૦ નસરવાનજીના બોલો સદા મનમાં કોરી રાખવા અને તેમનાં ભાષાણુની બાબત તમામ (બને તો) આખી ઉતારી કાઢી છપાવીને તેની નકળો પોતે તેમજ ઓલખીતાં પાલખીતાં વીગેરે એ વાંચવા વંચાવવા માટે સદા પાસે જાલવી રાખવાને વતીક કેટલાંકો તો ત્યાંથીજ ઠેડાવ કરીને ઉઠયાં. ખુદ તે ભાષણ સ્કુલના લાગતા વલગતાઓનેબી એવુંતો પસંદ પડયું કે તે પોતાને ખરચે છપાવીને એક શેઠી-આએ મફ્ત બધે વ્હેંચ્યું.

ઉપલું ભાષાણુ થયા પછી બીજેજ દી-વસે ખરજોર માણેકના નશરવાનજીનો ખરજોર શેઠનાને ત્યાં સેહેજ મળવા આવ્યો.

"ઓહો, ગુલબાનુ, કેમ છો? કેમ ઘ-રમાં કોઇ દેખાતું નથી."

"હાજી, બધાં ફરવા ગીયાંચ. બાવાજી તો બાહાર ગીયાચ, ને માએજીબી દાનુને લઇ બપોરથી દાદરે ગીયાંચ,"

"વારૂં ગુલાં, જમશેદ કયાં છે. હજુર એબી આવ્યો નથી કે? હું આજે કેટલા દ-હાડા થયા એને મલ્યોજ નથી, ને આજે અહીં આવ્યો તો અહીંબી નહીં મલે કે? ગીયા હમકારાને દહાડે આતસ બેહેરામ ગીયો તો હું જાણું જે સાંઝે જાઉ કે એબી મળે! પણ ત્યાંબી નહીં મલ્યો."

"અરે હા, તે પણ આજે, કેટલા દહાડા થયા એ એમજ કરેચ! શું કરે, બીચારાં માએજીબી એને વરે કેટલો બલાપો કરેચ. બસ હવે તો એને અગીઆરી આતસ બેહે-રામને નામે પેટમાંજ દુખેચ! બસ કેહેજે મારા તો પેટમાં દુખેચ કહને તે દહાડે ચાર વાગેથી સુઇ જાએચ, ને નહી તો કેહેચ જે મને આજે 'એક એપોઇન્ટમેંટ' છે કરી. બસ ચાલીજ જાએચ."

"પણ એ એમ કાંયે કરેચ, ગુલાં? બા-વાબી એને કંઇ કેહતા નહીં કે? પણ એ છે કયાં જો?"

"અરે, આજે તો એ નાજાં સાથ ફરવા ગીયોચ! તમુંને નહી ખબર કે માસીની નાજાં-માંએ અમારે ઘેર આવીચ તે?"

"કોણ? હું નહી ઓલખતો."

"મારાં માસીની દીકરી. જેઓની, માસી-ની કંઇ પોતાની છોકરી નથી જો! એ તો એવણ બીજવર પરણ્યાં કેની તે એવણના વરની આગલી બઇરીની છોકરી. પણ જેઓની, નસરવાનજી; મને તો જાણે એની ઉપર પ્યારજ ઘણો લાગેચ. જાણે મારી પોતાની બેહન, તેમ બીચારી ઘણીજ ગરીબ છે. પણ હસમુખીબી જબરી છે જો! પેહેલાં તો ઘણી શરમાયા કરતીતી, પણ હવે તો અમારી સાથ ઘણીજ પરીચતઇ ગેઇચ."

"પણ ગુલાં વારૂં, એ પેલો જીવણજી કોણ છે? હવે તો કાંઇ જમશેદની સાથનો સાથેજ ફરે છે! તમારા બાવાની ઓફીસમાંનો કોઇ કલાર્ક છે. તમે લોકો ઓલખોછો કે એને!"

"નહી, અમે તો નથી ઓલખતાં; પણ નાજાં ઓલખેચ! એનો એ સગો થાય!"

"હં કે? પણ એ કાંઇ સારૂં માણસ નથી જો, ગુલાં. જો, જમશેદ સાથે એ ઘણોજ સંબંધ રાખેચ, તે કાંઇ સારૂં નહી!"

"પણ કાંએ વારૂં, એને શું છે?"

"મારા જાણવા પ્રમાણે એ કોઇ મોટો જુગારી છે!" આ સાંભળી ગુલાં એકદમ ચોંકી.

"કાએ ગુલાં, એમ કાંયે કરે છે! શું છે? માથું દુખે છે કે?"

"નહીં. પણ તમુંને કોણે કહ્યું જે એ જુગારી છે?"

"મને કોઇએ કહ્યું નથી, પણ હું જાણું છું. એના બાપનું હોટેલ છે, અને ત્યાં તો એક ખાસ ઓરડો એ કામનેજ સારૂ રાખે-લો છે."

"પણ ત્યારે તો એ જમશેદનેબી ફસા-વશે; એ શું એની સાથ ઘણી દોસ્તી રાખે-ચ કે? તમુંને એને વીશે જે કંઇ ખબર હોય તે મને કહી દેઓ!" ગુલાં કાલાવાલી કરતી બોલી.

"હા, મેં ઘણી વખતે એને સાથે ફરતો જોયો છે, ને તેથીજ તમોને ચેતવણી આપું છું તો!"

"અફસોસ! બીચારાં માએજી જાણશે, તો કેવાં દલગીર થશે?"

"નહી ગુલાં! હમણાને હમણા તમે એ વાત કહીને તમારા માએને ના ઘભરાવતાં. એનેજ સમજાવી જોજો!"

"નહીં, બરજોરજી. માએજીને કેહવુંજ જોઇએ."

"નહીં, ગુલાં તમે ફોકટ બીહોય! મેં કંઇ એને કશી લાલચમાં ફસેલો હજુ જોયો નથી. બસ ફકત એને—"

"અરે પણ, અરે જોયોય?" ગુલાં વચમાં બોલી ઉઠી.

"એટલે? શું?" બરજોર ગુલાંનું મોં જોવા પડયો.

"મને ના પુછો, બરજોરજી! આજે બે મહીનાની વાતપર એ સરત જીત્યો, ને 'પચાસ રૂપીઆ તો એક તરાકે મેલવ્યા' કરીને માએજી આગલ બોલ્યો. માએ ઘણો સમજાવ્યો, ત્યારે હસી પડીને બોલ્યો કે 'નહીં, હું કંઇ એવું કરતોજ નથી, પણ એ તો હસ્તાં હસ્તાં બોલઇ ગીયું તેથી!'"

"ત્યારે તો મારી અટકલ ખરી પડી, ગુલાં. તમારેથી બને તેમ તમે એને સમજાવજો. મને મલશે તો હુંબી સમજાવીશ, પણ બનતાં સુધી હમણા માએને એ વાત કેહતાં ના. જો આપરેથીજ બની શકશે તો અમથાં માએને ગભરાવવામાં શું વલ્યું?"

"વારૂં, જોઇએ! પણ તમેબી એને જરૂર મળો ત્યારે કેહજો, હં કે!"

"હા, કેહીશ. પણ ગુલાં, આજે ઘેરમાં કોઇ નથીઃ તેથી હું દલગીર છુ. હું આજે તમોને કાંઇ પુછવા અને બાવાપાસ કાંઇ માંગવા આવ્યો તો?"

ગુલાં વીચારમાં પડી. વાંચનાર જાણે છે કે શેઠનાનાં અને બરજોર માણેકનાં કુટુંબો વચ્ચે અસલની ઓલખ ને મીત્રાચારી છે. ગુલાંથી બરજોર આઠ વરસ વડો છે, તોપણ તે બચપણથી ગુલાં સાથ રમતો આવ્યો છે. જમશેદ તો તેનો મોટો મીત્ર છે. જ્યારે નાનો હતો, ત્યારથીજ તે ગુલાંને બેહન ને જમશેદને ભાઇ તરીકે પીછાણતો અને બોલાવતો હતો. ઘણાંક વરસો સુધી તે ગુલાંને બાઇ કરીને કહેતો, પણ હાલ બે ત્રણ વરસ થયાં તે તેમ સમજતોજ નથી. મોટો થયા પછી તે ગુલાંને ઘણી ખરી ગુલાં કરીને કેહે છે, પણ કોઇ કોઇ વેલા તેણીનાં માબાપનાં દેખતાં ગુલબાનુ પણ કહે છે. ગુલાંને પણ તે પસંદ છે. ગુલબાનું કરતાં સાદું ગુલ કે ગુલાં તેણીને વધારે પસંદ છે, અને તેણીની મરજીથી ઘરમાં સઘલાં તેણીને એજ નામે બોલાવે છે. ગુલાંને બહેન તરીકે બરજોર ચાહતો આવ્યો છે, પણ હવે તેને કાંઇ બીજું વધારે ભાવે છે. તે ગુલાંને સદા સુધી બેહન ગણવા કરતાં તેને પરણીને પોતાની પરણેતર કરવા માગે છે. આ ઉમેદ ચાર પાંચ વરસ થયાં તેના મનમાં ઉત્પન્ન થઇ છે, પણ હજી સુધી તે તેણે કોઇને જણાવી નથી. હવે તે પોતે રલતો કમાતો છે, ને પોતાનો ગુજારો કર્યા ઉપરાંત પાંચ પૈસા ઉંચા કરે એવી હાલતમાં આવ્યો છેઃ માટે હવે ગુલાંની ઉમેદવારી માટેની માંગણી કરવાની તેની મરજી છે, ને તે માટે ગુલાંની મરજી પુછવાની આજે તેને સારી તક છેઃ માટે તે પુખ્ત વીચાર કરીને હવે તેણીને પુછે છે.

"કાંએ ગુલાં, કેટલીવાર થઇ તમે શું વીચાર કરો છો? હું માગુંચ શું, તે તમે સમજયાંની?"

"નહીં; મને કંઇ સમજ પડતી નથી." ભોલી ગુલાં બોલી.

"હું તુંને માંગુંચ, મારી ગુલ!"

ગુલાં મોંનું જોવા પડી. તેણીના મનમાં કાંઇ કાંઇ આવ્યું.

"ગુલાં, કેમ શું કેહય? તું બીહ ના; હું કોઇબી રીતે તને આડો માર્ગ દેખડાવીશ નહીં. હું તુંને પરણીને મારી પોતાની પરણેતર કરી મારે ઘર લઇ જવા માગું છું? કેમ કબુલ છે?" ગુલાં શરમાઇ જઈ નીચું જોવા પડી.

"અલબત્તાં, ગુલાં! તારાં માઆબાપની મરજી વગર હું તેમ કરવા માંગતો નથી. જો તારી ખુશી હોય તો હું શેઠને (જમાસ્પ શેઠને ઘણાં લોકો શેઠનાં ટુકું નામથી બોલાવતાં) મલીને વાત કરૂં?"

ગુલાંથી કાંઇ બોલાયું નહીં.

બરજોર ગુલાંની ચુપકીદીથી રાજી થયો. તેણે ગજવાંમાં હાથ નાખી એક નાની દાબડી કાઢી આપતાં કહ્યું: "લે ગુલાં; જો તારી મરજી હોય તો ઇધાની તરીકે આટલી લોકેટ તારી પાસે રાખ. જો, આએ (ઉઘાડીને) એકમાં મારી સબી તૈયાર મુકેલી છે, અને એની પાસે તારી મુકવાની મારી મરજી છે. હું તો તુંને મારી આંગલીની વીંટી પેહેરાવવાનો હતો, પણ તારાં માબાપની મરજી વગર તેમ કરી શકતો નથી."

ગુલાંએ ખુશીથી લોકેટ લીધી, અને તેને જીવથી જીયાદા જાળવવાનો વચન આપ્યો. તેજ ઘડીએ બરજોરની નજર ઘડીઆલ પર પડી ને "સાડા પાંચ ને દશ થઇ" કરી તે ઘર જવા ઉઠયો.

"ગુલાં, હવે આજે તો ઘણું મોડું થયું, અને જમશેદ તો હજુ આવ્યો નહીં. હું તો જાઉં છું. હવે મોડું થશે ને ત્રેન ચુકીશ તો વલી અરધો કલાક ખોટી રેહેવું પડશે. જો મેં તુંને કહ્યુંચ તે યાદ રાખજે હં; હું આતવારે જરૂર તારા બાવાને મલીને વાત કરીશ: તેટલે તું કાંઇ બોલતી ના. આતવારે હું આવીશ. ચાલ સાહેબજી"

ગુલાં હમેસ કોઇબી આવે તેને (બરજોરને તો જરૂર) દરવાજા સુધી મુંકવા જતી હતી, પણ આજે તે ગઇ નહીં. આજે પેહેલવેહલીજ બરજોરને મુંકવા જતાં તે શરમાઇને દાદર આગળથીજ 'આવજો, બરજોરજી' કરી પાછી ઓરડામાં ભરાઇ ગઇ. બરજોરબી તેની મતલબ સમજ્યો ને ખુશ થયો.

બરજોરના ગયા પછી ગુલાંએ પેલી લોકેટ તપાસી તપાસીને જોઇ, અને પાછી બંધ કરી પોતાની ઇસકોતરીનાં ચોર-ખાનાંમાં સંભાળથી સેરવી દીધી, અને સાંજ પડી ગએલી હોવાથી પોતેબી બાગના દરવાજા આગળ જમશેદ અને નાજાંની વાર જોતી ઉભી રહી.

## પ્રકરણ ૧૫ મું.

### ગુલાંનો સગો બરજોર.

ગુલાં જેવી દરવાજા આગળ આવી કે તેણે જમશેદ અને નાજાંને આવતાં જોયાં. તરતજ તેમની પાછળ તેણીની મા મોતીબાઇ ને દાનુંબી આવ્યાં.

"કેમ, ગુલાં! કયારનાં અહીં ઉભાંચ? હવરેજ આયાં હોશો,"

"હા, હવરેજ આવી."

"હું જોયું, મેં કેવું પારખ્યું." નાજાં બોલી.

"અમુંને પેલા તમારા સગા મલ્યા." નાજાં ભેદમાં બોલી.

"શું, સગા? કોણ સગા?" ગુલાં ઘભરાવા લાગી.

"અરે નહીં નહીં, એવણ કંઇ સગા નહીં." જમશેદ વચ્ચે બોલી પડી હસવા પડયો.

"કાંએ વરી, તમે હમણાં કહ્યું ને?"

"અરે! પણ એ તો મેં તુંને બનાવી!" જમશેદ પાછો હસ્યો "ગુલાં, મેં બરજોરને આપરો સગો ઠોકી બેસાર્યો, ને નાજાંએ તે ખરૂં માન્યું!"

"પણ ત્યારે એ કોણ? કેહેવોની? ગુલાં, તમે કેહેવોની? બરજોરજી કોણ? એવણ અમુંને હમણાં રસ્તામાં મલ્યા, તે માસીજીએ બોલાવ્યા. તેવણે કહ્યું કે હું તો હવરે ઘેરથીજ આવ્યો, ત્યારે મેં જમશેદને પુછયું કે એ કોણ? તો કેહેજે એવણ તો અમારા સગા થાએ!"

"કાંએ, જમશેદ? તારી ટેવ જતીજ નહી કેની?" મોટીબાઇ બોલ્યાં; પણ ગુલાંએ જમશેદને કશો ઠપકો નહીં આપ્યો. બરજોરને તે મનથી સગો સમજી ખુશ થઇ.

"નહીં, નાજાંમાએ. એવણ જમશેદના દોસ્તદાર થાએ."

"ને તમારા કોણ ત્યારે! તમારાબી દોસ્તદારજ કે બીજું કંઇ?" નાજાંએ ગુલને શરમાવી.

"હા, નાજાં ! જોની અમે નાહ્લાં હતાં, ત્યારથી સાથે રમેલાં, ફરેલાં, સાથે ખાધેલું બી, ને ત્યારે હવે એને મ્હારોબી દોસ્તદાર કેહું તો તેમાં ખોટું શું છે ? એની સાથે કંઇ મને આ-જે કાળની ઓળખ નથી."

"કોણ ગુલાં, કોણ !" મોટીબાઇ તે-વામાં આવી જવાથી પુછવા પડયાં.

"કોઇ નહીં, માએજી ; બરજોરજી"

"હા, આપરો બરજોર ! તેનું શુ ?"

"નહીં માસીજી, કંઇ નહીં. હું એ-વણને પુછુંચ કે તમુંને કેમ ઓલખાણ પડી, તો કેહુંજે અમે તો નાનપણથી સાથે રમેલાં, સાથે-જ ખાધેલું, ને સાથે ફરેલાં !"

"હા, બરાબર છે. ગુલાં તો એના કરતાં આઠ વરસ નાહ્લી છે, પણ મારો બેહસ્તી પે-હેલો છોકરો ગુજર્યો, તે વખતે હું સુવાવરી ના-હી ઉઠયા પછી એનાં માએ મારે ઘેર એને વર-સ દહાડાનો લઇને આવેલાં, ત્યારથી અમે એક બીજાના દીકરાઓને પોતાના હોય તેમ ચાહતાં હતાં, અને રમાડતાં હતાં." જમશેદ આ સાં-ભળી હસ્તો હસ્તો બોલ્યો : "કેમ જી ? (ના-જાંને) હવે હું ખરો કે ખોટો ? બોલોજી. જે છોકરાને મારાં માએ પોતાના દીકરા પેઠે ગણે અને ચાહે, તેને હું મારો સગો તો શું પણ ભા-ઇબી કેહું તો તેમાં ખોટું શું છે, કેહેવોજી!"

આ સાંભલી બધાં હસી પડયાં, અને મોટીબાઇ બોલ્યાં : "બસ બસ, હવે તું ઘણો દાહયો છે તે ! ચાલ કપરાં બપરાં બદલેચ કે બસ હવે એજ કર્યા કરશે ? ભોણાનો વખતબી થવા આયોચ. વેહી જા ; ચાલો છોકરીઓ ! ત-મેબી કપરાં બદલી આવો !"

## પ્રકરણ ૧૯ મું.

### સોંટ માવરી જોવા ચાલો !

આતવાર આવ્યો અને તે દહાડે પોતાના વચન મુજબ શેઠનાને ત્યાંની મજાહમાં વખતસર ભાગ લેવા બરજોર આવી પુગ્યો. બરજોર આ-વ્યા પછી થોડી વારે જીવણજીબી આવ્યા. જી-વણને ખબર હતી કે આતવારે બરજોર જરૂર આવશે, પણ જીવણ શેઠનાંના ઘર સાથ એટલી બધી છુટ વાપરે છે તેની બરજોરને બીલકુલ ખબર ન હોવાથી તે તેમે ત્યાં જોઇ અજબ થયો. પણ જીવણ તો હસીને બરજોર સાથ સાહેબજી શેકહેંન્ડ વતીક કરી, અને તેને મ-ળવાથી (બાહેરથી) ખુશી બતાવી.

બરજોર તો આજે ખાસ જમશેદને પેલી વાતની ચેતવણી આપવા અને બને તો પોતા-નું ધારેલું કામબી શેઠને મલીને પાર ઉતારવાની નેમથી આવ્યો હતો. પણ હવે તો તેને લાગ્યું કે બેમાંનું એક પણ કામ આજે પાર પડવું મુશકેલ છે : કેમકે શેઠ તો આજ સહવારથી વાંદરે ગયલા માલમ પડયા. વલી ત્યાં તો જી-વણજી પોતે હાજર હોવાથી જમશેદ સાથ તેને વીષે કશી વાત પણ થઈ શકે, એ બનવા જોગ ન લાગ્યું.

બપોરે સઘળાં સાથે જમવા બેઠાં. જમતાં જમતાં સર્વે જણાં પોત પોતામાં વાતે રોકાઇ ગયાં. બરજોર ગુલાંની મેનીજ કરવા તથા તેની સાથ વાતે પડયો ; અને નાજાં સાથ તો જમ-શેદ અને જીવણ એ બે જણાં આખો વખત વાત કીધા ઉપરાંત તેણીને જે કાંઇ જોઇએ તે સઘલું લાવી આપવાની દોડાદોડી ને ધરપચ કરવા લાગ્યાં. નાજાંએબી આખો વખત તેઓ-ની સાથ વાત તો કર્યા કીધી ખરી, પણ તેણી-નું સઘલું ધયાન આજે બરજોર તરફજ રોકા-યું. તેણી જાણે બાહેરથી કશું હોય નહીં તેમ દેખાવ કરવા લાગી ખરી, પણ લુચ્ચાઇથી અને બારીક નંજરે બરજોરની દરએક હીલચાલ ઉ-પર ધ્યાન આપતીજ રહી. બીચારી દીનુની કોઇ એવી મદારશ કરનારૂં ત્યાં હતું નહી, અને તે-ની સાથે ખોસ વાત કરનારૂં બી કોઇ ન હોવા-ને લીધે તેણી ઘડીમાં આને તો ઘડીમાં પેલાં-ને કાંઇ કાંઇ કહીંને તેમને મજાહ આપી, પોત-બી ગમત મેલવવા લાગી.

ખાતાં ખાતાં બરજોરે આજે વાંદરે ફરવા જવાની ખાહેસ જણાવી. "ગુલાં, તમે લોકો સોંટ માવરી કોઇ દહાડે જોઇચ કે, વારૂં ?"

"નહી, મેં નથી જોઇ. આપરે કોઇ દ-હાડે જઇશું ?"

"વરી કોઇ દહાડે જઇશું, ત્યારે આજે શું છે. આજે આવો મજેહનો દહાડો છે, ને વરી બીચારી નાજાં આપરે તાંહ આવીચ તેજ વખતે જઇએ તો બીચારી તેબી કંઇ જોય." દીનુએ સુચવ્યું.

"ચાલો, ત્યારે તો, આજેજ જઇએ!" જમશેદ બોલ્યો.

"કેમ માએજી ? તમારો શું વીચાર ? આવોચ આજે !"

"હા, જોઓ, માએજી ચાલો ; મનેબી જરા આજે બાહાર જવા ઘણું ગમેચ !"

"નહીં દીકરા ! આજે બાવાબી ઘેરમાં નથી, તે મારેથી તો નહીં અવાએ ; તમારે ગમે તો તમે લોકો ચાહ પીને પછી જઈ આવો. પણ જોવો ! જાઓ તો વ્હેલાં પાછાં આવજો; નકામાં મારા દેલ્લા ના તણાવ્યા કરતાં."

માએની રજાથી દીનુ ખુશ ખુશ થઇ ગઇ, ને તણીએજ જમતાં જમતાં બધા પાસ કબુલ કરાવી દીધું. ખાઇ ઉઠવા પછી થોડી વાર સુધી સઉ સઉને ગમે તેવી કાંઇ કાંઇ રમત (ચેસ, દામ, પાનાં વીગેરે) રમી, ચાહ પાણી કરીને બે વાગે નીકલ્યાં.

"જો ખરજોરજી ! છોકરાંઓને સંભાલીને ઘેર લાવજો બા ! હું તારા ભરોસાપર મોકલુંચ જો ! તું સાથે છે તેથી. બાકી જમશેદ સાથે કંઇ હું છોકરાંઓને એખલી મોકલું નહીં જો !" મોટીબાઇએ ખરજોરને બધાં જણાંને સોંપી આપ્યાં.

"વારૂં માએજી, તમે કંઇ ફીકર ના કરો. કદાચ શેઠેજ મોડું થાએ તોબી બીહતાં ના ; હું પોતે અહીં સુધી આવીને એ લોકોને ઘેર મુંકીને પછી જઇશ."

"વારૂં, રે મરૂં ! ત્યારે તો હું ઘણીજ ખુશી થવસ. લે ચાલો, હવે વધો મરૂં, વ્હેલા આવજો !"

---

## પ્રકરણ ૧૭મું.

### હસતાં ગયાં ને રડતાં આવ્યાં.

સઘળાં જણાં સ્ટેશણ પર આવીને બેઠાં. જીવણજી વાંદરેની ટીકીટ કરાવવા ગયો, તેટલાં ગુલાં ને નાજાં વાત કરવા પડયાં.

"વારૂં નાજાં, એવણ તમારા કોણ લાગે !" ગુલાં બોલી.

"કોણ ! જીવણજી કે ? એવણ મારા મામાના દીકરા થાએ !"

"હં ! એટલી નજદીકની તમારીઓ સગઇ છે કે !"

"હા, ગુલબાનું. એબી કોઇ જબરો ઢોંગી છે, હો કે ! અમેબી નાહ્લાં ઊતાં, ત્યારે સાથે રમેલાં ; પણ એ તો મને પુષ્કળ ચીડવતોતો. એક દહાડે એણે મારી એક નવી ને નવીજ મડમનો હાથ ભાંજી નાખ્યો. તે હું તો એવી ચીરડઇ ગેઇ કે બસ એના બાલજ મેં તાણ્યા, ને એક બાજુ પરથી એવા તો ચમટીમાં પકડયા કે બીચારાને બુમે બુમ મારવી પડી ને 'હવે કદી એવું નહીં કરૂં' કરીને માફ મંગાવી, ત્યારેજ મેંબી બાલ મુક્યા. એ વાત મને હજુ યાદ છે. કોણ જાણે એના તે જગા પરથી બાલબી વાસઇ (તુટી) ગયાતા, તે પાછા હજુ આયાચ કે નહીં."

"અરે, નહીં નહીં, નાજાં તું ભુલેચ. એમ કંઇ બનેબી વારૂં ? તારા તે વખતે આટલા જીણા જેટલા હાથની ચમટીથી તે વરી એના બાલબી વાસઇ જાએ, તે પછી કદી આવે નહી, એવા થાએબી વારૂં ? જો, એનું માથું તો આખું બાલે ભરેલું છે ને કોઇબી જરાબી ખાંચો પડયો નથી. જો તારી ખુશી હોય તો એ આવે ને એની તોપી ઉતરાવીને દેખડાંઉ " જમશેદ મજાક કરતો બોલ્યો.

"અરે, અરે, જમશેદ ! બાહારબી તું એવોજ કે?"

ઉપલી વાત થતી હતી, તેવામાં જીવણ ટીકટ લઇ આવ્યો. તેઓ ત્રેન આવી લાગતાજ તેમાં ચઢી બેઠાં.

વાંદરે બધાં ફરી હરીને બધું જોઇ જાઈ ઘેર જવા પાછાં ફર્યાં. પાછાં આવતી વખતે ચાલતાં ચાલતાં દીનુનો રૂમાલ હાથમાંથી સરી પડયો, તે રસ્તાપર બાજુપરનાં ઝાડનાં કાંટામાં ભેરવઇ ગીયો. તે કાઢવા જતાં દીનુના હાથમાં કાંટો ખુટો કે તણીએ ચીચારી પાડીઃ તેવાંજ તેનાં બાઇ બેહન સેહજ આગલ ચાલતાં હતાં તેઓ

ચોકી ઉઠી પાછાં ફર્યાં. પણ દીનુંએ પોતાનો હાથ કોઇને બતાવ્યો નહીં. બરજોરે જેમ તેમ સમજાવી હાથ જોયા માંગ્યો, ને ધીરેથી કાંટો ખેંચીને કાઢવા ગીયો. પણ દીનુએ હાથ ખેંચી લેવાથી કાંટો અંદર ભાગી ગીયો, અને 'હાથ દુખાએચ' કરીને દીનુએ પાછો હાથ બરજોરને જોવા દીધો નહીં. ઘણીક રીકજીક પછી જીવણજીએ જોવા માંગ્યો, અને નાની ચાકુ (છરી)થી 'એક ચમટીમાં ઉંચકી લેવાશે' કહીને પોતાની છરી ઉઘાડી; પણ છરી આંગળાંને લાગી. કાંટો કાઢવાને બદલે તો આંગળાં પર મોટો કાપ પડયો, તેવીજ દીનુએ એક મોટી ચીસ પાડી. આવું થવા છતાં જીવણે પોતાની ભુલ વટીક કબુલી નહીં, ને ખડખડ હસવા પડયો. આથી ગુલાં ને બરજોર બહુજ દલગીર થયાં, અને જમશેદબી ઘણોજ ચીરડાઇ ગયો. ગુલાંએ કાંઇ હાથમાં ન આવ્યાથી બરજોરનાં હાથમાંનો રૂમાલ લઇને (કેમકે ગુલાંનો પોતાનો તો લોહી નુંછતાં તમામ ખરડાઇ ગ્યાથી ત્યાંજ નાખી દેવો પડયો, અને દીનુનો તો વાડમાં ભગાઇ રેહ્યો હતો) એક ચીપ ફાડી જેમ તેમ દીનુનું આંગલું બાંધી લોહી બંધ પાડયું. બધાં જણાં જીવણપર ચીરડાયાં, પણ કોઇ કાંઇ બોલ્યું નહીં. દીનુ કળ ખાવા લાગી. જમશેદ હવે જીવણ તરફ ફરીને બોલ્યો: "ચાલ ચાલ, એ બેવકુફ હસેછ શું? આવો મોટો ઘદેરા જેવો થયો, તોબી નાનપણુની એબ હજુર જતીજ નહીં કે!".

"એટલે, તું શું જાણે મારાં બચપણની વાત! જા જે."

"અરે હા, હા. પેલી નાજાંની મડમ બાંજીને કેવા હાલ કાધાતા, તે ખબર છે કે? હમણા દીનુબી જો તુને તેવીજ શીક્ષા કરે કેની; તો હું ઘણો ખુશી થાઉ. પણ તારા જેવા હેવાનને હાથબી કોણ લગાડે!"

"અરે, અરે, જમશેદ! બસની હવે મુંગો રહી જા!" ગુલાંએ જમશેદને વધુ બોલતો વાર્યો.

"ગુલાં, જોની; હાથમાં કાંટો જો રહી જશે તો અમસ્થું કામ વધી પડશે. ચાલો, આએ અહીં મારા દોસ્તદારનું દવાખાનું છે, ત્યાં આપણે દીનુને લઇ જઇએ. માણેકશા ડોકટર હમણા મળશેબી. આવોછો કે!" બરજોરે પુછ્યું.

દીનુંને લઇ બધાં જણ માણેકશા ડોકટરને ત્યાં ગયાં, અને જીવણ એકલો ઘર ચાલી ગયો. ડોકટરે દીનુના હાથમાંથી કાંટો કાઢયો. અને તે આંગલાં પર મલમ લગાડીને પાટો બાંધ્યો હવેજ જરા દીનુંને કરાર થયો; પણ તેણીનું માથુંબી દુઃખી આવ્યું: તેથી તેણીએ જલદી ઘેર જવા માંગ્યું.

હસવા બોલવાનું ને મોજ મજાહ એક કોરે રહી ગયાં, અને સગળાં દલગીર ચેહરે ઘર તરફ પાછાં ફર્યાં.

~~~~~~~~

## પ્રકરણ ૧૮ મું.

### જમશેદ માટે એક સારી સલાહ.

બરજોર અને જમશેદ ત્રણે છોકરીઓને લઇ હવે બંગલે જવું કે કેમ તે તેમને પુછ્યું. હવે દીનુનેબી જરા ફરવા હરવાનો શોખ થવાથી ને વલી આંગળુંબી જરા દુખતું નરમ પડેલું હોવાને લીધે તેણીએ ચાલતુંજ બંગલે જવાની મરજી જણાવી, અને સઘલાં સાંજની ઠંડી લેહરકામાં ફરતાં ફરતાં આવવા નીકલ્યાં. ગુલાં, દીનુ ને નાજાં કરીને ત્રણે છોકરીઓ આગલ આગલ ચાલવા લાગી, અને બરજોર તથા જમશેદ તેમની સંભાલ લેતાં તેમની પાછલ પોત પોતામાં વાત કરતા ચાલવા લાગ્યા. અંતે બરજોરને વાત કરવાની ટક મલી.

"કેમ બરજોર, તું શું ધારેચ? એવી તે કંઇ મશકેરી હોય કે? જોની, બીચારી દીનુનું આંગલુંજ કાપી નાખ્યું તે! પણ વારૂં, એને ખામખા તો નહી કાપ્યું હોય, કેમ?

"લે ચાલ, જવા દે હવે એ વાત! એવી નજીવી વાત લંબાવવામાં શું ફાએદા!"

"એટલે? બરજોર તું શું એને નજીવી વાત ગણેચ કે?"

"હા, એ આદમીની બીજી એવી તો ખરાબ ચાલ છે કે તેની આગલ આ વાત તો કશી બીસાદમાંજ નથી."
~~~~~~~~

'એટલે? તે શું વરી? જરા મને બરાબર સમજાવતો ખરો! શું છે શું?'

"જો જમશેદ! એ ધણી એક અઠંગ જુગારી ને વલી સાથે લાગ્યો જબરો ઘાટકી ને બેકદર છે. એની સાથ કામ પાડતાં ઘણી સંભાલ વાપરજે! તું હમણા હમણા એની સાથનો સાથ ઘણો કર્યા કરે છેઃ તેથી મને તો તારીબી ફીકર પડે છે. પણ વારૂં, જમશેદ! તુંને તો કાંઇ એ ફસાવતો તો નથી કેની? જુગાર બુગાર તારી સાથ રમવા માંગે છે કે?"

"કાંએ, વારૂં?"

"શું કાંએ વારૂં? ત્યારે શું તુંનેબી એણ ફસાવ્યો છે કે?"

"નહીં–હા–પણ (જમશેદ લઠડવા લાગ્યો) પણ જુગાર રમવામાં શું કોઇ કદાચ આપરો લાભ હોય તો આપરે નસીબ અજમાવી જોવામાં ખોટું શું!"

"તદન, તદન ખોટું; ઘણુંજ ખોટું; એ વાત તો કરતોજ ના. લાભની તો એમાં વાતજ નહીં. લાભ થાયે તોબી ખરાબ ને નહીં થાયે તોબી ખરાબ."

"વારૂં, જો તુંને જીવણ જેવાની પાસે રૂપીઆ કઢાવવાની એ મસે ટક મલે તો! તુંને તે ગમે?

"બીલકુલ નહી, જમશેદ; તું ભુલે છે. મને મુદલ ગમે નહીં."

"તું જીતે તોબી નહીં ગમે કે?"

"નહીં, નહીં; જરાબી નહીં."

"કાંએ વારૂં?"

"તો જોની; હું જો જીતું તો મેં એના રૂપીઆ લુટેલા કેહવાયેઃ કેમકે હું તો એના રૂપીઆ લેઉ ને તેના બદલામાં તેને તો કાંઇ આપતો નથી; અને તેથી તેને તો ઘણી નીરાશી ને દલગીરી ઉપજે. ત્યારે જો કોઇને એમ દુ:ખી કરીએ તો તે રૂપીઆ લીધેલાં શું કામના!"

"હા, પણ તે પોતે જાણતો હોય કે મારા રૂપીઆ જશે, અને તે છતાં તે પોતાની ખુશીથી કરેતો તેમાં ખોટું શું છે જે? હું તો એમાં કંઇ ખોટું નથી જોતો!"

"નહીં જમશેદ! તું ખોટી થાપ ખાએ છે; તું ભુલે છે. તું ઘણીજ મોટી ભુલ કરે છે. એ કામ ઘણુંજ ખરાબ છે. સરત રમતી વખતે કાંઇ સોમાં એકુજ નસીબ ઉપર આધાર બાંધતાં હશે. બાકી ઘણાં ખરાંઓ તો ચોક્કસવાત જે બીજાંઓ જાણતા ન હોય ને પોતાની એકલાનીજ જાણમાં આવી હોય તે ઉપરજ આધાર રાખે છે. પણ હવે ગમે તે હોય, તોબી એક ગ્રહસ્થ આસામીને તેમજ તારા જેવા વેપારી બચ્ચાને એ કામ નીસું જોવાડનારૂં અને ગ્રહસ્થપણાં તેમજ નીતીના તરીકાથી તે તદન ઉલટુંજ છે."

"પણ ત્યારે શું તું એમ કહેવા માંગેચ કે વેપારીઓ બીલકુલ સરત રમતાજ નથી! કદાચ કેટલાકો સરત નહીં રમતા હશે, પણ તારા કહેવા પ્રમાણેની રીત તેઓ ઘણી ચીજો યા માલમાં ભેલસેલ કરી, બીજાઓને અંજાણા રાખી શું છેતરતા નથી?"

"હશે, જમશેદ! હું એમ નથી કહેવા માંગતો કે કોઇ એમ કરતુંજ નથી. પણ જો કરે તો તે કાંઇ વાજબી નથી, એટલુંજ હું કહું છું. વારૂં, હવે જે હોય તે; હું કાંઇ એ વાત લંબાવવા ખુશી નથી. હું તુંને એટલુંજ કહું છું કે તું એ ધણી (જીવણજી) સાથ ઝાઝી દોસ્તી ના રાખ, અને એ તારા બાપને ત્યાં કલારક હોવાને લીધે અલબતાં તુંને તેનીસાથ કામ તો પડતું હશે. પણ કામ જોગીજ વાત કરીને પછી તેનેથી દુરનો દુરજ રેહ; હું ધારૂં છું કે તું મારી સલાહ માનશે."

"કાંઇ નહીં, બરજોર! તું કંઇ બીહના. મને કંઇ એ ઝાઝો ગમતોતોજ નહીં. ને વરી તેમાં આજના બનાવથી તો એનું મોહુંબી મને જોવા નથી ગમતું."

આટલી વાતચીત પછી ઘર આવ્યું. મોટીબાઇ દરવાજાપર ઉભાં રહી તેમની વાર જોતાં હવાં, તેમને મલી ભેટીને બરજોર ઘરે ગયો. જતાં જતાં તે ગુલાને પેલી (જમશેદ વાલેની) વાત કહેતો ગયો, અને તેણીને પણ એજ ટક ન ખોવાની ચેતવણી આપતો ગયો.

## પ્રકરણ ૧૯ મું.

### રાજીનામું.

દસ્તુર હારાબ અગીઆરીના વડા અને 'જરથોસ્તી ધરમ શીખવનારી સ્કુલ'ના ધર્મ ઉપાધ્યા ને સેક્રેટરી હતા. તેવણ આજે પોતાના અભ્યાસના ઓરડામાં કાંઈ અગતયનાં કામે રોકાયા હતા. એક **સત્ય મીત્ર** ની ફાઈલ અને ત્યાર પછી 'ગુલ અફશાન'ની ફાઈલ ઘણીવાર સુધી ખોલી ખોલીને જોયા પછી તેવણ કાંઈ ધર્મની બાબદમાં એક અતી અગતયની સોધ માટે વંદીદાદનો પોથો ઉકલાવવાની નેમથી તે પોતાની મોટી ચોપડીઓને કબાટમાંથી લેવા ઉઠયા, પણ તેવામાં તેવણના ઘરમાંના નવાજ દોસાંએ એક ચીઠ્ઠી તેવણના હાથમાં લાવી આપી. આ ચીઠ્ઠી માત્ર શેઠનાના જમાસ્પનો કાર્ડ હતો. તે આપી દોસાં બોલ્યાં:

"જી, એવણ મળવા આવેલા છેજી."

"જાઓ દોસાં; એવણને અહીંજ મોકલો," દસ્તુરજીએ કહ્યું. તેવણ હાથમાંથી વંદીદાદનો પોથો ટેબલ ઉપર ગોઠવીને જમાસ્પ શેઠની રાહ જોતા બેઠા.

જમાસ્પ શેઠને દસ્તુરજી પીછાણતા હતા: કેમકે તેવણ જરથોસ્તી સ્કુલ મંડલીના સભાસદ હતા, અને વલી ત્યાંનાં બીજા બધા મસ્તીઓમાં તેવણ વડા ગણાતા. ખરેખર! તેવણ હાલ પઈસે તેમજ પદવીએ વધારતા હતા. દસ્તુર સાહેબ ગઈ પતેતીને દીને અચાનક પરેલ તરફ જમાસ્પ શેઠને તેવણના ઘર આગલજ મલ્યા હતા, અને તેવણનાં બાઈડી છોકરાં સાથે તેજ દહાડે પેહલી પીછાણ તથા વાતચીત તેવણને થઈ હતી: એ શીવાએ તેવણને જમાસ્પ શેઠ સાથ ઝાઝી પીછાણ ન હતી. વલી જમાસ્પ શેઠ દસ્તુરને પોતાને બંગલે તો આજ સુધીમાં કદી આવ્યાજ નહીં: માટે આજની તેવણની મુલાકાતથી તેવણ (દસ્તુર)ને કાંઈક અચરતી લાગતી હતી.

"કેમ છેઓ, મેહેરબાન સાહેબ!"

"આવો જમાસ્પજી, બેસો શેઠ! કાંઈ ફરમાશ?"

આવી રીતના આવકાર પછી બંને એક બીજાની સેહેજ ખેરઆફીયત પુછયા પછી પોતાની વાત ઉપર આવ્યા.

"દસ્તુર સાહેબ! કાંઈ એકાંત પડી પુષ્કલ અભ્યાસમાં મસગુલ છો. કાંઈ નવી સોધમાં રોકાયલા છો શું?"

"હા એવુંજ કાંઈ છે. મને એકાંતવાસ બહુ પસંદ છે, અને ત્યારેજ મારૂં કામબી પાર ઉતરે છે."

"કાંઈ થીયોસોફીને લગતાં પુસ્તકોનોબી ઠીક સંગ્રહ એકઠો કીધેલો નજરે પડે છે. પણ સાહેબને તસ્દી આપવા માટે માફી ચાહુંછજી."

"કાંઈ ફીકર નહી. બોલો, શું ફરમાસ છે!"

"મારી તરફ એક જાહેર હુમલો થયો છે, અને તે માટે હું તમારી દાદ ચાહવા આવ્યો છું."

"બોલો, જે હોય તે ખુલ્લું કહો. તમારી ઉપર કોણે હુમલો કીધો, અને તે શું છે?"

"સાહેબ, એક જણે મારી સામે સખ્ત હુમલો કીધો છે, અને તે સામે હું મુંગો બેહું, એ તદન અસકય છે. તેણે મારા ધંધાનો કચરઘાન કાઢી મને તારાજ કરવાનું કીધું છે!"

"બેઅદબી માફ છે મેહેરબાન, જરા ખુલ્લું બોલો. નકામો વખત ના ખોવો." દસ્તુર સાહેબ બોલ્યા.

"ગઈ વેલાએ થએલા જરથોસ્તી સ્કુલનાં ભાષાણમાં મારા ધંધાની વીરૂધ ઘણુંક બોલાયું છે, અને તેથી મને મોટો ખોટ જવાનો અને મારા ધંધાને ધોકો પુગવા જેવું થયું છે."

"પણ જરા ખુલ્લું બોલો. તમોને કોણે અને કેવી રીતે તથા શું નુકશાન કીધું છે!"

"બરજોર માણેકના નસરવાનને મેં ચાકરી ઉપરથી રજા આપી તે તમુંને ખબર તો હશે."

"હા, નસરવાનજીએ મને તે કહ્યું હતું."

"ને મેં શું કામ તેને કાઢી મેલ્યો, તે તેણે તમુંને નહીં કહ્યું કે?"

'હા, તેવણે મને કહ્યું કે તેવણને શેઠ સાથ એક ચોક્કસ બાબદમાં તકરાર ઉઠી, અને તેથી તેવણના મત જુદાં પડવાથી તેઓને જુદું પડવું પડયું."

"નહીં સાહેબ; તેણે મારો હુકમ નહીં માન્યો, અને તેથી મેં તેને કાઢી મેલ્યો."

"હશે, જે હોય તે!"

"ને તેનાં ખારમાં તેણે મારા ધંધાનો નાશ કરવાની મતલબથી આવી જાતનું ભાષણ કીધું. જાહેર લોકોમાં મારી આબરૂ અને ધંધાને હીનું લગાડવાનું કાવતુ કીધું."

"બેઅદબી માફ છે; પણ તમે જાણ્યા વગર જે તે બોલો ના. હું નસરવાનજીને સારી પેઠે ઓલખું છું, અને તેવણે ભાષણમાં શું શું કહ્યું હતું તે પણ મને સારી રવેસે માલમ છે. એ ઘણો ઘણો ધર્મી છે, અને કોઇને કશું દુઃખ દે યા નુકશાન કરે, એવો એ આસામી છેજ નહી."

"હં કે, ત્યારે તો તમેબી તેનીજ સાથ મળતા હશો!"

"કોઇબી ભલા આદમી વીષે હું મારી નજર આગળ કદી બુરૂં બોલવા દઇશ નહી. તોપણ હું તમારી ફરીઆદ સાંભળવા ના પાડતો નથી. આલો બોલો, તમારા ધંધામાં એવું તે શું છે જે તેવો નસરવાનજીનાં આવાં ભાષાણથી નુકશાન જાય."

"સાહેબ, મેં મારી પરચુરણ દુકાનોમાં એક જાતના નવા નસીબ અજમાવવાના દાબરા કાઢયાચ ને ચોકકસ સંખ્યાએ ચોક્કસ નાણું તેમાં મેલું છું. હવે તે નાણું લેવાને ભવીશ્ય ઉપર આધાર બાંધી સ્કુલનાં છોકરાંઓ હરદમ કાંઇ અસંખ્ય દાબડાઓ લઇ જઇ કોણનું નસીબ જોરાવર નીકળેછે, તે જોતાં હતાં. હવે નસરવાને છોકરાંઓને એ કામથી વાર્યાં અને પોતાનાં ભાષાણમાં મારા એ ધંધાને વખોડી કાઢી બાળકોએ કદી એવી ચીજો તરફ નહી લલચાવું કરી તેમને સમજાવ્યાં: તેથી મારો માલ મુદલ ખપતો નથી. આજ બે દહાડામાં મારી કંઇ નહીં તો બસો પેટીઓ ખપી ગઇ હતે, તેને બદલે મારી વીશ દાબડીઓ વતીક ખપી નથી. સાહેબ, એ શું મને થોડું નુકશાન? નસરવાનને મારો એ ધંધો લુટ જેવો માલમ પડયો અને એણે મારા એ હુકમ પ્રમાણે ચાલવાની ના પાડી, ત્યારે મેં એને કાઢી મુકયો: તેથી તેના ખારમાં એ હવે છોકરાંઓને એવું સમજાવે છે કે એ તો એક જાતનો પુરો લબ છે અને તે સોરતી તો જુગાર જેવું છે!" આટલો ખુલાસો કીધા પછી જમાસ્પ શેઠ દસ્તુર સાહેબ શું કહેછે તે સાંભળવા ઠોભ્યા.

"જમાસ્પજી! તમે આવું આગળ તો કદી કરતા ન હતા."

"હાજી, પણ બીજા વેપારીઓ એવી ઘણી જાતનો વેપાર કરે છે, અને તેમાં પુષ્કળ કમાયે છે. તે મેં મારી નજરો નજર જોયું; ત્યાર પછી મેં બી તેમ કીધું. બધાં લોકો એવું કરી હજારો કમાઇ જાએ ને હું શું કરવા એમાં અમથો બેસી રહું, વારૂ!"

"ત્યારે હવે હું કહું છું કે તમે એ બહુ ખોટું કીધું છે. હજીબી સમજીને એ કામથી પાછા હઠશો, ને તમારા જુના પણ સાચા ને વફાદાર સાથી (કારભારી નસરવાનજી) સાથ પાછા મળી જશો તો તમુને ઘણો ફાયદો થશે."

"પણ તમે મારી ફરીઆદ તો કશી કાન ઉપર ધરતાજ નથી? એક બદમાસે મારૂં બુરૂં કીધું, ને તે માટે હું તમારી દાદ આહવા આવ્યો છું, તો તમે તો મારી દાદ લેવાને બદલે મને તોડીજ પાડો છો!"

"કોઇને નકામો બદનામ હું કરતો નથી. હું પણ મારી ફરજ સારી પેઠે સમજું છું."

"હં કે! ત્યારે તો મને હવે ખુલ્લું માલમ પડેછે કે એ કાવતરાંમાં તમારોબી છુપો હાથ છે. પણ તમારા જેવા દસ્તુરને એ છાજતું નથી. હું એટલુંજ કહુંછું ને હવે જાઉંછું. આજ પછી મારે તમારી સાથ કશું કામ પાડવું નથી. ગમે તો નસરવાનને તેની પાસે તેના કામની તાજેસ કરાવો, અને નહી તો પછી આજ પછી તમારા સ્કુલ અને અગીઆરીના વસ્તી અને મંડળીના સભાસદની ટીપમાંથી મારૂં નામ કાઢી નાંખો."

"સબુર, જામાસ્પ શેઠ! ધીરા પડો, ને બચ્ચાં છોકરાંનો કંઇ વીચાર કરો. કુટુમ્બની આબરૂ જાળવો, ને બાપ દાદાનું નામ ડુબાવો ના."

"બસ, બસ હવે! મારે એવું પીજન સાંભળવુંજ નથી. હું એવાં આદમી સાથ કામ પાડવા બીલકુલ રાજી નથી. હું મારા જીવનો ધણી છું; મારે ગમશે તેમ કરીશ."

"ઠીક છે, તો હુંબી મારી ફરજેં સારી રીતે સમજું છું, કેવાં આદમીને વસ્તી અને સભાસદની ટીપમાં ઉમેરવાં અને કેવાને કાઢવાં, તે મને આવડે છે. પણ હજીબી તમારા બેહસ્તી બાપ ને કુલ બચ્ચાંખાતર થોડા દહાડા વીચાર કરી શાંત પડવાની માંગો એટલી મેહેતલ આપવા રાજી છું."

દસ્તુરની ગમે એવી ભલમનસાઇ છતાં જામાસ્પ શેઠ હવે બીલકુલ બોલ્યા નહીં. તેવણ એક સાદી સલામ કરવાનુંબી ભુલી ગયા, એવા તેવણ ચીરડાઇને ઉસકેરાઇ બાહેર જતા રહયા હતા.

~~~~~~~~

## પ્રકરણ ૨૦ મું.

### દારાબ દસ્તુરનો અફસોસ

દારાબ દસ્તુરના સમજાવ્યા છતાં પણ જામાસ્પ શેઠ એકના બે થયા નહીં. તેવણ રીસમાં ને રાસમાં એકદમ ચાલી ગયા : તેથી થોડીક વાર દારાબ દસ્તુર પણ થંભ થઇ પોતાની ખુરસી ઉપર બેસી રહયા. તેવણને કાંઇ સુઝ પડયું નહી. પેહેલાં તો તેવણ પણ જામાસ્પ શેઠની બેઅદબ ચાલ ઉપર ઘણા ઉસકેરાઇ આવ્યા, પણ પછી તેવણને વીચાર આવ્યો કે આ કામ બહુ ખોટું થયું: કેમકે જામાસ્પ એક આગેવાન ગ્રહસ્થ ગણાતા હતા; વલી સ્કુલ તથા અગીઆરી ખાતાંનું, પોતાની વડી પદવી પ્રમાણે, સઘલું કામ મનમાનતું તેવણ બજાવતા હતા : માટે હવે એવા એક ગ્રહસ્થને ખોહવા માટે દારાબ દસ્તુર જીગરથી દલગીર થયા. પણ તેમાં તેવણનો કસો ચારો ન હતો. તેવણે કાંઇ એમ કીધું ન હતું. તેવણે તો બને તેવી રીતે અને વળી ઘણીએક નમનતાઇથી જામાસ્પને શાન્ત રાખવા માંગ્યા હતા, પણ તેવણજ કાંઇ સમજયા નહીં: એટલે પછી તેવણ તે શું કરે વારૂં? તોપણ તેવણને ધીરજ હતી કે આ કામમાં તેવણનો જરાએ હાથ ન હતો. તેવણે તો હજુ એવું વતીક ઇચ્છયું કે હજુ પણ નસરવાનને સમજાવી તેની પાસેથી માફી મંગાવવી, અને જામાસ્પનેબી પાછા સમજાવી, તે માફી કબુલાવીને પાછી સલાહ કરી સર્વ શાન્ત કરી નાંખવું. નસરવાન એવો આસામી હતો કે તે કદી પોતાના બદ કામ માટે માફ માંગવા શરમાએ નહી. પણ તેણે અહીં બદ કામ કીધુંજ શું હતું? તેણે તો તેવું કશું કીધુંજ નહી, ત્યારે દસ્તુર તેને કહે શું? વલી જામાસ્પ શેઠ એવો એક બોલનો ધણી હતો કે જો એકવાર તે કાંઇ કેહે તો તે પોતાના બોલનેજ વલગી રહેતો: માટે હવે ત્યારે કરવું કેમ? કાંઇ દસ્તુર દારાબથી તો જામાસ્પ શેઠને પતાવા જવાએ નહીં, અને કોઇના સમજાવ્યાથી કાંઇ તે પોતાનો બોલ પણ ફેરવે નહીં. એ સઘળા વીચારથી દારાબ દસ્તુરને ઘણી ગુચવણ પડયા કીધી. શું કરવું, તે કાંઇ તેવણને સુઝ પડયું નહી; આ નવા બનાવથી તેવણની પેલી કાંઇ શોધ (જે હજુ કરવાની હતી, અને તે માટે તેવણે જામાસ્પ શેઠ આવ્યા તેજ ઘડી વંદીદાદનો પોથો કાઢી તેબલ ઉપર મુકયો હતો) તો એમજ રહી ગઇ.

પોતાના ગુચવણભર્યા વીચારમાં ને વીચારમાં દસ્તુર દારાબની નજર આકાશ ઉપર પડી. તેવણે બે હાથ જોડી તે મહા કૃપાલુ સાહેબની પ્રાર્થના કરીને પોતાનાં કામમાં તેની મદદ માંગી. હવેજ તેવણનું મન જરા પાછું શાન્ત પડયું, અને પોતે આ કામમાં કશું બદ કીધું નથી એ વીચારથી તેવણને ઘણીક ધીરજ મળી. તેવણે ત્યાર પછી પાછું પોતીકાં કામ ઉપર ધ્યાન આપવા માંડયું.

~~~~~~~~

## પ્રકરણ ૨૧ મું.

### રૂખ્ત ફટકો અને જબરી નાસીપાસી.

આનીગમ જામાસ્પ શેઠ જેવા દસ્તુર દારાબને ત્યાં જવા બાહેર પડયા કે બરજોર તેવણને મલવા આવ્યો; પણ જમશેદને મોંહેથી

'બાવા તો હમણાજ બાહેર ગયા' સાંભળી તે બહુ દલગીર થઈ ગયો, અને પાછો એક વાગતે આવવાનું કહીને ગયો.

બપોરે જેવા જમાસ્પ શેઠ આવ્યા તેવોજ બરજોર આવ્યો હતો તે વીશે જમશેદ કેહેવા ગયો.

"બાવા, તમે ગીયા પછી બરજોર આયો તો, ને તમુને મલવા માંગતોતો !"

"હં! શું કરવા ?"

"કોણ જાણે; તે મને ખબર નથી."

"પછી."

"પછી પાછો ગીયો. પણ એક વાગે પાછો આવવા કહી ગીયોચ !"

"વારૂં, હોસે."

પાછો ફરતાં બાપની ઉપર નજર પડતાંજ જમશેદ એકદમ ચોંકી ઉઠ્યો. તેનો ચેહરો ઘણોજ ચીરડાએલો હતો, અને જાણે કોઇ સાથ મરાઇ આવ્યા હોય તેવો લાગતો હતો. જમશેદ ચીરડાયલા બાપની સામે ઉભો નહીં રહેતાં તરતજ પાછો ફર્યો, અને પોતાના ઓરડામાં પાછો આવી બેઠા પછી અરધેક કલાકે બરજોર પાછો આવી લાગ્યો.

"કેમ ? જમશેદ? બાવા આવ્યા કે ?"

"હા, આવની, બરજોર; હમણાજ આયાચ. પણ જાની બરજોર, બાવા તો કંઇ ઘણાજ ચીરડાએલા લાગેચ. તું જા ગમે તો અંદર; તું તો વલી પાછું સમાધાન કરી નાખસે. જ્યારે હોયચ ત્યારે તારી વાતથી તો એવણ ઘણા શાંત થાએચ. બોલ, તું આયોચ તે બાવાને કહેવા હું જાઊં કે ?"

"હા, તારે ગમે તો જા ની."

જમશેદ ગીયો.

"બાવા, બરજોર આયોચ, તે તમુને મલવા માંગેચ; મોકલું કે ?"

"મોકલ."

"જા બરજોર; રજા મલી."

બરજોર ગયો. જતાં વાર તેનીબી ખાતરી થઇ કે આજે જમાસ્પ 'શેઠને કંઈ ઘાણું અસાધારણ થયલું લાગે છે,' અને તે વીચારથી બરજોરની આવા વખતમાં પોતાની વાત કરવાની હીમ્મત ચાલી નહીં.

"કેમ શું છે ? શું કામ છે ?" જમાસ્પ શેઠ બરજોરને આવતાંની વાર તેની સલામનો સાદો જવાબ પણ આપ્યા વગર અને તેને માત્ર બેસવાની કયાં ઇસારત પણ વગર જલદીથી પતાવવાની મતલબથી પુછવા પડયા.

બરજોરને બીજું કશું કામ ન હોવાથી અંતે તેને પોતાની વાત ધડકતી છાતીએ શેઠ આગલ કહેવી પડી. તેણે ગુલાંને પરણવાની પોતાની ઉમેદવારીને લગતી વાત ઘણી અસરકારક રીતે અને બનતી નમનતાઇથી શેઠને કહી સંભળાવી.

જમાસ્પ શેઠને તો આ વાતથી એકદમ ઝટકો લાગ્યો. જેમ આગમાં તેલ પડે ને ભડકું લઇ ઉઠે, તેમ શેઠના ધુખરઇ આવેલા સ્વભાવમાં ઉમેરો થયો. અત્યાર વેર તેવણ ચીરડાયલા પણ મુગા બેઠા હતા, તે હવે આગનાં ભડકાંની માફક બોલવા પડવાની તેવણની વેળા આવી. પણ ગમે એવા ચીરડાવા છતાં અને આ વખતે આવી વાતથી ઓચંબો પામવા છતાં, બરજોરના ભલા ગુણો અને તેની નમ્રતાથી તેવણની ઉપર ઘણી અસર થઇ. તેવણ એકદમ ચીરડાઇ તેને હદધુત કરી કાઢી મેલવા જતા હતા, પણ તેમ કરતાં એકદમ તેવણની જબાં ચાલીજ નહીં. થોડી વાર સુધી તેવણ ટેબલ ઉપર માથું નાખી વીચારમાં પડયા. આસરે અરધોક કલાક બંને એજ હાલતમાં મુંગા બેસી રહયા; એ રીતે જે મુલાકાતને તોડી નાખવાનો વીચાર કીધેલો, તે ન ધારેલી રીતે લંબાઇ પડી. અંતે શેઠે ટેબલ ઉપરથી પોતાનું માથું ઉચકયું ને ખુરસી ઉપર તદા થઇ બેઠા.

બરજોરની અધીરી ચસમ એકદમ શેઠ તરફ આતુરતાથી ફરી. જોરથી ધડકતાં હઇડાં સાથ તે પણ શેઠનો સેવટનો જવાબ સાંભળવા ખુરસી ઉપર તતાર થઇ બેઠો ને પોતાના કાન ઉભા રાખી એકકી તગરે ટીકવા પડયો. "એ નહીં બનસે, એ નહીં બનસે ! બરજોરજી મુગા મુગા ઘર જાઓ. ચોકકસ કારણોને સબબે શેઠનાનાં કુટુંબે આજ પછી બરજોર માણેકનાંઓ સાથનો પોતાનો તમામ વેહેવાર બંધ પાડવો પડસે." શેઠ ધાડા અવાજે પણ મકકમપણે બોલ્યા.

બરજોર એકદમ નીરાશ થઈ ગયો. શેઠના એકેએક બોલ તેને તીર સમાન ખુંચ્યા. તે ઘણોજ ગુંચવાયો, ખીજવાયો ને વીચારમાં પડ્યો. અંતે તે બોલ્યોઃ "પણ શેઠ, આપણ વચ્ચે પૈસા શીવાએ બીજો કશો વાંધો હું જોતો નથી. અમારૂં ખાનદાન કાંઈ તમારા કરતાં હલકું નથી. વળી આજ સુધી આપણ કદીબી એક બીજાથી ઉતરતી પંકતીના ગણાયા નથી. વળી શેઠ, મેં મારાં માબાપની એ કામમાં રજા પુછી છે, અને તમારી પુત્રી પણ રાજી છે. હું દોલતમંદ તો નથી, પણ મારી થનારી ધણીઆણીને હવે પછી બનતું સુખ કે સગવડ આપવાને શકતીવાન થયો છું. ગયેજ મહીને મારો પગાર વધ્યો છે ને હું તમારી પાસ કશી દોલત માંગતો નથી. ના, એક અરધી પણ નહી. એવી ભીખ માગવાની રીતને હું ધીક્કારૂં છું. ફકત ગુલબાઈ, તમારી ગુલાં, ને આજ આઠ વરસ થયાં હું ચાહું છું. એ મારી ઉમેદ કાંઈ આજ કાલની નથી. એ અરસામાં અમે બંનેએ એક બીજાને તપાસી જોયાં છે. હું મારી પૈસા સંબંધી હાલત તથા ગુલાંને ઉમ્મરે પુગવા માટે આટલો વખત થોભ્યો છું ને હવે મારી ઉમેદ પુર્ણ રીતે પાર પડવાને વખતે, શેઠ, તમો શું મને કશા પણ કારણ વના આવી રીતે નીરાશ કરી શકશો? શેઠ, જરા વીચાર કરો. શું પૈસાનીજ બાબદથી તમે અમારાં જોડાયલાં દીલ તોડવા ઇચ્છો છો? શું પૈસાનીજ વાતને તમે 'ચોક્કસ કારણ' ગણો છો! અને તોબી અમે કાંઈ નાગાં ભુખાં નથી, તે વાત પણ તમોને પુરતી રોશન છે." અહીં બરજોર જવાબની રાહ જોવા થોભ્યો. પણ શેઠ કશું બોલ્યા નહી, ત્યારે તે પાછું બોલ્યોઃ "શેઠ, હજીબી તમારી મરજી હોય તો હું વધુ વખત થોભવા રાજી થઈશ. એક, બે અને પાંચ વરસ તમારે ખાતર થોભીશ. કેમ સાહેબ! હવે મને જવાબ કહેશો? તમોને વીચાર કરવાનો વખત જોઇતો હોય, તો, હું બીજે કોઈ તમોએ ઠેરવેલે વખતેબી જવાબ લેવા આવવાને રાજી થઈશ."

'નહીં નહીં, બરજોર, તું જા! પૈસાની નડતલ મારે મનથી કંઈજ નથી. તું કહે છે તેમ જો આઠ વરસની એ વાત હોય તો તું આજેજ શું કરવા આવ્યો? એ અગાઉ તું કદાચ ફાવી ગયો હતે! પણ હવે તો નહી! એક ચોકસ કારણ માટે મેં તુંને કહયું કે આપણાં કુટુમ્બ વચ્ચેનો જુનો ને ધાડો સંબંધ તુટશે, ને તેબી વલી સદાનો. થોડા વખતમાં એ વાત સર્વના જાણવામાં આવશે, ને ત્યારે તમે લોકો પણ ખુશીથી તેમ કરવા રાજી થશો. આજે તું માત્ર જેવો છે, પણ કદાચ એકજ મહીનાની ટુંક મુદતમાં મારો વેરી થશે બસ, હવે જા! સઉ ધીરે ધીરે જાણશો. હાલ હું તે વીશે વધુ કશું પણ કહી શકતો નથી." શેઠે નરમ અવાજે ખુલાસો કીધો. તેવણ પણ દીલથી દલગીર થયા; પણ આજના બનાવની યાદ કરતાં પોતાનો બોલ પાલવા ખાતર તેવણ મક્કમ રહ્યા.

બરજોર બીચારો, જે, ખુશાલીથી ધડકતાં હઈડાં સાથ આવ્યો હતો, તે, ગમગીન ચેહેરે ને જલતે જીગરે પાછો ફર્યો. તેનું દુઃખ ન વર્ણવી શકાએ તેવું હતું. પણ તેનુ કારણ હજી તેને મલ્યું નહી, એ તેનો મોટો અફસોસ હતો. 'પૈસા તો નહીં, ત્યારે બીજી શી નડતલ વચ્ચે નડી હશે?' તે વીચાર કરવા લાગ્યો. શેઠના ઓરડામાંથી તે બાહેર નીકલ્યો અને જમશેદના ઓરડા તરફ તેણે નજર કીધી; પણ તે ત્યાં નહી જણાયો. આસપાસના ઓરડામાંનાં બીજા કલાર્કો પણ ખાવા ગયા હતાઃ માટે તે હવે ધીમે ધીમે નીચે ઉતર્યો ને ચાલી ગયો. ગમગીનીથી તેનો ચેહરો એવો તો થઈ ગયો હતો કે કોઈપણ જો તેને જોતે તો તે બીના તરત જણાતે. પણ સામે તો તેને કોઈ મલ્યુંજ નહી.

બરજોરે પોતાની ઉમેદવારીની વાત ગુલાંને કહ્યા આગમચ પોતાના માબાપને જણાવી હતી; તેઓ પણ એ માટે રાજી જણાયાં હતા. તેના પીતાએ કહ્યું કે 'મેં દુકાન છોડી તે દહાડેથી શેઠ મારી સાથ ઝાઝી વાત કરવા રાજી જણાતા નથી, અને જયારેબી મલ્યે છીએ ત્યારે સાદી સલામજ કરી અમે છુટા પડ્યે છીએ. પણ દીકરા! તારી સાથ તો શેઠ અને તેનું આખું કુટુમ્બ ખુશીથી વાતચીત કરે છે, ને એ બનાવથી તારી સાથ કોઈ કશી અડચણ લેતું નથીઃ માટે

દીકરા! હું કહું તો કદાચ શેઠનાં ધ્યાનમાં નહી ઉતરશેઃ તેથી તારી ઉમેદવારીની વાત તક જોઈ શેઠ આગલ તુંજ કરી જોજે!" આ ઉપરથી એક રજાને દીવસે ખરજોર માબાપને કહીને શેઠ પાસે આવ્યો હતો, પણ તેનું પરીણામ શું આવ્યું તે તો આપણે જોઈ ગયાં છીએ હવે ખરજોરને નહી ગુલાં આગલ જવા ગમ્યું કે નહી તરતજ પોતાના માબાપ આગલ તે વીચારમાંને વીચારમાં ઘુડો વખત બાહેરજ ફર્યા કીધો, પણ પછી પાછી હીમ્મત પકડી. "કંઈ નહીં, બીજું તે વલી કારણ શું હોય? ગુલાંને હમણા પરણાવવાની તેવણની મરજી નહી હશે, અથવા ગુલાં મને કબુલ કરશે કે નહીં તે માટે તેવણને શક હશે, અને તેથી આગલથી ગુલાંને પુછી જોવાનો તેવણનો વીચાર હશે. કદાચ તેવણ મારા પ્યારની તપાસ કરતા હશે." એવા અનેક વીચારોથી દીલાસો માની તે આખરે ઘરે ગયો.

~~~~~~~~

## પ્રકરણ ૨૨ મું.

### "બધાં 'સુધરી' ગયાં!"

દારાબ દસ્તુર સાથ તોડછોડ કરી આવ્યા તે દહાડે જામાસ્પજી શેઠ સઉ સાથ ચીઠરાં ફાડતા રહ્યા. પેહલાં તો તેવણે ખરજોરને તેની ઉમેદમાં નીરાશ કરી કાઢયો; ત્યાર પછી જે કોઈબી તેવણની આગલ ગયું, તે સઘલાંઓ સાથ તેવણે તેવીજ વર્તણુક ચલાવી. એમ કરતાં સાંજ પડી, અને તેવણ ઘરે ગયા. ઘરમાં પણ તેવણે પેહલાં તોડછોડ કીધી ને પછી સઘલાંને બોલાવીને જરથોસ્તી સ્કુલ કે અગીઆરીમાં કદી પગ નહી મુકવાનો પોતાનો મજબુત ઠેડાવ જણાવ્યો, અને દરએકને તેઓની પોતાની મરજી ઉપરાંત તેમ કરવાની ફરજ પાડી.

ઘરમાંથી જમશેદ અને દાનુએ તો એ સામે કશી પણ આનાકાની જણાવીજ નહીં, પણ તરતજ તેમ કરવા કબુલ કીધું. પણ એ વાત ઘર ધણીઆણીએ એકદમ કબુલ કીધી નહી, તેવણે તે સામે મજબુત બાઠ ભીડી, અને પોતાથી બનતી તકરારો લાવીને આવો કઢંગો કાયદો પોતાનાં મકાનમાં કદી દાખલ નહી કરવાની પોતાની મરજી જણાવી. શેઠનાનાં મોટીબાઈ જો ચાહતે તો ઘણી શેહેલાઈથી એ વાત કબુલ કરી દેતે: કેમકે એ તો તેવણને એક સગવડ કરી આપનારૂં સાધણ હતું. તેવણને ઘરની જંજાલને લીધે અગીઆરીમાં જવાની ફરસુદજ ન મલતી હતી, ને જયારે પણ કોઈ 'હમકારા' પર તેવણ જવા નીકલતાં તો તેવણને દોડદોડ કરીને સઘલું કામ અગાડીથી કરવું પડતું, અને તેમ કરતાં તેવણને બહુજ થાક ચઢતી; પણ તેથી કાંઈ તેવણ પોતાની સગવડ સાચવવા ખાતર સર્વનાં દીલમાંથી ધરમીક વળાણ કાઢી નખાવવા રાજી હતાંજ નહીં. તેવણ પરણ્યાં અગાઉ અગીઆરી આતશબેરામમાં જતા હતા. જોકે તેવણ કાંઈ ઘણાં ધર્મચુસ્ત તો ન હતાં, તોપણ તેવણ ખુદાને માનતાં અને આજના કેટલાંક ટચાકોની માફક ખુદા જેવું કાંઈ છેજ નહીં કરી કદી બોલતાં ન હતાં. ઉલટું, તેવણનાં મગજમાં ખુદા ઉપરનો વીશ્વાસ પરણ્યા પછી વધુ મજબુત થયો હતો, અને તેની ઉપરજ આધાર બાંધતાં ને તેની પાક બંદગીમાં મસગુલ રહેવાથી તેવણને પોતાનો સંસાર સુખી જણાતોઃ એટલે તેવણ ખુદા ઉપર વધુ ને વધુ ઈતબાર રાખતાં જતાં. તેવણે પોતાનાં બચ્ચાંને પણ તેજ વલાણ ઉપર ઉધાર્યાં હતાં. આજ સુધી તેવણના ધણીબી તેમાં સામેળ હતા, પણ તેવણનામાં એકાએક શું થઈ ગયું તે તેવણને પેહલાં સહમજ પડયું નહી, અને તેથી બને તો તે કારણ જાણી લેવા ખાતર તેવણે પોતાના ધણીને ઘણાબી વાર્યા, પણ તેવણ કાંઈ સમજયા નહી. સેવટે મોટીબાઈએ પોતાને ખાતર ખરજોર માણેકના 'નસરવાનની એક એટલી ચુક માફ કરી તેની સાથ સલાહ કરી નાખવાનું વતીક માંગી' લીધું, પણ ફોકટ! આખરે તેવણનેજ પોતાના પતીનો વીચાર દુઃખ સાથ કબુલવો પડયો; કાંઈ નહીં તો પોતાનાં ઉધરતાં બચ્ચાંઓનાં ભવીષ્ય માટે તેવણ જીગરથી મુંજાવા લાગ્યાં.

બીજી તરફ જામાસ્પ શેઠની માતાએ તેનો ઠેડાવ પેહેલાં તો બીલકુલ સ્વીકાર્યોજ નહી. તેવણે પોતાના દીકરાને સમકાવ્યો, ડબરાવ્યો, અને ખુદાનો ડર બતાવી જોયો; પછી વલી પતા-
~~~~~~~~

વી સમજાવી નાના હતા ત્યારથી આજ સુધી ખુદા ઉપર ઇતબાર રાખવાથી શા શા ફાયદા થયા, તે સઘલું સમજાવ્યું, પણ સેવટે તણીજ હારી. જામાસ્પ શેઠ એકજ બોલના ધણી હતાઃ તથી તણે પોતાનોજ બોલ પાલ્યો. પણ તેની માતાએ પોતે કાંઇ અગીઆરીમાં જવાનું છોડયું નહીં. તેવણને મનથી તો કાંઇ બન્યુંજ નહી હોય તેમ લાગ્યું. તેવણ તો દર હમકારે ત્યાં હાજરી આપતાંજ રહ્યાં. પણ અફસોસ! એ બનાવ પછી છજ મહીનામાં તેવણનો અંત આવ્યો, અને હવે જામાસ્પને માથેથી એક મેહેરબાન માતાનો શેહેજ પણ આંકોશ જતો રહયોઃ એટલે હવે તેવણ તદનજ નાસ્તીક થતા ચાલ્યા.

હવે છેલ્લાં ગુલાં રહી. આ બનાવથી તણી ઉપર તો કાંઇ કાંઇ વીત્યું આવા અચીંતા ફેરફારથી શેઠનાનાં કુટુંબમાં કોઇને મનનું તો કોઇને તનનું દુઃખ ખમવું પડયું; પણ એ બીચારીને તો બેવડું દુઃખ થયું. એક તરફથી તણીને પોતાના સદાના સાથી તરીકે ધારેલો ધણી પડતો મુકવો પડયો અને બીજી તરફથી પોતે જે ત્યાં જરથોસ્તી સ્કુલમાં છોકરાઓને ધર્મ નીતી મફત શીખવવાનું કામ માથે લીધું હતું તે પણ તણીની પાસેથી તણીના બાપે મુકાવ્યુંઃ એટલે ધર્મ અને ધર્મને લગતી બાબતો બીજાઓ (બાળકો)નાં મન પર ઠસાવવાની તણીની એ પણ એક મજાહ તેના બાપે લુટી લીધી.

“પણ વારૂં, બાવાજી! તમે બરજોર સાથ મારો સંબંધ વધારવા નારાજી છો, તો એકબારગી તે વાત હું તમારાં માન અને તમારી તાબેદારીને ખાતર કબુલ રાખું છું. પણ મને મારૂં સ્કુલનું કામ કરતી શું કામ અટકાવોચ? કંઇ નહી તો મને એમાં જે બે ઘડી મજાહ મલે, એટલાં ખાતર તો તમે મારી દયા કરો ને એ કામ મને કરવાની રજા આપો!” ગુલાં કાલાવાલા કરતી બોલી.

“નહી, દીકરી! હું એ વાતમાં તારી સામે થતો નથી. તારે ગમે તો તું તારૂં કામ કર, પણ હું એટલુંજ કેહુંચ કે મારી મરજી એમ કરવા દેવાની નથીઃ કેમકે હું અગીઆરી અને સ્કુલ વચ્ચેનો તમામ સંબંધ તોડી નાખવા ઇચ્છુંછું.”

સેવટે ગુલાંએ ઘણા કાલાવાલાથી પોતાની સ્કુલનાં કામની રજા માંગી લીધી. સ્કુલમાં ધર્મ નીતી શીખવવાનું ચાલુ રાખ્યાથી તેણીને થોડોક કરાર થયો, પણ તેણીનું આ કામ ફકત તેણીની બપાઇનેજ ગમ્યું, બાકી બીજાં સઘલાંઓની મરજી વીરૂધ તે ગણાવા લાગ્યું, અને તેથી બીચારી બેગમથી હારમારે થવા લાગી. એમ કરતાં ઉપર જોયું તેમ છ મહીનાના ટુંક અરસામાં તણીની બપાઇબી મરી ગઇ, અને તેથી હવે તણીનું આ કામ પસંદ કરનારૂં તો કોઇજ રહ્યું નહી, પણ ઉલટાં જમશેદ ને દીનું તેણીને તે કામ માટે તાનાં માનાં મારવા લાગ્યાં, અને માબાપની મરજી વીરૂધ એવાં કામો કરતી કહેવા લાગ્યાંઃ આથી અંતે બીચારી ગુલાંને તે કામ છોડી દેવું પડયું. પણ તેમ કીધાથી આખો દીવસ તેણીને ઘરમાં બીલકુલ ચેન પડવા લાગ્યું નહીં, અને તે બીચારી ખુદાની છુપી બંદગી કરવા લાગી. તણી શરીરે દહાડે દહાડે ગલાતી જતી, અને વળી તણીનો ‘હમેશનો હસમુખો ને રડતાંને હસાવનારો સ્વભાવ’ પણ કુંજરો બનતો ગયો. તણી હવે એકાંતમાં કલાકોના કલાકો સુધી બેસી રહેવા લાગી. “કોણ જાણે શું થયુંચ? ઘેરમાં કાંઇ બધું ઘેરાયલું ઘેરાયલુંજ લાગેચ, ને આજે છ છ મહીના થયા કોઇ સુખી ફરતુંજ નથી” આ પ્રમાણે તણીની માતા બોલવા લાગી.

## પ્રકરણ ૨૩ મું.

### એ શું? સુધારો કે બીગાડો?

વાંચનાર પુછશે કે ડાહી ગુલાં અને તેની માતા બંને આવા ફેરફાર ઉપર મુગાં બેઠાં તો બેઠાં; પણ ગુલાં કશાં પણ કારણ વગર પોતે વચનથી જોડાવા છતાં બરજોરથી છુટી પડવા કેમ રાજી થઇ? અલબત, નહીં. ગુલાં એ કામથી બીલકુલ રાજી થઇજ નથી, અને વલી તણીએ પોતાની પાક ઉમેદ પણ છોડી નથી. બરજોરને આપેલો વચન તણીએ શેહેજ ભાર પણ તોડયોજ નથી.

જે દહાડે જમાસ્પજી શેઠ અગીઆરી છે-
હ્લા જઈ આવ્યા ને દારાબ દસ્તુરને મલીને
બધી વાત તર ને ફર તેનાં મોંઢા ઉપર કહી દી-
ધી, તે દીવસે ગુલાં સાંજે ફરવા ગઇ હતી, અને
ત્યાં તેણીને ખરજોર મલ્યો. તેઓએ ફરતાં ફરતાં
સઘલી વાત કીધી. ખરજોરે ગુલાંના બાપ સાથ
થયલી તમામ વાત પોતાની ધારેલી ધણીઆણી-
ને સમજાવીને તેમને છુટાં પાડવા માટેનું તે
છુપું કારણ શું હશે તે તેણીની પાસે જાણવા
માંગ્યું. પણ ગુલાં તે કશું કહી શકીજ નહી.
તેણીને કશી ખબરજ ન હતી: એટલે તેણી કહે
શું ? અંતે બન્ને જણાં એવા ઠરાવ ઉપર
આવ્યાં કે શેઠને 'આપણી ઉમ્મર શીવાએ બી-
જો કશો વાંધો હોયજ નહીં. માટે હાલ એ વા-
તના અખારા કરી જઈ થોડો વખત મુગુંજ
બેસવું, અને જ્યારે તેવણ પોતાની ખુશીથી
વાત છેડે ત્યારેજ કહેવું.' વળી શેઠને રાજી કર-
વા માટે ખરજોરે ગુલાં સાથ મસલત કરી તે-
ણીને ત્યાં આવવા જવાનું પણ ઘણુંજ કમતી
કીધું. આગળ તે અઠવાડયામાં ચાર ફેરા ખાતો
હતો, તેને બદલે હવે તે મહીને એકાદ ખાવા
લાગ્યો; પણ તેઓ બંન્ને પોતપોતામાં પાક કો-
લથી બંધાયાં. 'ગમે તે થાય, તોપણ આપણે
એક બીજાં ઉપરજ આધાર બાંધવો' ખરજોર
બોલ્યો; અને ગુલાંએ પરણવું તો ખરજોર સા-
થેજ ને નહીં તો કુંવારી જીંદગી ગુજારવી કરી
ઠરાવ કીધો. બંને બાહેરથી જુદાં, તોપણ જી-
ગરથી મજબુત જોડાએલાં રહ્યાં. ગુલાં પીલાતી
ગઇ, પણ તેથી તે કાંઇ ખાટલે અડી નહી.
એક તરફથી ખોદા તરફનો મજબુત વીશ્વાસ ને
બીજી તરફથી પોતાનો વચન પાલવાનો કીધેલો
ઠરાવ, તેણીને હરએક દુઃખ વખત દીલાસા
સમાન રહયો; અને તેથી તેણી ગમે એવું સેહે-
વવાને તૈયાર થઈ. તેમ વલી મહીનામાં એક
વારની ખરજોર સાથની તેણીની મુલાકાત તેના
બાપે સ્વીકારી: તેથી એટલી લાંબી મુદતે
પણ ખરજોરને મલવાની ને છુટથી વાતચીત
કરવાની તક હાથમાં રહેવા માટે તેણી
ખુદાનો ઉપકાર માનવા લાગી.

શેઠનાનાં કુટુંબમાં થયલો અંચીતો
ફેરફાર લોકને તો ઝાઝો લાગ્યો નહીં, પણ
તે તેમનેજ ભારી પડયો. એ ફેરફાર શેઠને
પોતાનેજ હાથે ને પોતાનેજ લીધે થયો હતો;
પણ તે પાછલથી સર્વેને ભારી પડયો. જે
દીવસથી અગીઆરી આતશબેહેરામનું નીમ
ઘરમાંથી કાઢયું, તે દીવસથી જાણે તેમનાં
ઘરમાં સેતાન ભમતો થયો, અને કાંઇને
કાંઇ ખરાબજ થતું ગયું. સહુ તો એમ
સમજવા લાગ્યાં કે 'શેઠ સુધરી ગયા',
અને તેઓ તેવણને અને તેવણના કુટુંબને
સુધારાવાલાંમાં ગણવા લાગ્યાં. પણ શેઠ તો
ખરેખર બીગડતા ચાલ્યા. જે દહાડેથી
ખુદાને વીસાર્યો તે દહાડેથી તેવણને જાણે
ખુદાએભી વીસાર્યા હોય, તેવી તેવણની હા-
લત થતી ગઇ. પણ જયારે પોતાના ક-
મેને લીધે પડતી આવે અને એવું થવાનું
હોય ત્યારે માણસને કાંઇ સુઝ પડતું નથી,
તેમજ અહીંભી થયું. અગીઆરી આતશ-
બેહરામ જવાનું છોડયું, અને તેને બદલે
નવી નવી કલબોને 'સુધારાંવાલાંઓ'ના મે-
લાવડાઓમાં જવાનું નકકી થયું: એટલે
પછી એમ કરતાં કરતાં એજ એક જાત-
નો લખ લાગ્યો, અને ઘર તમજ ધંધો
વીસરતો ચાલ્યો. એ રીતે શેઠની ઘરમાં
આવજાવ તેમજ રેહેવાનું બહુ ઓછું થવા
લાગ્યું: આ વળી ઘર-ધણીઆણીને મન-
થી નવું દુખ થયું. અફસોસ ! કેવી કે-
ળવણી, અને તે છતાં આ શું ? વળી
બીજી તરફ જોઈએ તો શેઠનો વડો મેરાગ
—એક પુરો પુત્ર જમશેદ—બીજાજ લખોમાં
સપડાતો ગયો. જમની પેઠે તેની મુઠે લા-
ગેલો પૈસો જીવણજી બને એટલો તેને
ફસાવતોજ ગયો; હવે ઘરમાં કોઈ દાદ ન
લીયે. બાપ કશી કનવારજ નહીં કરે: એ-
ટલે પછી જમશેદને પણ એ સઘલું ચ-
લાવી લેવા જોગજ લાગ્યું. વલી બાપ તે
શું કરે? પોતે કેવા ડાહ્યા હતા, જે વળી
દીકરાને શીખામણ દીયે! પણ વલી તેવણ
પોતે એવા તો પોતાના કામમાં ગુંચવાઇ
ગયા હતા કે તેવણની દેખતી નજરે જ-
મશેદની અનેક બદચાલો દેખાઇજ નહી.
તેને તેવણ માત્ર જુવાન અને ઉછરતાં

બાળકની ભુલજ ગણીને તે માફ કરવા અને લઈ ચલાવવા જેવી ધારીને તે વીષે આંખ વીચાંમણાજ કીધા.

## પ્રકરણ ૨૪ મું.

### સોબત તેવી અસર.

અફસોસ! બાપનું તો સમજ્યા, પણ દીકરાનું કેમ થશે? એક પુરો ઉછરતો દીકરો આ પ્રમાણે તો બગડતોજ જાય છે. બાપ નહીં કેહ તો બીજું કોણ કેહે? જ્યારે બાપજ આગલ રહીને લાડ લડાવે, ત્યારે પછી તે બીજાંનું તે માનેજ કેમ, ને બીજાંઓ તેને કેહેજ શું? આવી રીતે મોટીબાઈ રાતદીન અફસોસમાં પડયાં. તેવણને પોતાનાં ઘરનો તમામ તાળો બીગડી ગયેલો જોઈ કાંઈ કાંઈ વીચાર આવવા લાગ્યા. સર્વથી વધુ દુઃખ ઉપજાવનાર તેવણને તેવણનો વડો અને એક પુરો દીકરો થઈ પડયો. એ દીકરાને દુઃખે મા બહુ દુઃખી થવા લાગી. એક તો વળી એક પુરો અને વળી સાથે લાગ્યો દેહુનો સુખી તો જેવો જોઈએ તેવો! તો પછી માજીનોજ જીવ તેમ બોલવાપર કેમ ચાલે? આવી રીતે એકલાં મોટીબાઈ જમશેદનાં દુઃખમાં બળી મરવા લાગ્યાં. જ્યાં સુધી બપાઈ જીવતાં હતાં ત્યાંસુધી જમશેદને દર હતો, પણ હવે તેને કોઈની બીક રહીજ નહી. જીવણજીની સોબતમાં એ છોકરો બહુજ બીગડતો ચાલ્યો. પેહેલાં તો તે ભરાઈ છુપાઈને અને કોઈ કોઈ વાર આપીસ બંધ થયા પછી કે ઉંઘડયા અગાઉ પાછલે ઓરડે જુગાર રમતો હતો. પણ હવે તો તે ખાસ જુગારખાનાંઓમાં જવા લાગ્યો, અને ત્યાં પણ એકલા જીવણનેજ 'ન ધરી રહેતાં, પોતાના વખતના સ્કુલના ગોઠયાઓ (જેઓ હમણા તેના જેવાજ મોટા'માટીડા છે તેની) સાથ પણ હસી હસીને મલતોજ રહયોઃ અને તેથી એ રીતે તેને આખી રાત બાહેર ભટકવું પડતું તે સાથ ભુખું રેહેવું પડતું. જો કાંઈ ખાવા મલતું તો તે કચરા જેવું હતુંઃ માટે તેણે હવે ઝાઝું ઘરમાં આવવાનું પણ મુકયું. આવતાંની વાર ઓરડાનાં બારણાંને કલ ચઢાવીને ફરવા લાગ્યો. રાતના ઉજાગરાથી દીસનાં માથું દુઃખવા, તાપ આવવા અને બીજી અનેક બેચેનીઓ લાગવા માંડી. અંતે આ સઘલું તેનીમાથી ન જોવાયું, અને તે રાત દીસ ખુદાની હજુરમાં પોતાનાં પુત્રનાં કલ્યાણ માટે છુપી બંદગી કરતીજ રહી.

## પ્રકરણ ૨૫ મું.

### લીલા બાગ.

લીલા બાગ દાદરે જવાના રસ્તાપર આવેલી એક ઘણી જુની પણ મોટી ઇમારત હતી. તેનો દેખાવજ બીહામણો લાગતો હતો, અને તે ઘણી ખરી ભાગી તુટી ગઇ હતી. નીચેથી ઓટલો કે સીડી કશું હતુંજ નહીં. ફકત એક કે દોઢ ફુટ જમીનથી ઉંચી હતીઃ તેથી જાણે જમીનને લાગેલીજ હોય' તેવી લાગતી. વળી તેની પાછલ એક મોટો બાગ હતો; આ બાગમાંબી ઝાડોના ઘાડા વેલાથી જાણે નાની નાની ઓરડીઓ ભરી લીધી હતી. પણ તે બધી એક એક સાથ એવીતો ગુંચવાએલી હતી કે કોઈપણ અજાણું તેમાં ગયું હોય તો બાહેર આવવા પામતુંજ નહીં. આ જગ્યાને 'ભુલ ભુલાંમરી' કહેવું, તે ખરેખર તે નામને છાજતુંજ હતું. જુગારી ને લફંગાઓ માટે એ તો સોનાનો મેહેલ હતો, અને આ ભુલ ભુલાંમરી તેવાઓને માટે તદન સલામત જગ્યા હતી. પોલીસ વતીક તેમાંથી કોઈને ખોલી શકતી ન હતી. વળી જેઓ ત્યાં નવા દાખલ થતા, તેમને ત્યાં સારી પેઠે ફરી ફરીને જગ્યા દયાનમાં રાખવી પડતી, અને તોપણ કોઈ કોઈ તો ભુલા પડી જતા. આવો એ લીલા બાગ અને તેની અંદરની ભુલાંમરી હતી, વલી ભુલાંમરીમાં જેમ જમીનની ઉપર તેમજ નીચે પણ છુપાવાની પુષ્કલ જગ્યા હતી. તેની નીચે ભોંયરૂં હતું, અને તેમાં કાંઈ વરસોનો ચોરીનો માલ છુપાવેલો હતો. પોલીસ વતીક હવે તો ભુલાંમરીથી બીહી જતીઃ કેમકે આગલ જે બે ચાર હીમ્મતવાન સખસો આ ભેદ ખોલી કાઢવા ગયા હતા તેઓ જીવતાં પાછા ફર્યા નહીતો નહીં, પણ આજ સુધી તેમની લાસ વતીક હાથ લાગી ન હતી.

આજે, એટલે તે દીવસે, બુલ બુલામ-શાના આગલા લીલા બાગની ઈમારતમાં એક નાની ટોલકી પોત પોતામાં નીચે પ્રમાણે વાત કરે છેઃ—

"એઈ, અં એઈ, પેલો આપરી સાથે રેલવેમાં બુઢે મીયા કોણ ઉતો?" એકે પુછયું.

"ઓહો, તે નંગને તો આએ દાદીબા ઓલખે!" બીજો હસીને બોલ્યો.

"એહં! પણ તે કોણ? કેહની દાદી!" પેહેલો બોલ્યો.

"સાંભળવાની ગરજ હોય, તો આવ મારી પાસે; એ તે કંઈ બધાંનેજ કેહે-વાએ કે?"

"ચુપ રાઉ, યુ સુવ્વર! દાવ પુરો થાએ તાંહુવેર કંઈજ નહી." ત્રીજો બબાર્યો.

"ઠીક છે, ચાલ પુરો કર!"

અરધો કલાક થયો કે દાવનો પણ છેડો આવ્યો. "લે ચાલ, બોલ હવે."

"હા, મોટી ખુશીથી." દાદી વાત કેહવા પડયો "જોની, તે દાહરે કેની તે હું ને પેલો (આંગલી બતાવીને) કરીને કુરલાની તીકીત લઈને પેલી પંચ (પાંચ જણની જુગારી તોળી)ને મળવા જતાતા, ત્યારે ગાર્દમાં તેવણુબી બેહેલા. બુઢે મીયાં સધર જેવા જે દેખાયા કેની તે આપરેબી એને એક જણીજ ચમટી તોરી. પછી અમે તો ઘણોબી લલચાવ્યો, કોઠલી ખખરાવી, નોટો બતાવી, પણ તે તો એકનો બેજ નહીં થયો."

"પણ તેણે કહ્યું શું, તે તો ભોંસી મર?"

"પણ તું સમજે, ત્યારે કેની! તે તો કેહુજે હું તો પડયો વેપારી, તે એ કામ આપણું નહીં. એ તો કેહે જે એક જાતની લુટ; કેહે જે હું તો હારૂંબી નહીં ને જીતુંબી નહીં; હારૂં તો મારો માલ જાએ ને જીતું તો તેના બદલામાં હું કંઈ આંપું નહીઃ એટલે પછી તે તો એક લુટ ગણાએ? એમ કરીને તે ચોખા ચંદાલ તો તકરાર જે લાયા, તેટલામાં લો ઈ-સ્તેશન આવ્યું, ને આપરે તો વતેણાંજ વાવી ગીયા."

વાત પુરી થઈ, અને અહીંયાં સઘળાઓ વગર કારણે ખડ ખડ હસવ. પડા ગીયા.

## પ્રકરણ ૨૯ મું.

### બરાબીનો બોહ.

"દાદી! દાદી! પછી પેલો સુલેમાન અલ્લી આજે આવવાનો છે કે?" જીમે દા-દીના કાનમાં લાગી પુછયું. "અરે હારે હા, ને વરી આજે તો ભાંયખલેથી કુંવરબી આવવાનો છે. તની આજે પાસેની (આંગલી બતાવી તે) ઓરડીમાં વારો (રમવાની) છે." દાદીએબી કાનપર પડીનેજ જવાબ આપ્યો.

"પણ ત્યારે પેલોબી આજે આવવા-નોજ કે?" જીમે પાછું પુછયું.

"કોણ? પેલો શેઠનાંવાલો કે? હા, તેબી આજે જરૂર આવશે. એ લોકની સાથેજ આવશે; તે જો સાથે નહીં આવશે તો પછ-વારેથીબી આવશે. ઓ, લે, પેલા આયાબી!" (આંગલી બતાવીને).

હજુતો જીમ બારણા ભણી જોય, તેટલાં તો ત્યાં જીવણ કોઈ અંજાણ્યાને લઈ દાખલ થયો. આ અંજાણ્યાને જોવા માટે તે ઓર-ડામાંના દરએક જણ લગભગ તેની સામું જોવા લાગ્યા. પછી તેના ગ્રહસ્થને લાયકના પોષાક સામું જોઈ તેઓ તેની પોત પોતામાં ઇસા-રતથી મજાક ચલાવવા લાગ્યા. આવા એક ગ્રહસ્થ સરખા આસામીને પણ જીવણે ફસાવી આ ચંડાસોમાં ભેલતાં લઈ આવ્યો, તે માટે તેઓ આંખની છુપી ઈસારતથી જીવણને મુ-બારકબાદી આપંતા રહ્યા.

જીવણ પોતાની સાથ જે ગ્રહસ્થ લઈ આવ્યો, તે આપણો શેઠનાનો પુત્ર અને વારેસ (જેની ઉપર કાંઈ કાંઈ ઉમેદો બાંધેલી તે) જમશેદ હતો. જીવણે પોતાની ચાપલુસીખોરી જબાંથી અંતે તેને ફસાવી મારી અહીં વતીક લાગ્યો હતો. હવે તે તેને લઈ આગલ આવ્યો, અને જ્યાં પેલા બે ધણીઓ તેનેજ વીષેની વાત કરતાં બેઠા હતા તેમની સાથ તેની ઓલખાણ ઠરાવી. પછી પોતે પાસેની ટેબલ આગળ દીન-શાહની પાસે પોતાનું નસીબ અજમાવવા બેસી ગયો. તેઓ જેવા પોતાનાં કામમાં ગુંટાઇ ગયા કે કુંવરબી આવ્યો, અને એક બીજી બેઠક પર જઈ જમશેદને બોલાવવા પડયો.

જમશેદ તરતજ ત્યાં જઈ લાગ્યો, અને કુંવરની પાસે બેસી ગયો.

"કેમ સાહેબ! કંઈ છાંટો પાણી લેશો કે?" જમશેદ બેઠો કે કુંવરે પુછ્યું.

"નહીં, હવે એ વાત જવા દેઓની! તમે તમારે એમજ કામ ચલાવોની!" જમશેદ બોલ્યો.

"એહે! એમ કંઈ બને કે? અરે વાહરે? હજુ તો તમે પેહેલા અહીં આયા, તો 'સગનથીજ કામ શરૂ કરવું જોઈએ. એતો આપરા સગન ને એની ઉપર તો જીતનો બધો આધાર" એમ કહી કુંવરે એક પોરયાને ઇસારત કીધી કે તરતજ તે ત્રણ બાટલી ને ચાર ગ્લાસ લઈ આવ્યો. કુંવરે જમશેદનાં ગ્લાસમાં બ્રેન્ડી નામી, જીમ અને દાદી આગલ વીશકીની બાટલી ઢકેલી આપી. તેઓએ પોતેજ પોતાની મેળે પોત પોતાનાં ગ્લાસમાં નાખ્યો. પછી એક નીતરી પાણી જેવી વસ્તુ એક બાટલીમાંથી કુંવરે પોતાને માટે લીધી. પેલા ત્રણે જણાનાં ગ્લાસમાં થોડું થોડું ગરમ પાણી રેડયું; પછી વળી કુંવરે પોતાનું ગ્લાસ ઠંડાં પાણીથી ઉપર સુધી ભરી કાઢયું: આથી જમશેદ અજબ થઈ પુછવા પડયો:—"એ તમે શું કરોચ? એ તે વળી કીયો દારૂ?" જમશેદના એકાએક આ સવાલથી કુંવર જરા ગભરાયો, પણ પછી ધ્યાન ઠેકાણે રાખી બોલ્યો:—

"એ તો જીન છે, હું તો બધા દહાડા જીનજ પીઉંચ. મને એજ દારૂ ઘણો ગમેચ." અને હવે અહીં દાવ શરૂ થયો. જમશેદ પેહેલાં જીતતો ગયો, અને તેની બાહરમાં તેણે દારૂનાં ગ્લાસ પણ એક પછી એક ઉડાવવા માંડયાં. હવે તેની જીતમાં ખાંચો પડવા માંડયો; એમ કરતાં કરતાં તો જીતવાનું ખલાસ થઈ હારવાનું શરૂ થયું. પેહેલાં તો જેમ તેમ હીમ્મત રાખી; પણ પછી તો જરા ચીરડાયો, અને આખું ગ્લાસ એકદમ લઈ તેમાંનો દારૂ ગટાવી ગયો, અને તે સાથે પોતાનું જે હતું તે સઘળું મુકી દઈ છેલ્લો દાવ માંડયો. અરધોક દાવ રમાયો કે પાસે કાંઈ ગડબડ થઈ. દીનશાહનો અવાજ આવ્યો. તે જેમ બને તેમ જીવણને ગાળ ગલોચ કરવા પડયો. તે હવે જીવણને મારવા ધસ્યો, પણ તેવામાં એક જણે આડો પગ કીધો કે તે ઉંધે મસ્તક ભોંયપર પડી તેણે પોતાનું માથું ફોડયું. તે દારૂથી લઠર પઠર થયો હતો: માટે ત્યાનાં બે ત્રણ પોર્યા (તે લોકોના કામ માટે ખાસ ત્યાં રહેતા હતા તે)ઓ અને બીજાઓએ તેને ત્યાંથી ઉંચકીને પાસેની કોટડી,(છાકતાઓને નાંખવાની તે જગ્યા હતી) માં બંધ કીધો.

હવે જીવણ ઉઠીને જમશેદ પાસે આવ્યો, અને તેનો દાવ જોવા લાગ્યો. જમશેદ હવે તદન ખાલી થયો હતો : માટે જીવણ પાસે કાંઈ નજીવી રકમ માંગી.

" હા, મોટી ખુશીથી ! બોલની, તુંને કેટલા જોઈએચ ?"

"થોડાજ, બસ પચાસ રૂપીઆ."

"હા, લેની ! જેટલા કેહે એટલા ! સેવક તો હાલ તાજાજ છે." એમ કહી જીવણે એક નોટનો કટકો કાઢી આપ્યો, ને પોતે ત્યાંથી ચાલી ગયો.

હવે વળી બીજો છેલ્લો દાવ રમાયો. પણ દશ મીનીટમાં તો જમશેદના પેલા પચાસબી કુવરનાં ગજવામાં પડવાની તૈયારીમાં આવી ગયા. હવેજ જમશેદ ઘણો ખીજવાયો, અને એકદમ ઉઠીને કુંવરનું ગ્લાસ લઈ તે પી જવા લાગ્યો. તેણે ધાર્યું કે એમાં કાંઈ જાદુ છે: તેથી એ જીતતો હતો. પણ તે ગ્લાસ પીધા પછીજ તેની સુધ ઉઘડી. તેમાં કાંઈજ નહીં પણ ફકત ઠંડુ પાણી હતું. હવે તેણે ચીડમાં આવી જઈ એકદમ ગ્લાસ કુંવરનાં માથાંમાં માર્યું, જેની ટોર ભોકાયાથી કુંવરના કપાળ પરથી લોહી તપકવા લાગ્યું.

કુંવર તદન સાવધ હતો : માટે તરત ઉઠયો, અને જમશેદને નીચે નાખી સારી પેઠે ગુંડી કાઢયો. જમશેદ ગમે એવો ચીરડાયલો હતો, પણ તેનામાં હાલ પોતાનો બચાવ કરવાની શકતી ન હતી. કુંવર તેને નાખી ચાલી ગયો કે જીવણે આવી તેમે ઉઠાડયો, અને હાથ પકડી તેને બાહેર ઘર જવાના રસ્તા પર મુકી આવ્યો.

## પ્રકરણ ૨૭ મું.

"ઓ જમશેદ ! એ શું ?"

જે દહાડે આપણે જમશેદને લીલાબાગમાં પેહેલવેહેલો જોયો, તે દહાડે ગુલાં અને દીનું (તેની બંને બેહેનો) તેની વાર જોતી બેઠી હતી. આજે જમશેદની મા મોટીબાઈ તેની વાર જોવા બેઠાં ન હતાં: કેમકે તેંવણ આજે ઘણા થાકી ગયાં હતાં, અને વલી તેંવણની દેહ લડડતી ચાલતી હતી. માટે તેંવણને તેણીની દીકરીએ જલદી સુવા જવા કહ્યું, અને તે ઘરની જંજાલ અને થાકથી કંટાલેલી માતાએ કબુલ કીધું હતું. ઘણી વખતે જમશેદ મોડો આવતો હતો, અને ઉજાગરાથી તેની આંખો લાલ થઈ આવેલી તેની મા જોતી હતી. પણ જમશેદ દીકરો કદી પીને છાકતો થઈ મોડી રાત વેર બાહેર ભટકે, એવું તેણીને સ્વપ્ને પણ આવ્યું ન હતું: માટે દીકરાને નજીવાં કારણ માટે મોડી રાત વેર બાહેર રહી પોતાની દેહને દુઃખી કરતો સમજી તેણી આજે અફસોસ કરતી સુવા ગઈ. ખરેખર! મોટીબાઈનો દીકરા માટે અફસોસ કરવા જેવોજ વખ્ત હતો. જો આજે રાત્રે તેંવણ પોતે જાતે બારણું ઉઘાડી દીકરાને ઘરમાં લીધો હતે તો તેંવણ, જેને સુમાર્ગે લઈ જવા પાછલ રાત દીન મેહનત અને હેજગારી કરતાં હતાં તેનું આવું ફળ જોઈ, વધુ અફસોસજ કરીને રહેતે નહીં, પણ એકદમ હેબતી જતે !

"માએજી ! તમે આજે ઘણાં થાકી ગીયાંચ, ને વળી તમારૂં માથું જોર પકરશે: તેથી તમે સુઈ જાઓ. જમશેદ આવશે તો અમે બારણું ઉઘારશું." દીનું માએને વલગી પડી, તેણીની લાલ થએલી આંખો જોતી બોલી.

"હા, દીકરી ! આજે હું થાકીબી ઘણી ગેઈચ, ને મારેથી હવે બેસાતુંબી નથી. અગીઆર તો વાગા. હવે જમશેદબી આવતો હોશે. ને જોઓ! એને તમે કંઈ બોલતાં ના. એ આવે તેવો એને માલ પર જઈને સુઈ જવા દેજો. નહીં તો વરી સહવારે એ માથું ધરતો ઉઠશે. ને તમે લોકોબી એ આવે કે પછી બારણું ઢાંકીને જલદી સુઈ જજો. જો ગુલાં ! (ગુલાં તરફ ફરીને) તું બી ઘણો વાર જાગ્યા ના કરતી, હું દીકરી."

"હા માએજી ! તમે જાઓ. જમશેદ આવશે કે હુંબી સુઈ જવશ." ગુલાં માએ તરફ નજર કરીને વીચારમાં પડી.

મધરાત થઈ; બાર વાગ્યા, પણ જમશેદ તો હજુ મળે નહીં. શું થયું ? વાંદરે ગીયો હોય તો છેહલી ત્રેનનો પણ વખત વીતી ગીયો. ગુલાં મનથી અફસોસ કરવા બેઠી. દીનુંનેબી હવે તો ઉંઘ આવવા લાગી. તે બારીએ જઈ જોવા લાગી તો કોઈ મલે નહીં. તેણીને પવનનો ઝપાતો લાગ્યો, અને ઠંડી લાગી આવી: તેથી પાછી બારી ઢાંકીને બબરતી ગુલાં પાસે આવી.

"મરેરે, બાહરતો પવન એટલો ફુંકેચ કે જરા બારીએબી નથી ઉભું રેહવાતું, ને એ હજુ તે શું કર્યા કરતો હોશે? ગુલાં તું ઉંઘાએચ કે, બોલતી કેમ નહીં ?"

"નહીં દીનું ; હું નથી ઊંઘાતી. મને ઉંઘ નથી આવતી. તુંને ગમે તો તું સુઈ જા; હું જાગુંચ ; જમશેદ આવશે તો હું ઉઘારસ બારણું ?"

"અરે! પણ એને થયુંચ શું જો? સારા બાર તો થયા, ને હજુ એ શું કરતો હોશે જો !" દીનુ ચીરડાઈ ઉઠી.

"હવે આવતો હોશે, કંઈ કામે રોકાયો હોશે!" ગુલાં બલાપો કરતી બોલી. એટલામાં તો બારણું ઠોકાયું ને રોઝ (કુતરો) દરવાજા તરફ ભોંસવા લાગ્યો. ગુલાંએ બારીએથી જમશેદને જોયો. તેણીએ દીવાનું ફાણુસ લીધું, અને બંને બેહનો બારણું ઉઘાડવા ગઈ.

"ઓ જમશેદ ! એ શું ?" દીનુ જમશેદનું મોંહ જોઈ એકદમ બોલી ઉઠી.

ગુલાંનાં હાથમાં દીવો હતો: એટલે તેણીએ પણ તે જોયું ; પણ તેણી કશું બોલી નહીં. દીનુનો હાથ દાબી તે ભાઈની પાછલ ચાલી ; દીનુબી તેની સાથ થઈ. તેણીનો ઘણો જીવ થયો કે જમશેદને એ શું થયું તે પુછે,

પણ માએ કંઇ બોલવા ના કહ્યું હતું : તેથી તે ખામોશી પકડી બેઠી.

જમશેદ તદન પીદેલો હતો, અને તેનાં મોંદાં ઉપર તાજા ઘસરોતા હતા. તેમાં થોડાક કુંવરના મારથી અને બીજા વલી રસ્તામાં પડવાથીબી પડયા હતા. તેનો દગલો ખરડાયેલો ને પાતલુન ગુઠણ પરથી સેહજ ચીરાએલું હતું. દીનુએ તેનું મ્હોં જોયું, તેથી તે બીહતો હતોઃ પણ ગુલાંનો તેની ઉપર ઘણો ભાવ હતો; માટે તેણે એ બેહન ઉપર વીશ્વાસ મુકયો હતો.

" ગુલાં; જરા બ્રાંડી હોય તો આપ, મને ઠંડી ઘણી લાગેચ "જમશેદે કપડાં સાથે ખુરસી ઉપર ફસડાઇ પડતાં બેહનને કહ્યું.

ગુલાં તેનાં મ્હોંમાંથી નીકલતા દારૂના વાસથી કચવાઇને બોલી : " જમશેદ ! કંઈ સમજેચ તું ! માએનાંબી જીવને સારૂં નથી, ને વરી છેક સાડા અગીઆર સુધી તારી વાર જોઇને સુતાંચ; જા મુંગો મુંગો, કપરાં બદલીને સુઇ જા." ગુલાંના બોલે જમશેદપર અસર કીધી. તે કાંઈ બોલ્યો નહી અને જવા ઉઠયો, પણ તેનાં પગ ધ્રુજયા. ગુલાંએ તેને પકડી લઇ પડતો બંચાવ્યો, અને બંને બેહનો હાથ પકડી તેને માલા પર મુકી આવી. દીનુ આ દેખાવથી તદન ઘાભરી પડી ગઇ. હવે બંને બેહનો સુવા ગઇ, જે વેલા દીનું બોલી : " ગુલાં, એ આજે એમ શું ? જાંહ છે તાંહ એને કોઇએ ફસાવેલો લાગેચ."

ગુલાંનું હેયું ભરાઇ આવ્યું હતું, અને તેણીની આંખમાંથી આંસું તપકતાં હતાં. તે કશું બોલી નહીં.

" પણ ગુલાં, માંએજી એને જોતે, તો તેવણને કેવું લાગતે વારૂ? બીચારાં માએજી સીક ને સીક ચાલેચ, તેમાં તેવણને એ વાત જણાવવી નહી જોઇએ. હું સહવારે એને એ બધું કેહવસ. આપરે માએને એ વાત નહી જણાવશું. તું બી કંઇ બોલતી ના, ગુલાં." દીનુએ દયા બતાવી.

" નહીં, દીનુ; એ વાત છુપી, રાખવા જેવી નથી."

" પણ ત્યારે શું કરીએ? બીચારાં માએજી જાણશે તો તેવણ વળી વધારે સીક પરી જશે." દીનુએ ફીકર બતાવી.

" દીનુ ! આપરે ખોદાએની બંદગી કરશું ને એને સારો રસ્તો સુઝાડવાનું પ્રચ્છશું. આપરે બેઉ જણ સાથે બંદગી કરશું, તો ખોદાએ આપરી અરજ સાંભલશે. પછી માએજીનેબી એ વાત જાણી દલગીર થવાનું કારણ નહીં રહેશે." ગુલાંએ રસ્તો સુઝાડયો, અને દીનુને ભણવાનું દુઃખ છતાં ભાઇને ખાતર સહવાર ને સાહવાર આખી 'બેહરામ યસ્ત' ભણીને ખુદાએ પાસ દુવા માંગવાની બેહનને કબુલાત આપી. હવે તેણીનું દીલ ખુલ્લું થયું, અને તે જલદી ઉંઘી ગઇ. પણ ગુલાંને તે રાત્રીએ બીલકુલ ઉંઘ આવી નહીં.

## પ્રકરણ ૨૮ મું.

### શેઠની શીખામણ દરવાજા સુધી.

બીજે દહાડે શેઠનાનાં ઘરમાં સઘળાં અણમન્યાં લાગ્યાં. તે દહાડે સઘળાં જણે નાસ્તો પણ જુદો જુદોજ, લીધો. મોટીબાઇ માથાંનાં દુખારાથી આજારી પડી ગયાં, અને ગુલાં તેવણની સારવારમાં રોકાઇ. દીનુએ બાપને ચાહે નાસ્તો બનાવી આપ્યો, અને જમાસ્પ શેઠ જલદીથી બે બુક મ્હોંમાં નાખી ઓફીસે દોડી ગયા. જમશેદ મોડો સુતો હતો: માટે મોડો ઉઠયો. આજે તેણે આખી રાત ઉંઘ કાઢીજ નહીં. પાછલી રાત્રીએ પણ તેને ઉંઘ આવી નહીં; તોપણ તે સકાલે ચાહ પીવા આવ્યો નહી, અને ખામખા તક જોઇને બાંપ બાહેર ગયા પછીજ આવ્યો. તેના ચાહે નાસ્તાની મેનીજમાં પણ દીનુજ રહી. તેણે પોતાના ભાઇની આંખો લાલ સુરણ જેવી થઇ આવેલી જોઇ. તેના મ્હોં ઉપર રાત્રીએ જોયલા ઘસોતા પાછા જોઇને તેણીએ ખાત્રીથી માન્યું કે તે કાંઇ રાત્રીએ છેતરાઇ ન હતી; પણ તેણીનો ભાઇ કેહો મારજ ખાઇ આવેલો હતો. હવે આજે જયારે તેણે નાસ્તો પણ કાંઇ બરાબર ખાધો નહીં, અને બધું ચુઠીપીખીને ઉઠી ગીયો:

ત્યારે તણી તેની પાછલ તેના ઓરડામાં તેને રાતની વાતની યાદ આપી હુશીઆર કરવા ગઈ.

"જમશેદ, વારે વાહ! તમે તો સારો ધંધો માંડયોચ? ગઈ રાતે કાંહ ખોખરા થઈ આયા?"

જમશેદ કાંઈ બોલ્યો નહી, અને દીનુએ આગળ વધાર્યું.

"જમશેદ? બોલની? ગઈ રાતે શું થએલું! તુંને કંઈ વાગું કે કોઈએ મારેલો? કોણુની સાથે મરઈ આયો?"

"કેમ, હવે તારી કાતર છેકજ ચાલેચ કે? મુગી મુગી જા અહીંથી! તું તારૂં કામ કરની?" જમશેદે જરા દમ કીધો.

"અરે, બસ બસ! હવે શરમ લાગતી હોય તો મુગો રેહ! વરી મને શાંનો દમ ભરાનેચ? અરઢી અરઢી રાત વેર દારૂ પીને બાહર રખરતાં શરમ નથી આવતી કે? જરા આરસીમાં જઈને જોની, મોંહનું કેવું થયુંચ તે? એ તો સારૂં થયું કે માએજીને રાતે અમે જલદી સુવા કહ્યું. માએજીના જીવને-બી સારૂં નહીં હતું: તેથી તેવણ સુઈ ગીયાં. તું કંઈ એ સારૂં નથી કરતો, હં. રાતે તારૂં મોંહનું કોઈબી જોતે તો તારે વાસ્તે કેવું વીચારતે? તું તો રહયો, પણ કુટુંબને કેવું ખરાબ લાગેચ? કોઈ તુંને નહીં બોલે, ને આપરાં ખાનદાંનને કેહે. તુંને તો બધાં શેઠખાનદાનનો હીરો કેહેચ, તે જરા વીચાર તો કર કે તું હીરો તો ખાનદાનને આવો જેબ દેએચ, એમ લોકો જાણે તો પછી શું થાએ?"

"બસ, બસ દીનું! જો મુગી રહી જા, કોઈ આવેચ." કોઈના પગલાંનો સાદ સાંભળી જમશેદ બીધો, અને કગલવા લાગ્યો. દીનુએ પણ પોતાના ભાઈને લજવાએલો જોઈ હવે વધુ બોલવાનું મોકુફ કીધું, અને તેને પતાવવા પડી.

"બોલની, જમશેદ? હવે ફરીથી એવું કરશે કે? મને કેહની? માએને બાવાને બધાંને એ વાત કેહું કે? તું સુધરશે? હવે ફરીથી એવું નહીં થાએ કે?"

"નહીં નહીં, બસ કર હવે! જો, કંઈ બોલતી નાં."

"લે ચાલ, તારે મને વચન આપ, જોઉં?"

જમશેદે વચન આપ્યું કે પોતાની ફતેહ-થી મનમાં મલકાતી દીનુ ત્યાંથી બાહેર ગઈ, અને જમશેદ પીડ પતેલી સમજી ઉતાવલે કપડાં પેહેરી (માંએનેબી મલ્યા વગર) બાહેર જતો રહ્યો. રસ્તામાં તેને શેઠ (જામાસ્પ શેઠ) મલ્યા, અને તેવણે ડોળા કકડાવ્યા; જમશેદ કશું બોલ્યો નહીં. પણ રખે બાવાએ વાત જાણી હોય કરી મનથી બીહવા લાગ્યો. શેઠને દીકરાની ચાલ પર કેહેર છુટો. ગઈ કાલે તે સાંજે મોડો ઘરે આવ્યો, અને સહવારે ઓફીસે આવતાં વધુ મોડું થયું: એટલે શેઠ ખીજવાએ, તેમાં નવાઈ નહીં. તોપણ પોતાનો નગીનો રાતે છાકતો થઈ ઘર આઠયો હતો, તેનો તેવણને સ્વપ્ને વતીક ખ્યાલ ન હતો. વળી તે દહાડે શેઠ ઓફીસમાં આવ્યા કે તરત તેવણને બાહેર કામે જવું પડયું હતું. તે દહાડો આખો તેવણનો બાહેર ફરવામાંજ ગયો. તે દહાડે ખાધાનીબી ફુરસદ મલી નહીં. જમશેદને પણ તેવણે આફીસમાં આવતો રસ્તામાંથીજ જોયો, અને તેથી કશું બોલી શકયા નહી.

જમશેદ તે દહાડે દીનુના ઠપકાથી ચીરડાયલોજ ઓફીસે આવ્યો. દીનુના બાંના તો હજી દીલમાં તાજા હતા, તેટલામાં વલી બાપે ડોળા કકડાવ્યાઃ એટલે બેવડું થયું. તેને કામ કશું સુઝ પડયું નહીં. જેમ તેમ એક કલાક ગયો કે બપોરની રજાનો વખત થયો. જીવણજી પાછો તેની સાથ વાત કરવા આવ્યોઃ "કેમ? કાલે ભાંયખલે આવવુંચ કે?"

"કાંહ? ભાયખલે? તું જવાનો છે કે?"

"હા, રજા મલશે તો જવસ."

"પણ સરત જોવાની કંઈ શેઠ રજા આપે નહી તો?"

"નહીં આપે તો મારી પાસ બીજીબી હીકમત છે. મુંબઈમાં મારી મમઈ બપઈ કોઈ મરવા પડીચ કરીને કેહવસ."

જમશેદને હસવું આવ્યું, ને તે બોલ્યો. "ઠીક છે, જોઈશું! વારૂં કેટલે વાગે જવાનો છે?"

"ત્રન વાગે, બપોરનાં, આવવુંચ કે?"

"હા, આવસ!"

બપોર પછી, પાછો કામનો વખત થયો, અને જમશેદ બાપને બાહેર જવાની વાર જોવા પડયો. અંતે શેઠ ગયા, ને સરાફ પણ ગયા. બધા ગયા; ફકત સીલવા કાંઇ કાગળોને સરનામાં કરવાનાં હતાં તે કરવા બેઠો હતો, અને ત્યાંનો 'બોય' (પોર્યો) તે કાગળ તપાલમાં નાખવા લઇ જવા માટે ઉભો હતો.

જમશેદ ધીમે પગલે બાપના ઓરડામાં ગયો, અને તેવણની ટેબલ ઉંઘાડી. કળ નવી હતીઃ તેથી અવાજ થયો, અને બે વખત સીલવા લખતો ચોંકીને જોવા પડયો. પણ એ તો શેઠનો પુત્રજ હતોઃ માટે તે કશું બોલ્યો નહીં. એમ કરતાં થોડી વારે વળી પાછો કળ ફેરવવાનો અવાજ આવ્યો, અને જમશેદ ખાનું બંધ કરી ધીમેથી પાછો બાહેર નીકલી ગયો. સીલવાનું કામ તો હજુ બાકી રહેલું હતુંઃ માટે તે તો તે પુરૂં કરવા બેઠો, અને પેલો પોર્યો પણ તેની પાસે ઉભોજ રહયો.

~~~~~~~~

## પ્રકરણ ૨૯ મું.

### સુધરેચ કે બીગડેચ; એ શું?

તે દહાડે જમશેદ જલદી ઘરે ગયો. આજેજ તે ઘણે દહાડે ઘરમાં રહયો. તેની મા આજે તેને ઘરમાં રહેલો જોઇ ખુશ થઇ. તેને અનેક ગમત આપી રોજ ઘરમાં રાખવાનો તેણીએ ઘણા દહાડાનો વીચાર કરીને રાખ્યો હતોઃ માટે આજે તેને લલચાવવા તેણીએ એક પાંનાનો કાર્ડ (ઘણા દહાડા થયાનો મંગાવી રાખ્યો હતો તે) કાઢીને જમશેદ અને છોકરીઓ સાથ રમવા બેઠી. બંને બેહનોએપણ જમશેદને ગઇ કાલની કશી યાદ ન આપતાં તેને અનેક ગમત આપવા માંડી. દીનુ મનથી મગન થવા લાગતી કે "સહવારે એને એટલુંબી કહ્યું તો વારૂં એ જરા સુધરવાની કોસેસ તો કરેચ." બેહન ગુલાં ભાઇને રાજી રાખવા માટે બાહેરથી ગમે એવો ખુશાળ દેખાવ રાખતી, પણ ગઇ કાલની વાતની યાદ તેણીને ભાઇનું મ્હોં જોતાંને વાર આવી જતીઃ તેથી તે જીગરથી તેને માટે બલતી. આ શેઠ ખાનદાનના નગીના માટે તેની વ્હાલી માતાનેપણ કાંઇ થોડો બલાપો ન હતો; તોપણ આજે તે ઘરમાં રહયો તો તે દહાડે બધો મનનો ઉભરો કાઢવાનો વખત ન હતો. મોટીબાઇ ભોળી માતા હતીઃ તેથી બને ત્યાં સુધી પોતાનાં બચ્ચાંને કોઇ રીતે દુઃખી કરવા ઇચ્છતી ન હતી. તેની જગ્યાએ જો કોઇ બીજી માતા હતે તો આજે જેવો જમશેદ ઘરમાં રહયો કે તેના છાલ છોરાં કાઢી નાખતે અને બોલાએ એટલું બોલી, પોતાનો ઉભરો ખાલી કરતે, પણ મોટીબાઇએ તેમ કીધું નહીંઃ કેમકે તેમાં કશો ફાએદો થનાર નથી, એમ તેણી સારી પેઠે જાણતી હતી.

પણ ત્યારે હવે એ સઘળાંની માયા ને મેહેરબાનીની અસર જમશેદ ઉપર કેવી થઇ? તેને કંઇ લાગ્યું કે નહી? હા! તેને લાગ્યું ખરૂં, પણ ઘણું થોડું. જેટલું જોઇએ એટલું નહી. એ સઘળાં ઉપરથી તે એટલું તો સારી પેઠે સમજ્યો કે તેની મા બેહનો તેને ખરાબ રસ્તેથી દુર રાખી સમાર્ગે લઇ જવા માટે કેટલાં બધાં ખંતી હતાં. પણ તેમાં શું થયું? એટલાંથી તે કાંઇ સુધરી જવાય કે? કદાચ ધીમે ધીમે તેમપણ થતે! પણ પેલો છીંવણ તો જમશેદને જુની પેઠે વલગ્યો હતો, તેનું કેમ? તે કાંઇ જમશેદનાં મન ઉપર સારી અસર થવા દીએ કે? હા, જો તેની જગ્યાએ આજે આગળો બરજોર માણેકના નસરવાનજી કે તેનો દીકરો બરજોર પણ હતે તો તેની વાત જુદીજ હતી. ત્યારે તો જમશેદે જુદોજ માર્ગ અખત્યાર કીધો હતો. પણ ત્યારે હવે તેણે શું કીધું? તે તો હવે પછી જણાશે.

બીજે દહાડે સહવારે જમશેદ ઘણો જલદી ઉઠયો. તે સકાળે નાહી ધોઇ, ચાહે નાસ્તો કરી, પરવાડી ગયો; અને સાડા આઠમાં તો કપડાં પેહેરી બાહેરપણ ગયો. તે પાધરો સ્ટેશન પર ગયો, અને ત્યાં તેના બીલા બાગના, નામદાર મીત્રોની ટોલીમાં મલી ગયો. ત્યાંથી તે મુંબઇ ગયો, જયાંથી બધા મીત્રો વીકટોરીઆ ગારડન્સ, ગોડી, વીગેરે જોવા ગયા. પછી એક હોટેલમાં સઘળાઓ ધામો નાખી પડયા, અને સાંજે સરત જોઇને પા-
~~~~~~~~

છા પોતાના ઠેડાવ પ્રમાણે (પોતાની કોઠલી ભરવા કે પછી ખાલી કરવા—ગમે તે કહો) લીલાબાગમાં પધાર્યો. વાંદરે જતાં રસ્તામાં જમશેદને માસીની નાજાંનો વીચાર આવ્યા કીધો, અને જો બંને તો તેને મલીનેજ જવાનો ઠરાવ કીધો.

## પ્રકરણ ૩૦ મું.

### " જરા મજાહ મારવા ને ખીસાં તર કરવા "

આપણે જોઇ ગયાં તેમ લીલા બાગમાં જવા માટે જમશેદ પોતાના મીત્રો સાથ ગાડીમાં બેઠો બેઠો નાજાંનો વીચાર કરતો હતો, અને જો બને તો ધનમાસીને ત્યાં જઇ નાજાંને મુલીને પછીજ ઘર જવાનો તેણે ઠરાવ કીધો હતો; પણ તેજ વખતે નાજાંબી તેની પાસેનીજ ગાડીમાં પોતાની સહી સાથ બેઠેલી હતી. આજે એટલે તે દીવસે તેણી મુંબઇ ગઇ હતી, અને ત્યાંથી પાછી ફરતાં એજ ત્રેનમાં તે પણ પોતાને ઘર આવતી હતી. બંને પાસે પાસેની ગાડીમાં હતાં, તોપણ તેઓને એક બીજાં વીષે ખબર ન હતી. પણ વાંદરાનાં સ્ટેશન ઉપર ગાડી થોભતાં બંનેને ત્યાંજ ઉતરવાનું હતું : એટલે સ્ટેશન ઉપર તેમનો મેલાપ થવાની વક્કી હતી, અને તેમજ થયું.

" ઓહો, જમશેદ ! કાંહ જાઓચ ?" નાજાંનો પાછલથી અવાજ આવ્યો, અને જમશેદે પાછું ફરી જોયું.

" ઓ, નાજાં ! કેમ ?તમે કંઇ અત્યારે સ્ટેશન પર ?" જમશેદે પુછ્યું.

" હા! આજે હું મારી સહી રતનબઇને મલવા મુંબઇ ગેઇતી, તે આએજ ત્રેનમાં આવી. પણ તમે આજે અહીં કાંહ આયાતા? આપરે ઘેરબી ગોયાતા કે ?"

" અરે પણ, હુંબી આઅે હમણાજ ઉતર્યાં ને !"

" એટલે ? તારે શું તમેબી હમણાંજ વાંદરે આયા કે ? હારે હવે કાંહ જાઓચ ?"

" હારે હા, જરા મજા મારવા, ને ખીસાં તર કરવા !"

" એટલે, તે શું વરી, જમશેદ?" આ વેલાએ નાજાં પોતાની સહી જરબાઇ સાથે ગાડી આગલ આવી લાગી, અને જમશેદને ઘર આવવાનું નોતરૂં દીધું.

" જમશેદજી, જો ઘેર આવો સાથે; ગાડીમાં જગ્યાબી ઘણી છે. કેટલુંક થયું માસીને તો મલ્યાજ નથી, ને જો માસી જાણશે તો ગોસો કરશે જો."

" અરે, નહી ! પછી આએ હેલીનું શું થાએજે ? આજે આએ દબ્બાઓની પાસે સારી કાંની પૈસા પરાવવાના છે." એમ કહેતાં જમશેદે પોતાના નામદાર મીત્રો કુંવર તથા જીવણ તરફ આંગલી બતાવી. નાજાં તેમને જોઇ મનથી કચવાઇ, અને જમશેદ જેવો આવો ખાનદાની આદમી પણ લીલા બાગ અને તેની ભુલામણીમાં ફરે છે, એમ ધારી મનથી અફસોસ કરવા લાગી. પણ તેણીની સાથે પોતાની સહી હોવાથી તથા જમશેદ સાથે પણ પેલાઓ હતા: એટલે તે કશું બોલી શકી નહીં. જમશેદે 'જો બનશે તો માસીને ત્યાં ફેરો મારવાનું' વચન નાજાંને આપ્યું, અને નાજાંની ગાડી ઉપડી.

જમશેદ પોતાના મીત્રો સાથ લીલાબાગ ભણી ચાલ્યો, અને ત્યાંની ભુલ ભુલામણીમાં પાછી એકથી વધુ ચોકડી રમખાણ મચાવવા પડી. જમશેદ હરખભેર આ મકાનમાં દાખલ થયો ખરો, પણ તે તો તમામ તરીઆ ઝાટક થઇ ગયો. ગજવાં ભરી નોટનો થોડો લઇ આવ્યો, પણ જયારે નીકલ્યો ત્યારે તેની પાસે રેલવેમાં બેસી ઘરે જવા જેટલા પણ પૈસા બાકી રહ્યા નહી. વળી એટલુંજ નહીં પણ તેના પગ વટીક ઘરે જવા જેટલા મજબુત દીસ્યા નહીં. હવે શું કરવું, તે તેને સુઝયું નહી. જીવણ તેની સાથ બાહેર નીકલ્યો તો ખરો; પણ ભુલામણીથી બાહેર લીલાબાગના દરવાજા સુધી આવીને તે કોણ જાણે કયે રસ્તે ગેબ થઇ ગયો, તે જમશેદને જણાયોપણ નહીં. વલી જમશેદે ઘડયાલ કાઢી જોયું તો બાર વાગી ગયલા : એટલે હવે ત્રેનબી હાથમાં આવે એવું નહી હતું. જમશેદ વીચારમાં પડયો. હવે જવું કયાં? ફક્ત તેને માસીનું ઘર યાદ આવ્યું, અને તે ત્યાંજ

જવા નીકળ્યો. એટલું પણ ચાલવાની તેનામાં તાકાત રહી ન હતી; તોપણ જેમ તેમ ગયો તો ખરો. હવે બાર વાગતે બારણું કોણ ઉઘાડે? એ તો સારે ભાગ્યે તેનો અવાજ નાજાંએ પારખ્યો, અને પોતાની માને કાલાવાલા કરી તેને ઘરમાં લીધો. તેના મ્હોંમાંથી નીકળતા દારૂના વાસે ધનમાસી મુખ ખીજવાયાં, અને જમશેદ મુગો મુગો ધનમાસીએ બતાવેલા ઓરડામાં ભરાઈ સુઈ ગયો. જો નાજાંએ કાલાવાલા ન કીધા હતે તો આજે ધનમાસી આવો છાકટો થયલો જમશેદને ઘરમાં દાખલ પણ નહીં કરતે, અને બે ચાર શીખામણના શબ્દો બોલી પાછો વાલતે. પણ એ તો નાજાંને લીધે એટલોબી ઘરમાં દાખલ કીધો. નાજાંએ તેને સહવારે સમજાવવાનો ઠરાવ કીધો. વળી ધનમાસીએ તો તેનો સહવારનાં મુખ ઝાંખાં કાઢીને તેનાં મા બાપને બધી વાત કહેવાનો સુતાં સુતાં વીચાર કરી મુકયો. પણ તેઓ પોતાના વીચારમાં કેમ ફાવરો, તે તો હવે પછી જણાશે.

## પ્રકરણ ૩૧ મું.

### "એને ઘેર આવવા દેવો, પછી એની વાત."

જે દહાડે જમશેદ મુંબઈથી વાંદરે અને વાંદરેથી પાછો મુંબઈ રખડી રઝળીને સેવટે અધરાત્રે તે ધારતો હતો તેમ પોતાની કોડળી ભરવાને બદલે ઉળટો ખુહાર થઈને બાહેર નીકળ્યો, અને ધનમાસીને ત્યાં રાતો રાત આસરો શોધવા ગયો. તે દહાડે તેના ઘરમાં શું થયું?

તે દહાડે જામાસ્પ શેઠ જલદી ઘરમાં આવ્યા, અને સાંઝની ચાહ (વાંચનાર જાણે છે કે જામાસ્પ શેઠને ત્યાં સાંઝે બધાં સાથે ચાહ પીવાં હતાં.) પીવા બેઠાં બેઠાં આસપાસ જોઈને બોલ્યાઃ

"મોટી? એ જમશેદ કાંહ છે?"

"બાવાજી, જમશેદ હજુ ઘેરમાં નથી આયો." ગુલબાનું બોલી.

"શું? એ નથી આયો? ત્યારે પણ એ ગીયોચ કાંહ જે?"

"પણ ત્યારે એ ઓફીસમાં નથી કે જી? તાંહથી ગીયો કે શું?"

"અરે, પણ એને ઓફીસમાં જોયોચ કોણે જે? ઓફીસમાં તો આજે ફટકયોજ નથી. મેં આજે એનું મોનુંજ નથી જોયું." જામાસ્પ શેઠ લગાર ખીજવઈ ઉઠયા.

"પણ ત્યારે એ કાંહ ગીયો હોશે? બાવાજી; એ તો આજે સહવારથી જલદી નાસ્તો ખાઈને તમારી અગાઉ ચાલી ગીયો તો!"

"એ આજે ઓફીસમાં નહીં આવવાનો ઉતો, તો એને મારી પાસ રજા માંગવી ઉતી. એ એમ કહ્યા પુછયા વગર જાંહ ગમે તાં જાએ, એ સારૂં નહીં. ઠીક છે! એને આવવા દેઓ, પછી એની વાત! જોઓ, છોકરીઓ! જેવો એ આવે કે તરત મને કેહજો; પછી એની વાત."

"વારૂં બાવાજી" બંનેએ સાથે જવાબ દીધો. તેમની માતા મોટીબાઈને આ વાતથી વળી કોઈ નવો અફશોસ થવા લાગ્યો.

ચાહ પીને શેઠ પણ આજે ફરવા નહીં ગયા, અને ઘરમાંજ રહ્યાઃ કેમકે તેવણને આજે જરા કામ હતું. ઓફીસેથી ચોપડા તપાસવા આજે શેઠ ઘેર લાવ્યા હતા, તેપણ હવે તેવણ તે કામ લઈ બેઠા. દીનુએ આજે નવો ગલીચો ગુંઠવા માંડયો હતો. પણ તેનો ટાંકો હજુ તેણીને બરોબર આવડતો ન હોવાને લીધે ગુલાં તેની સાથ માથાઝીક કર્યા કરતી હતી, અને મોટીબાઈ તેમનીજ પાસે બેસી એક નવી વારતાની ચોપડી વાંચતાં હતાં. એ રીતે સઘળાં પોત પોતાનું કામ લઈ બેઠાં હતાં? એટલે તેમને વખત બીલકુલ ભારી લાગતો ન હતો. પણ મોટીબાઈનું બધું ધ્યાન દીકરામાં ભરેલું હતું.

આજ વળી તેવણનો હસતો મુખડો ગમગીન થઈ ગયો હતો. શેઠ ચીરડાએલા હતા, અને આજે તેવણ કશું બોલી શકતા ન હતા; અને શેઠેજ ચોપડા ઉંચા કરી બાણુંને કળ દેતાં પુછયુંઃ "કેટલા વાગા?"

ગુલાંએ તરતજ ઘડીઆળમાં જોઇને કહ્યું "બાવાજી, નવમાં પાંચ ઓછી છે." મોટી બાઇ નવનું નામ સાંભળી એકદમ ચમકી ઉઠી ઘડીઆળભણી જોવા લાગ્યાં.

"જમશેદ આયોચ કે," વળી પાછું શેઠે પુછ્યું. અને મા દીકરીઓ એકબીજાંનું મ્હોં જોવા મંડયાં. આખરે ગુલાંજ બોલીઃ "નહીં, બાવાજી! હજુ નથી આયો." "ઠીક છે, ત્યારે. ચાલો, જાઓ! ભોણુ કરો. એને સારૂ કાંહ સુધી ખોટી રેહે? નવ વાગા ને વખત થઇ ગીઓ. એ વખત કંઇ બાહર ફરવાનો?"

'વારૂંજી' કરી સઘળાં ઉઠયાં, ને ભોણું કરવા ગયાં. મોટીબાઇએ જમશેદનું ભોણું પેહલું કાઢીને તે ગરમ રહે એવી રીતે ચુલાવતી ઉપર ઢાંકયું; પછી સઘળાં જમવા બેઠાં. જમતાં જમતાં કોઇ ઝાઝું બોલ્યું નહીં. બાપ દીકરીઓએ તો થોડી પણ વાતચીત કીધી, પણ મોટીબાઇ તો કાંઇ બોલ્યાંજ નહીં. ખાઇ પીને સઉ કોઇ પોતપોતાનું કામ લઇ બેઠાં. એમ કરતાં પોણાંઅગીઆર વાગ્યા. અંતે શેઠ ઉઠયા. "ગુલાં કેટલા વાગાચ, દીકરા" (શેઠ ઘડી ઘડી કેટલા વાગ્યા કરી પુછતાં, તેનું કારણ એ-કે ઘડીઆલ તેવણુની પીઠ તરફ હતું અને ગુલાં સામીજ બેઠી હતી.)

"પોણાઅગીઆર થયાચ, બાવાજી" ગુલાં બોલી.

"પોણાઅગીઆર!" શેઠ ચોંકીને બોલ્યા "ને હજુ જમશેદ નથી આયોની?"

"નહીં બાવાજી, હજુ નથી આયો. એ ઠંડીની મોસમમાં હજુ બાહેર શું કરતો હોશે?" બોલી દીનુએ ટીકા કીધી

"એનું માથું ફોડતો હોશે! ચાલો, હું તો હવે સુઇ જાઉંચ. છોકરીઓ, તમે ઉઠી જાઓ; હવે વખત થઇ ગયો. ને મોટી, તુંબી સુઇ જા. એમ એને રોજ જાગી જાગીને તો તું કામ વધારેચ! કેમ શું છે? વળી માથું દુખેચ કે?" મોટીબાઇ કશું બોલ્યાં નહીં. તેવણુની આંખમાંથી આ વેળાએ તરતર આંસુઓ ટપકયાં. એટલું ઠીક હતું કે તેવણુ ઓથામાં બેઠેલાં હોવાથી કોઇએ જોયાં નહીં. શેઠ પણ તેવણુને દલગીર ધારી હવે વધુ દુઃખી ન કરતાં મુગા મુગા ચાલી ગયા.

થોડી વારે છોકરીઓ બોલીઃ "માએજી! જાઓ, તમે પોહડી જાઓ. અમુને ઉંઘ નથી આવતી. અમે બારણું ઉઘાડશું, ને એ જમવા માંગશે તો ભોણુંબી આપશું." "માંએજી, જાઓ, તમે સુઓ; તમારી આંખ વળી પાછી ખેંચાઇ આવીચ ને ઉજાગરો કરશો તો વધારે દુઃખશે." ગુલાં કાલાવાલા કરવા લાગી. પણ આજે મોટીબાઇએ કોઇનું માન્યુજ નહીં. તેવણુને હવે શક ગયો કે રખેને જમશેદ કેયે પીઠાંબીઠામાં મોડી રાત સુધી રેહતો હોય, અને ત્યાંથી પીને આવતો હોય. "ગુલાં, દીકરી! તે દહાડે જમશેદે ખાધુંતું કે?" ગુલાં અને દીનું એક બીજાંનું મોહ જોવા પડયાં. અંતે દીનુંજ બોલી "નહીં માએજી; છેક અંધારી રાતે તે કંઇ ખાવા ગમે; એ તો આયો તુવોજ પોહડી ગીયો તો."

દીનુ સમજી કે મેં માએને ઉડાવ્યાં, અને જમશેદની પેલી (છાકટા થવાની) વાત માએને કહી નહીં. પણ તેમ કશું થયુંજ નહીં. દીનુના બોલોથી તો મોટીબાઇનો શક મજબુત થયો. તેવણ વધારે ફીકરમંદ બન્યાં. તેવણે હવે ઘણી બોહોંસ કરીને બંને છોકરીઓને સુવા મોકલી, અને પછી પોતે બારીએ વીચારમાંજ બેસી રહ્યાં. અંતે બાર વાગ્યા, પણ જમશેદ કાંઇ આવ્યો નહીં. એમ કરતાં એક વાગવા આવ્યો. હવેજ તેવણુની આંખમાં પણ ઝોંકા આવ્યા; તેવણ ખુરસી ઉપરજ ઉંઘાઇ ગયાં. થોડી વારે રેઝ (કુતરાં)ના ભોંસવાથી તેવણ ચમકી ઉઠયાં, અને બારીએ જોવા દોડયાં. પણ જમશેદ નહીં મળે. "એ ભાસતો કાંએ હોશે?" તેવણ મનથી વીચારવા લાગ્યાં. "હોશે, વળી કંઇ ઓરો બોરો જોયો હોશે." કરીને તેવણ દીવો લઇ ઘડયાલ જોવા ઉઠયાં, તો પોણાત્રણ જોઇ હીબકી ગયાં. "ઓ, પોણાત્રણ, ને હજુ એ નહીં મલે! હવે શું આવતો તો? નાટકનોબી વખત તો વીતી ગયો, હવે તો જે હોય તે સુહવારેજ તો." અંતે બીચારાં મોટીબાઇ ફીકરમંદ દીલે સુવા ગયાં.

## પ્રકરણ ૩૨ મું.

"ઠોકરાશે ત્યારેજ ઠેકાણે આવશે."

"કેમ? પછી જમશેદ કયારે આયો, મોટાં?" જામાસ્પ શેઠે બીજી સહવારે નાસ્તો કરવા બેસતાં પુછયું.

"નહીં જામાસ્પજી, એ રાતનો આયોજ નથી; એ કાંહ હોશે?" મોટીબાઈએ ફીકરમંદ ચેહરે પોતાના ધણીના સવાલનો જવાબ વાલ્યો.

"શું? હજુ નથી આયો? એ શું બોલેચ? ત્યારે એ કાંહ ગીયો? તેં રાતે કેટલો વાર સુધી એની વાર જોઈતી?" જામાસ્પ શેઠે પોતાની ધણીયાણીનો ફીકકો ચેહરો જોઈ પોતે પણ ફીકરમંદ થઈ ઉપરાસાપરી સવાલો પુછયા

"છેક્ તણ વાગે હું સુતી." મોટીબાઈ દુ:ખથી બોલ્યાં.

"અરરરર! કેટલો ઉજાગરો? એમજ તારી તબીએત બગરેચ. મોટાં, હું તુંને ના કેહચ કે તું એટલો બધો ઉજાગરો ના કર! પણ વારૂં, એ કાંહ ગીયો હોશે? તું કંઈ જાણેચ?"

"નહીં, કોણ જાણે, મને કંઈ ખબર નથી."

"છોકરીઓ, તમુંને કંઈ ખબર છે? એ તમુને કંઈ કહી ગીયો તો?"

"નહી, બાવાજી; અમુને કંઈજ ખબર નથી. અમે તો એમ સમજ્યાં કે આફીસમાં કંઈ કામ વધારે હોશેઃ તેથી એ જલદી જાએચ" બેઉ છોકરીઓ બોલી.

"ઠીક છે, જોઉંચ; હું જાઉંચ ને ખબર કાઢુંચ" એમ કહી જામાસ્પ શેઠ બે બુક ખાધા, નહી ખાધા, કરીને જલદી નાસ્તા પરથી ઉઠી ગયા, અને ઝહેલાં કપડાં પેહરી લઈ ઓફીસે ગયા.

ઓફીસે આવ્યા, તેવાજ શેઠ આગલા હોલનાં બધે નજર કરતા ગયા તો જીવણજી શીવાએ સરવ કલારકો પોતાની જગ્યાએ બેઠેલા જણાયા. શેઠ પોતાના ખાનગી ઓરડામાં ગયા, અને જીવણજીને તેડું મોકલ્યું.

"જીવણજી હજુ નહી આયા" સીલવાએ કહેવાડયું.

"જેવો આવે તેવો જલદી એને અહીં મોકલજો." શેઠનો પાછો હુકમ આવ્યો.

જીવણ અગીઆર વાગ્યા સુધી તો આવ્યો નહીં. પણ પછી જેવો આવ્યો કે તેવોજ સીલવાએ શેઠના હુકમની ખબર તેને કીધીઃ જેથી તે શેઠ પાસે ગયો.

શેઠે અંદર બોલાવ્યો, અને જીવણજી ધ્રુજતે તાંતે શેઠના ખાનગી ઓરડામાં દાખલ થયા.

"કેમ? આજે એટલા મોડા કેમ આવ્યા?" શેઠે તેના મ્હોં ભણી ટીકતાં પુછયું.

"આજે જરા મોડું થયું, સાહેબ! જી, હું મુંબઈથી સહવારેજ આવ્યો." જીવણે બચાવ કીધો.

"તે ગમે તે હોય, તેનું મારે શું? જાઓ, એવાં બાહનાં કંઈ ચાલશે નહીં. તમે રાતનાજ કેમ નહી આયા? સહવારે શું કામ આયા?"

"રાતે આવવાનું બન્યું નહીં, સાહેબ" જીવણે વલી પાછું બચાવની ઢપે કહ્યું.

"જમશેદબી કાલે તમારી સાથે મુંબઈ આયો તો કે?" વલી પાછું શેઠે જીવણ ભણી તીકી તીકીને સવાલ કીધો.

"હા, સાહેબ,"

"ને તમે લોકો -સરત જોવા ગયા હતા કેની?"

"હા, સાહેબ."

"હંઅં! નેપછી જમશેદને કાંહ મુકી આવ્યા?"

"શું પુછયું, સાહેબ?" જીવણ ગભરાવા લાગ્યો. તેને જવાબ દેવાની ફરજ પડયાથી તે કાંઈ મનમાંથી ગોઠવી કાઢવાની તક લેવાના ઇરાદાથી તેણે પોતે નહીં સાંભલ્યું હોય તેમ પાછું પુછયું.

"હું એમ પુછુંછ કે પછી તમે જમશેદને કાંહ મુકી આયા? હવે સમજ્યા કે?"

"હાજી, જમશેદજી તો બાંદરે રહ્યાતા!"

"શું, તમે તેને બાંદરે રસ્તામાં મુકીને ચાલી ગીયા કે? પણ વારૂં, ત્યારે કેટલા વાગેલા હતા?"

"સાહેબ, અગીઆર વાગી ગીયાતા?"

"હંઅં! અગીઆર વાગે રાતે તમે તેને બાંદરે મુકીને ચાલી ગીએલા. વારૂં, પછી તે તમુને પાછો કયારે મલ્યો?"

"નહીં સાહેબ! મને જમશેદજી ત્યાર પછી મલ્યાજ નથી."

"હું઼અ઼; વારૂં ઠીક છે. હમણાં તો જાઓ, પણ જોઓ, જીવણજી; યાદ રાખજો કે ફરીથી એવું નહી થાએ! જો બીજી વખતે તમે કે જમશેદ કે પછી કોઇ પણ રજા વગર કેડેથી જશો કે મોરીસે મોડા આવશો, તો પછી બીજેજ દીનથી ચાકરી પરથી બરતરફ કીધામાં આવશે. ચાલો, જાઓ; હવે તમારૂં કામ કરો ને જાઓ, ને મેં કહ્યુંચ તે યાદ રાખજો" શેઠે હવે બારણું બતાવ્યું, અને જીવણ ખુશીથી ત્યાંથી બાહેર નીકલી ગયો.

આજે પણ જામાસ્પજી સકાળે ઘેર ગયા. જમશેદ ઘેર આવ્યો કે નહીં તે જાણવા માટે તેવણ બહુ અધીરા થયા હતા. પણ ઘેર જઈ જોએ શું કે જમશેદ ત્યાં ન હતો, અને તે માટે તેનીમા બેહનો ઘણાં વધુ ફીકરમંદ હતાં.

શેઠે ચાહ મંગાવી. સઘળાંઓએ વલી પાછાં મુંગા મુંગા ચાહ પીધી. ચાહ પીધા પછી છોકરીઓ બાગમાં ગઈ, અને બંને એકલાં પડવાથી મોટીબાઇએ પોતાના ધણી સાથ જમશેદ વીશે વાત છેડી: "કેમ પછી, કંઈ જણાયું કે, જામાસ્પજી? જમશેદ કાંહ ગીયોચ? કંઈ ખબર પડી?"

"હા, એ કાલે ભાયખલે સરત જોવા જીવણની સાથે ગીએલો ને તાંહથી તેની સાથે વાંદરે ગીયો. પછી તાંહજ રહેયોચ; તે માસીને ઘેર હોસે. આવશે પોતાની મેરે, તું શું કરવા અમથી ફીકર કર્યા કરેચ?" શેઠ બોલ્યા.

"પણ હું શું કરૂં, જામાસજી? મને કંઈ સુઝ પરતુંજ નથી. જરા એટલી જઈને બરોબર ખબર કાઢો કે તાંહજ છે કે નહી. જો તાંહ હોય તો હું કંઈ બોલું નહીં." મોટીબાઈએ કાલાવાલા કીધા.

"નહીં, હું કંઈ જવાનો નથી. આવશે પોતાની મેરે! હું જવસ તો ઉલટો વધારે ભારી થસે. એ કંઈ નાંધલો નથી કે કેડો ભુલો પરસેનું છે."

"પણ, ત્યારે વારૂં તાંહ નહી હોશે તો? તાર કરીને ધનબાઇ પર પુછાવી જોઓની? જો બધી મરી જાંઉ! એટલું કરો!" મોટીબાઈ આંખમાં આંસુ સાથ બોલ્યાં.

"નહીં, નહીં! મોટાં, તું એમ નાદાન ના થા. હોશે જાંહ હોશે તાંહથી આવશે પોતાની મેરે! ગમે તાં હોશે; માસીને તાંહ નહીં હોશે તો બીજે ઠેકાણે હોશે. ગીયો શું કરવા એ? કંઈ નહીં; એને ખાવા દે ઠોકર. એ પોતાની મેરે ઠેકાંણે આવશે. ગમે ત્યારે આવે, પણ હવે હું એને સારૂ કેડે જવાનો નથી. એ ઠોકરાશે, ત્યારેજ ઠેકાંણે આવશે!"

## પ્રકરણ ૩૩ મું.

### હોરમજદયારની પેઢી—એક ગુંચવાડો—એક ખોટો ચેક.

જામાસ્પ શેઠે તે દહાડે ખાલી ધરપચ્યુ તો ઘણી કીધી અને જમશેદની પોતે કશી દરકાર ન કરતા હોય એવું દેખાડયું, પણ ખરેખર તો તેવણ પણ પોતાનાં મનથી તેને માટે બીહવા લાગ્યા. તેવણ જલદીથી તેની પાછા ફરવાની રાહ જોવા પડયા. તે રાત્રે સઘલાંને સુવાડીને પોતે જાગતા બેઠા, અને 'જમશેદ હવે થોડા વખતમાં જરૂર આવશે' કરી પોતે તેની વાર જોવા લાગ્યા. પણ જયારે અંતે એક વાગ્યો અને તે આવ્યો નહીં ત્યારે પોતે સુવા ગયા. તેવણ તો આવ્યાનો ખખડાટ સાંભલતાંજ મોટીબાઈ જાગી ઉઠયાં, અને "આયો કે?" કરીને અરધાં ઉંઘમાંજ ભડકીને ઉઠી પુછવા પડયાં. પણ જામાસ્પજીએ તેવણને ધીરજથી સમજાવીને સુહવારને સહવાર જમશેદની સઘળે ખોળ કરવાનું જેમ તેમ સમજાવીને પાછાં સુવાડયાં. તોપણ કહેવું જોઇએ કે તેવણને પણ બહુ ચટપટ થયા કીધી.

જમશેદની વડી બેહન ગુલાંને તો આજે પોતાના ભાઈના ગુમ થવા માટે કાંઈ હજારો વીચાર આવ્યા: તેથી તે આખી રાત બીછાંણાંમાં જાગતી પડી રહી. દીનું ઉંઘાઇ ખરી, પણ જરા જરા વારે ઉંઘમાંથી ભાઈ વીષેના ભયંકર સ્વપ્નાંઓ જોઇ ભડકી ઉઠવા લાગી. સામતી રીતે આજે—એટલે તે દહાડે—કોઈ પણ શેઠનાં ઘરમાં નચીંતથી ઉંઘ કાઢી શ-

કહ્યું જ નહીઃ તેથી બીજી સહવારે સઘળાં અ-રેખાં બેચેન જેવાં દીઠાં.

શેઠે તે સહવારે ખામખા ચાહે નાસ્તાની વાર લગાડયા કીધી, કે જ્યાં ત્યાંથી મોડું થાય અને તેટલામાં જો જમશેદ આવી લાગે તો તેને માટેની શોધ કરવાની પંચાત મટે. પણ નહીં. અંતે ઓફીસમાં જવાનો વખત થવા આવ્યો. જમશેદ તો આવ્યો નહીં. એટલે શેઠને બાહેર નીકળ્યા વનાં ચાલ્યુંજ નહીઃ તેમણે નાસ્તો મંગાવ્યો, અને ઝડપમાં બે બુક ખાઇ લઇ ઉતાવળે ચાલી ગયા.

શેઠ ગયા પછી વડી દીકરી પાસે મોટી-બાઇ આવ્યાં. "ગુલાં૦ દીકરી, એક મારૂં કામ કરશે ?"

"હા, માએજી, બોલોની શું છે ?"

"જો, તારા બાપ પર કંઇ ભરોસો નહીં. એવણુને તો વળી કંઇ કામ બામ ધાર્યું હોય તો કરારે બેસી રેહે, ને કંઇ દરકાર કરે નહીં. જમશેદને ગીયાને આજે ત્રણ દહાડા થયા ને હજુ આયો નથી, તે મારો તો જીવ સીકે ઓરવાએમઃ તેથી તું મુંબઇ જા, અને બરજોર માણેકના નસરવાનજીને ઘેર જઇને બરજોરજીને મલીને તેને બધું કેહ. મારી તરફથી બી જરા કાલાવાલા કરીને તેને કેહ કે જરા વાંદરે જઇને એની ખોલ કરે; ને જો, માસીને ઘેર હોય તો તાંહથી સાથે લેતાંજ આવે."

"વારૂં માંએજી, જાંઉચ," એટલું બોલી ગુલાં કપડાં બદલવા ગઇ.

"ચાલની તો દીકરી, વ્હેલી થા! જલદી જશે તો એ બપોરે ખાવા આવેલો મલશે."

જ્યારે શેઠનાં ઘરમાં ઉપલી વાત થતી હતી અને શેઠ પોતાની ગાડીમાં બેસીને ઓફીસે જતા હતા, તે વેલાએ હોરમજદયારની પેઢી, જે વાંદરા અને તેની આસપાસનાં ગાંમડાંઓમાં ઘણી સધર ગણાતી હતી, તે તરફ જોઇએ. ખરૂં જોતાં તો તે પણ મુંબઇની એક બેંકની શાખા હતી. એ પેઢીનો અસલ સ્થાપનાર હોરમજદયાર નામે પારસી હતો, અને તેનાં નામ ઉપરથી તેને હોરમજદયારની પેઢી કહેતાં હતાં. તેનો મેનેજર, અને તેના હાથ તલેના બીજા બે ગ્રહસ્થો એક ચેક, જે મેનેજરના હાથમાં હતો તેની ઉપરની સહી તપાસીને કાંઇ પોતપોતામાં ગુસપુસ કરતા હતા. આ લોકોથી થોડે દુર આપણા બરજોરની લખવાની ટેબલ (કેમકે તે ત્યાં ચાકરી હતો.) હતી, જ્યાં તે બેઠો હતો. હવે જે વેલાએ પેલાઓ વાત કરતા હતા, તે વેલાએ બરજોરને કાંઇ કામે ત્યાંથી જવું પડયું અને તેને કાને નીચલા બોલો પડયાઃ

"હું ધારૂંચ કે એ છોકરાનુંજ કાંમ છે."

"એમ! ખરેખર જો તેમ હોય તો દલગીરીની વાત છે. મેં તેને જોએલો છે, ને દેખાવપરથી તો હું તેને એક ખરો ગ્રહસ્થ આસામી થવા લાએક ગણું છું."

"હાસ્તો, ગ્રહસ્થ આસાંમીને છાજતો છે તો, ખરોસતો. પણ જુગાર ને દારૂએ કોણનું તલ્યું નથી લાવી મુકયુ ?"

"એટલે? શું ત્યારે તમે એમ કહોચ કે શેઠનાનો જમશેદબી જુગારી છે?"

"હું કશા પુરાવા આપી શકતો નથી; પણ મને એમ લાગેચ. પણ જોઓ, કોઇ આગલ આ વાત બોલતા ના, હો. એ વાત હું તમુને તમારા વીશ્વાસ પર કહું છું."

"અલબત! અરે પણ જોઓ; આએ બરજોરજીને દેખારશો તો જે હોશે તે જણાશે. એવણ તેના અક્ષર જરૂર પારખશે."

"હા, પણ હું એ શેઠને પોતાને બતાવવા માંગુચ કે એ એક ખરો છે કે નહીં. અને જો નહીં હોય તો પુછવા માંગુંચ કે તેનું શું કરવું?"

"અરે, હા! પણ એવણજ તાંહ લઇ જઇને દેખારી બી લાવશે. અહીં આવો, બરજોરજી!"

"જી, સાહેબ કંઇ ફરમાસ!"

"જરા આએ અક્ષર જુવોની? એ કોણના છે?"

"એ તો, જમશેદજીબાના છે. બમારેપ શેઠના દીકરા જમશેદજીના" બરજોરે અક્ષર ઓલખી કહ્યું.

"વારૂં, આએ સહી કોણની છે?"

બરજોરે ચેક પાછો હાથમાં લીધો; ઘણી વાર સુધી જોઇને તે બોલ્યોઃ "કોણ જાણે, સાહેબ! એ અક્ષર મારા ધ્યાનમાં નથી આવતા."

"પણ ત્યારે શું એ જમાસ્પજીના નથી કે?"

"નહીં સાહેબ! બીલકુલ નહીં."

"ત્યારે શું એ કંઇ તેની નકલ છે?"

"બલબત, એમજ હોવું જોઇએ!"

"બરજોરજી, મેહેરબાંની કરીને એટલો ચેક એ શેઠની ઓફીસમાં તેવણને બતાવીને પુછી આવશો કે એ ખરીજ છે કે નહીં? અને જો બેઠી હોય તો તેનું શું કરવું, તે બી પુછતા આવજો. જો એ બીજા કોઇને બતાવતા ના." મેનેજરે બરજોરને નવું કામ સોંપ્યું. બરજોર લાગલો જ થઇ જમાસ્પ શેઠની ઓફીસે આવ્યો.

"શેઠ છે?" બરજોરે ત્યાં સીપાઇને પુછ્યું.

"હા, છે."

"જરી જઇને કહો કે બરજોર માણેકના બરજોરજી તમોને મલવા માગેછે."

"બરજોરજી, શેઠ ઘણા કામમાં છે તે મ-લાશે નહીં. તમે શું કહેવાને આવ્યાચ તે કહી જઓ." સીલવાએ જણાવ્યું.

"તમારા શેઠને કહો કે કામ ઘણું અગ-ત્યનું છે, ને વલી છુપું છે. તેમાં મને કશો સંબંધ કે લાભ નથી."

હવે શેઠને ચટપટ થઇ, અને તેવણે બરજોરને બોલાવ્યો.

"સાહેબ, મેહેરબાન!" બરજોર જતાને વાર નમ્યો.

પણ શેઠે તેનો કશો જવાબ વાલ્યા વગર ઘણાજ ઉતાવલનાં કામનું બાહણું કાઢી, તેને બાબ બેસવાની પણ ઇસારત કીધા વગર, તેનું કામ પુછવા પડયા.

"શેઠ, મેહેરબાની કરી આટલો ચેક તપાસી આપો કે એ ખરીજ છે કે નહીં. અને એની ઉપરની સહી તમારી પોતાની છે, કે નકલ કીધેલી છે."

શેઠે ચેક હાથમાં લીધો, અને તેના ઉપર જમશેદના અક્ષર જોઇ, ચોંકયા. તેની બાજુ પોતાની નકલ કીધેલી સહી જોઇ તેવણ વધુ ચોંકયાજ નહીં, પણ તેમનાં હાથ પગ જરીક ધ્રુજવા.

"બરજોર, એ કાંહથી લાવ્યો?" શેઠે અંતે પુછ્યું.

"જી, એ દાદરની હોરમજદયારની પેઢી પર ગઇ કાલેજ ભરાયો, અને આજે અહીં આવ્યો. મારા ઓફીસના મેનેજરે તે તમારી પાસ મોકલી એના સંબંધમાં તમારી મરજી શું કરવાની છે તે પુછાવ્યું છેજી." બરજોરે ખુલાસો કર્યો.

"બેસ. બરજોર; જરા બેસ, એ પેલો દાદી૰ કોણ છે? તેને તું ઓરખેચ?" હવે શેઠ નરમ પડયા."

નહીં, સાહેબ."

"આની ઉપર સહી કોણે કીધી હશે? તું શું ધારેચ?"

"સાહેબ! હું કશું કહી શકતો નથી. પણ પેલા બીજી બાજુ પરના અક્ષર તો જમ-શેદજી બાના છે."

"હા, તે તો છે," અને એમ બોલતાં જમાસ્પજી શેઠને બહુ દુઃખ લાગ્યું. થોડી વાર સુધી તેવણ કશું બોલી શકયાજ નહીં.

"બરજોર, મહેરબાની કરીને તારા શેઠને કહે કે એ ચેક ખરીજ હોય તેમ સમજે, અને એ વાત છુપીજ રાખવાની જો મારી ઉપર મેહેરબાની કરશો તો હું તમારો આભારી રહીશ. હું જાતે એ વાતની તલાસ ચલાવીશ."

"ઠીક છે, સાહેબજી" બરજોર જવાબ લઇ પાછો ગયો.

## પ્રકરણ ૩૪ મું.

### શું દીકરો ચોર?

બરજોર ગયા પછી ખાસ્સો અરધો કલાક સુધી શેઠ માથે હાથ દઇ બીચારમાં ને બીચારમાંજ બેસી રહ્યા; પછી પેલો ચેક પાછો લઇ તેની સહી બારીકીથી તપાસી જમશેદના અક્ષર પાછા તેપાસ્યા. પછી તેની તારીખ લેઇને પોતાનું બાણું ઉઘાડી એક ચોપડી કાઢી, અને તેમાંની તારીખો તપાસી તો સઘળું બરાબર જણાયું. અંતે તેવણે એક પુસ્તક હવે ઉલટા-વીને જોવા માંડયું. જે ચેક તેવણનાં હાથમાં હતો તેજ તેમાંથી ઘણી સંભાળથી કાપી કાઢી લીધેલો જણાયો. આ શોધ પછી તરતજ શેઠે ઘંટ વગાડયો, કે બાબુ સીપાઇ આવી ઉભો.

"સીપાઇ, કેસ્યરકુ બોલાવ."

"કેમ સાહેબ, શું ફરમાવ્ય ?"

"અહીં આવો; પરમ દહાડે સાંઝે છેલ્લું ઓફીસમાં કોણ હતું ?"

"સાહેબ, સીલવા અને માધુ સીપાઇ હતો. સીલવાને કાગળો પર સરનામાં કરવાનાં હતાં તે કરતો હતો, અને સીપાઇ તે પોસ્તમાં નાંખવા લઇ જવા માટે ખોટી હતો."

"ઠીક છે, જાઓ સીલવાને મોકલો," કેસ્યરે શેઠના હુકમ મુજબ સીલવાને મોકલ્યો.

"કેમ, સાહેબ."

"પરમ દહાડે સાંઝે તમે અને માધુ સીપાય ઓફીસમાં બીજું કોણ હતું ?"

"સાબ, જમશીદજી શીઠ હતા."

"જમશેદ તે વખતે મારા ઓરડામાં આયોં તો ?"

"હા, સૉબ; લખતો હતો તબ તેવણુ તમારા ઓરડામાં આંવ્યા હતા."

"જમશેદ અહીં ઘણો વાર રહ્યોતો વારૂ ?"

"નહીં સાબ, ફકત તેવણું અહીં આવ્યા પછી કળ ઉઘાડવાનો ખખડાટ મને સંભલાયો. થોડીક વારે પાછી કળ બંધ કરવાનો અવાજ આવ્યા બાદ તરતજ જમશેદજી બાહેર નીકળી ગયા હતા."

"ઠીક છે; જાઓ તમારૂં કામ કરો."

હવે અહીં શેઠના અંદેસાનો પારજ શો? પોતાનો દીકરો ચોર! જેની ઉપર તેનાં કુટુંબનો તમામ આધાર પડેલો, જે શેઠની પછી આવી મોટી પેહડીનો એકલો વારેસ થવાનો અને જેની ઉપર કુટુમ્બની આબરૂનો આધાર બંધાયલો, તે ચોર? એ વીચારજ શેઠને બાવરા બનાવવા માટે પુરતો હતો. તેવણુ પાછા ટેબલ ઉપર માથું નાખી વીચારમાં પડયાઃ તેવણુને કશું સુઝ પડયુંજ નહીં.

બીજી તરફ બરોબર પોણા બારે ગુલાં બરજોર માણેકના નસરવાનજીને ત્યાં જઇ પુગી, અને હાંફતી ફુંફતી તેવણુનાં ધણીઆણીને બરજોર કયાં હતા તે પુછવા પડી.

"એ કોણ ? દીકરી ગુલાં કે ? આવ માએ, આવ. બેસ દીકરી ! કાંએ એટલી બધી હાંફેચ, કાંએ શું છે, દીકરી ? સઉ સારી કાની તો છેની ?"

ગુલાંની આંખમાં પાંણી આવી ગયાં. તે રડી દઇ બધું કહી દેવા જતી હતી તેવામાં બરજોર આવી લાગ્યો, અને તેની મા ગુલા ઉપરની તરકારી દાજવાનો સોહરમ આવ્યાથી રાંધણુંમાં દોડી ગઇ.

"કેમ ગુલાં, શું છે ?" બરજોર સમજ્યો કે ગુલાં કાંઇ માઠા સમાચાર લાવી છે.

"બરજોર, અમુને તમારૂં કામ પરહુંચ ? જમશેદ નહીં મલે ! બે દહાડા જમશેદ ઘેરમાં આયોજ નથી. એ પરમ દહાડે જીવણજી સાથે ભાયખલે સરત જોવા ગીયો તો. જીવણજી આયો તોબી એ તો મલેજ નહીં. માએ કેહેવરાવ્યું ચ કે એટલા વાંદરે ધન માસીને ઘેર જઇને એની ખોલ કાઢજો, ને જો એ મલે તો મેહેરબાની કરીને તમારી સાથે એને ઘેર લઇ આવજો," ગુલાં રડતી આંખે દચકાં ખાતી બોલી.

બરજોરે તણીને ઘણો સધીઆરો આપ્યો, અને પોતાથી બનતું કરવા કહ્યું. "પણ ગુલાં ! વારૂં એ તાંહ નહીં મલે તો શું કરૂં ?"

"શું, નહીં મલે તો ? ઓ ! જો બરજોર, કંઇબી કરીને એને શોધી લાવો. કેટેથીબી એને તેડી લાઓ, જોઓ ; માએ કેવાં આખો આખો દહાડો ફરેચ, ને હું બી—"

"ચુપ, મુગી રેહ ગુલાં; એવી ના કર. એ તારા શું હાલ ? તારી સારીનું કંઇ ઠેકાણું નહીં મલે, ને માથુંબાનુંબી એ કેમ ?"

હવે ગુલાંનું ધ્યાન પોતાના પોશાક તરફ ખેંચાયું, પણ તેની તણીએ દરકાર કીધી નહીં. "ઓ ! મને હમણાં કંઇ ના પુછો. બરજોર, મારા ભાઇને કંઇબી કરીને લાવો, પછી બધું થશે." ગુલાં એકદમ કગલી પડી રડવા લાગી. બરજોરે તણીને પતાવી ઠંડી પાડી, અને તેજ દાવકે વાંદરે જવાની કબુલાત આપી. બરજોર અને તેની માંએને ગુલાં મલીને ઘર જવા કોડી ગઇ. (કેમકે આ કામ તણીએ પોતાની માએની ખાતર બાપથી છુપું કીધું હતું, ને જો બાપ રસ્તામાં મલી જાએ તો પછી ?)

## પ્રકરણ ૭૫ મું.

### જમશેદની શોધ.

ગુલાં ઘર ગઈ, અને બરજોર જમવા બેઠો. જમતાં જમતાં તેણે ગુલાંનું આવ્યાનું કારણ પોતાની માંએને સમજાવ્યું, અને તે બાનું બહુ દલગીર થઈ. બરજોર બે ઘુક ખાઈ લઈને તરત ઓફીસે દોડયો, અને 'આજે જરા ખાનગી પણ ઘણું અગત્યનું કામ છે' કહી રજા માંગી. તેના માયાલુ શેઠે તરત તેને રજા આપી તે સ્ટેસન પર દોડયો, અને પેહલીજ ટ્રેનમાં વાંદરે ગયો. ત્યાં જઈ ધનમાસીનું ઘર શોધી કાઢયું. એટલા ઉપરજ એક ડોસાં કચરો વાલતાં જોઈ તેવણને પુછયું.

"માંએ, ધનબાઈજી ઘરમાં છે?"

"નહી બા, કાંએ? ધનબાઈજી તો હમણાંજ બાહાર ગીયાંચ; પણ એવણની દીકરી નાંજા માંએ છે; બા આવોની અંદર?" ડોસાં બરજોરને ઘરમાં લઈ ગયાં.

"માએ, નાંજાં દીકરી, આએ કોઈ પારસી માંએને પુછેછ. તેવાણુને જવાબ આપ, માએ."

"આવો બાવા, અંદર આવો, બેસો અહીં" કહી ડોસાં પાછાં ફરયાં.

નાંજાં 'કોણ મલવા આવ્યું છે' તે જોવાની આતુરતામાં પોતાની ભરવાની (કેમકે હમણાં તે ભરવા બેઠી હતી) કોર એમની એમ છુટીજ કોચ પર મુકીને બાહેર દોડી આવી.

"ઓહો, બરજોરજી! અરે આવોની, આવોની તો; એબી તે કંઈ પારકું ઘેર છે કે શું? બાહેર ઉભા રહીને ઘર જોયા કરોચ તે!" નાંજાં (જેણી પોતાની માંસીને ત્યાં હતી ત્યારથી બરજોર સાથ સારી ઓલખ પડી હતી તેણી) એ બરજોરને આવકાર દીધો. બરજોર 'હાજી' કરતો અંદર આવ્યો.

"કેમ બરજોરજી! કાંહ આયાતા!" નાંજાં બરજોરને બેસાડી વાતે વલગી.

"નહીં, કંઈ નહી; જરા અંહીંઆજ ધનબાઈજી સાથે જરા મને કામ હતું."

"પણ માંએજી તો બાહેર અમારાં સગાંનો છોકરો ગુજરથાય તાંહ બેસવા ગીયાંચ, તે વખતે મોડાં આવશે. વખતે રેહવું પડે તો રેહે બી; પણ તમારૂં કાંમ શું છે જો! જો કેહેવાએ તેવું હોય તો મને કેહો."

"હાજી, ત્યારે તો તમારી મોટી મેહેરબાની થઈ. માફ કરજો, તમોને તસદી આપવી પડે છે. વારૂં, નાજાં માએ! કંઈ કાલે પરમ દહાડે શેઠનાનાં જમશેદજી અહીં આવ્યા હતા?"

"હા આવેલા; કેમ વારૂં, તેનું શું?" નાજાં ગભરાઈને બોલી.

"પણ એવણ તો કાલ સહવારના ગીયા બી?"

"શું, કાલ સહવારના ગીયા? કયાં ગીયા?"

"કાંહ ગીયા, તે તો કોણ જાણે? એવણ પોતાને ઘેર ગીયા હોશે, ને હમણાં બી તાંહજ હોશે."

"નહીં જી. એવણ તે દહાડેના ઘરમાં આવ્યાજ નથી: અને તેથી તો હું આવ્યોછું. વારૂં, એવણ પરમ દહાડે અહીં કયારે આવ્યા?" નાજાં એ બાબત કહેવાને અચકાતી જણાઈ.

"તમે શા માટે મને નથી કહેતાં? શું હું જમશેદનો કાંઈ દુશમન બુશમન છું?"

"નહી."

"ત્યારે મને શા માટે એ બીના કહેતાં નથી? તમારી બોલવાની રીતપરથી તો મને જણાય છે કે તમો જાણો છો?"

"હા, પણ એ કાંઈ સારી ખબર નથી." નાજાં અચકતી બોલી:

"તેના સારાંને સારૂજ હું તમુને તે કેહુંચ, બાકી બીજાં કોઈ આગલ એ વાત હું જાહેર કરતેજ નહીં. જમશેદજીએ રાત્રે બાર વાગે અમારૂં બારણું ઠોકયું તે માંએ ઉઘાડયું, ત્યારે તેવણ તદન દારૂની ખુમારીમાં હતા. માંએજીએ એ હાલતમાં તેને ઘરમાં લેવાનું સલામતી ભર્યું જોયું નહીં, પણ મેં કાલાવાલા કીધા કે હવે તો ટ્રેનબી નથી તે એ બીચારો એવી રાતે જાએ કાંહ? તહારે માંએ એને ઘરમાં લીધો, ને માળ પરના ઓરડામાં સુવા મોકલ્યો, ને સહવારે મોટીબાઈ માસીને તેડાવીને તેવણને બધું કહીને સાથે જમશેદજીને મોકલવાનો વીચાર કીધો. પણ સહવારે તો અમે માળ પર જોવા ગીયાં, ત્યારે એ તાંહ હતોજ નહીં. બી-

આશે હું ધારૂંચ કે રાતની પોતાની હાલત માટે સરમાઇને અમુને મલ્યા વગર ઉઠયો, તેવોજ ઘર ચાલી ગીયો હસે."

બરજોર આ સાંભલી થોડીવાર ચુપ રહયો; પછી બોલ્યો: "વારૂં, તે દહાડે એ આખો દહાડો કાંઇ કાંઇ હતો, તે એને કાંઇ તમોને કહ્યું હોય તો અથવા તમે કાંઇ અટકલ કરી શકતાં હોય તો કહેશો?"

"વરી એ તે શું પુછવાનું, બરજોરજી?"

"હા, મને માફ કરો; પણ જો મને તે દહાડે તે કયાં હતો ને કોણ કોણ સાથ હતો તેની ખબર મલે, અથવા તે દહાડેના એના સોબતીઓ કોણ હતા તે મારી જાણમાં આવે, તો એને ખોલી કાઢવા માટે કાંઇક રસ્તો સુજ્યો થાય?"

"તે દહાડે એ અમુને સાંજે ટ્રેનમાં મલ્યો તો, ત્યારે બાયખલે સરત જોઇ આયો કરી કહેતો તો. વળી એ સાત્ર ફરવાજ નહીં પણ પોતાની 'કોઠલી પેસાથી તર કરવા' અહીં આવ્યો હતો તે પણ કહ્યું હતું. તે દહાડે હું મારી એક સહીની સાથે મુંબાઇ ગેઇતી, ને ત્યાંથી અમે એકજ ટ્રેનમાં આવ્યાં હતાં: તેથી સ્ટેશન પર આ મેલાપ થયો હતો. મેં તે વેલાએ તેને ઘરમાં માસીને મલવા આવવા કહ્યું, ત્યારે બનશે તો આવશ કરી મને કહ્યું હતું." નાજાંએ આસ્તે આસ્તે સઘલો ખુલાસો કીધો. બરજોરના શક એક પછી એક મજબુત થતા ચાલ્યા.

"વારૂં, તે વખતે ટ્રેનમાં એવણ સાથ કોઇ બીજા પણ હતાની? કે એવણ એકલાજ હતા?"

"હા, તેવણ સાથ ઘણા જણ હતા, અને તેમાંના કેટલાક સાથ તો તેણે તેજ દહાડે પીવાનું પાડી એમ પણ કહ્યું હતું. તે દહાડે તે પેલા નીરદય જીવણજીની સાથે હતો?" નાજાં પહેલાં જરા અચકી, પણ પછી સઘલું કહ્યું.

"નીરદય જીવણજી!"

"હાંસ્તો વરી! પેલી વાત તમે ભુલી બી ગીયા કે? દીનુનું આંગલું એણે કેવી નીરદયતાથી કાપી નાંખ્યું, તે વાત એટલા વારમાં વીસરી બી ગીયા કે?"

આ વેલા બરજોરને સેહેજ હસવું આવ્યું, પણ આ કાંઇ હસવાનો વખત નહીં હતો.

"ઓહો! તમારીપણ યાદદાસ્ત શકતી ઘણી જબરી લાગેછે."

"આહા, એમાં શું? વરી એવી વાત તો સહુનેજ યાદ રહી જાએ. કોઇનું સારૂં કીધેલું વીસરાએ, પણ ખરાબ તો કદીબી નહીં ભુલાએ."

"વારૂ! એ કોઇ દાદાભાઇ, દાદાભાઇ કેહેવાએચ તે કોણ?"

"કોણ? દાદી!"

"હાજી, તેને એજ નામે બધાં બોલાવેછે. એવણ વીશે તમે કાંઇ જાણો છો? એ આદમી કેવું છે?"

"નહીં, કંઇ બરોબર નહીં. એક વખતે હું નવજોતમાં ગઇતી, તાંહ મને એક જણે એને ઓલખાવ્યો. તોપણ એ કંઇ સારૂં માણસ નથી લાગતો."

"વારૂં, તે દહાડે એ દાદી જમશેદજી સાથ હતો કે?"

"હા, હું ધારૂંચ કે હતો." વલી નાજાં અચકાતી બોલી: "એ કેહતાતો કે મને એવણ સાથ આજેજ જીવણજીએ ઓલખાણ કરાવી."

"હું ધારૂંચ કે એ દાદી કોઇ અઠણ જુગારી છે."

"હા, એમ કેહેચ તો ખરાં."

"પણ ત્યારે એ વાત ખરી નથી કે?"

"કોણ જાણે, હોય બી ને નહીંબી હોય" નાજાંએ જણાવ્યું.

"હું ધારૂં છું કે તે પીનારો બી અઠણ છે, અને તેણેજ જમશેદજીને પણ એ વાલમાં નાખ્યો હસે."

"હોયબી."

"વારૂં, ત્યારે એ પરથી તમે કંઇ કહી નહીં શકો કે એ કાહાં ગયા હસે?"

"નહીં, કોણ જાણે."

"ચાલોજી, માફ કરજો, ત્યારે હવે હું જાઉં છું."

"શું, જાઓચ?"

"હાજી."

"નહીં, નહીં, બેસો! ચાહ પીને જજો! બપોરનો વખત છે, જરા પોરો; લેઓ, આએ દોસાં ચાહ લાયાંવી, પીને જઓ!"

"નહીં બેહન, મને માફ કરો! આએ વખત નહીં; હું બીજી વખતે આવીશ ત્યારે તમે કેહસો તો બોણું પણ ખાઈશ." કહી ખરજોર ઉતરી પડયો.

"એ કોણ, દીકરા?" દોસાં ખરજોરના ગયા પછી નાંજાને પુછવા પડયાં.

"દોસાં, એવણ મોટીબાઈ માસીને ઘેર આવેચ; તેવણના કોઈ ઓલખીતા છે."

"હં, કે! પણ માણસ કેવું? દેખઈતો તો પારસી સારો લાગેચ; પછી તો પેટમાંની વાત કોણ જાણે?"

"અરે હારે દોસાં, ઘણું મજેહનું માણસ છે. જોઓની, એની વાતચીત પરથીજ કેમ જણાએચ?"

~~~~~~~~

## પ્રકરણ ૩૬ મું.

"મુંબઇ, તેવણ મુંબઇ ગયા."

ખરજોર સ્ટેશનપર આવ્યો ત્યારે ગાડી ઉપડવાને વખત હતો: માટે થોડીવાર ત્યાં ફરવા લાગ્યો. એટલામાં ત્યાંનો તીકીટ જોવાવાળો તેને મલ્યો. આ ધણી તેની ઓલખાણનો નીકલ્યો: માટે ખરજોર તેની તરફથી કાંઈ ખબર મલે એવા વીચારથી તેને પુછવા પડયો: "ઓહો, દોસાભાઈ કે? કેમ છો?"

"સારી પેઠે."

"દોસાભાઈ, વારૂં આજે શેઠનાના જમશેદજીને કંઈ ટ્રેનમાં આવતાં જતાં જોયલા; આજે, કાલે, કે પરમ દહાડે કોઈ પણ વખત જોયા હોય તો જરા મેહરબાની કરીને યાદ કરશો?"

થોડીવાર યાદ કરીને દોસાભાઈ બોલ્યો: "હા, હા. આજેજ બપોરનાં સાડા બારની ગાડીમાં શેઠ મુંબઈ સધાવ્યા. મેં તેવણને પેહલાં તો ઓલખ્યાજ નહીં. પણ તેમાં મારો શું વાંક? શેઠ ઓલખાય નહીં તેવાજ થઈ ગએલા! આંખતો ઊંડી લાલ ચરણ જેવી ને સુજી આવેલી, ને મોનું બી જાણે વસીલું! વલી તેની સાથે જાણે આરસીમાં મોનું જોતા હોય તેમ નજરતો બધી નીચે બુતમાં—"

"પણ વારૂં, દોસાભાઈ. એવણ ટ્રેનને વખતેજ આવેલા, કે કંઈ અગાઉથી આવીને બેઠેલા."

"અરે નારે, અગાઉથી કોણના આવે? ટ્રેન આપીને ઉભી કે આયા, ને જાણે શું એક કોઈનાં ગલાં ફાંસાને આયા હોય તેમ ટીકેત લેતા કે ટ્રેનમાં દોડયા."

"પણ વારૂં, તેવણની તીકીત કયાંની હતી?"

"મુંબઈ, તેવણ મુંબઈ ગયા. તેવણની ટીકેત ફકત મેં કાપી આપી, ત પરથી એતો કેહું છું. બાકી મેં કંઈ તેવણ સાથ વાત બાત કીધી નથી. પેહલાં કામ પછી વાત, કેમ સાહેબ! તમે અમુને એક દહાડે અમારા કલાસમાં સમજાવેલું કે કામની વખતે કામ પરજ ધ્યાન આપવું, અમે વાત પછી, ત હું હજી ભુલ્યો નથી, હં કે?" એટલામાં ટ્રેન આવી લાગી, અને ખરજોર આટલી ખબર લઈ ટ્રેનમાં ચઢી બેઠો.

ઘર આવ્યા પછી ખરજોર વીચારમાં પડયો કે જમશેદ ઘેર ગયો હશે કે નહીં. "ગુલાં તો બાર વાગતે અહીં આવેલી: એટલે કદાચ ત ત્યાર પછી ઘેર ગઈ પણ હોય." "પણ હવે હમણાને હમણા કાંઇ શેઠને ત્યાં જવાય નહીં: કેમકે તેને જે કામ મોટીબાઈએ સોપ્યું હતું, ત શેઠથી છુપું રાખવાનું હતું: માટે શેઠ ઘરમાં હોય ત્યારે જવું સારૂં નહીં, એમ સમજી ખરજોરે ત્યાં જવું સહવાર પર મુલતવી રાખ્યું. ખોદાના હુકમથી વલી સહવારનાં તેને એ સંપિસો ગુલાંને પોહોંચાડવા માટે એક ડાવકું માણસ પણ મલી ગયું. આ આસામી તે આપણો જુનો હીરજી (હીરો) હતો. એ નામ આપણે ઘણા વખત થયાં પાછું સાંભળ્યું ન હતું. જમશેદની સાથે શીખનારો હીરજી ઘણો હસમુખો ને હુશીઆર છોકરો હતો. જયારે જમશેદ પહેલ મેહેલી સરતમાં રૂપીઆ પાંચ હાર્યો, ત્યારે તેના હરીફને ઠરાવનાર એજ હીરો હતો. ત હાલ એક દુકાનદારને ત્યાં ચાકરી હતો; જો કે ઉમ્મરે મોટો થવા સાથ તેનામાં મોટ-
~~~~~~~~

પણ આવ્યું હતું ખરૂં, તોપણ તેનાં ઠીંગણાં કદથી હજી પણ તે છોકરા જેવો ગણાતો. આજે હીરજીને રજા હતી: અને તેથી તે સહવારનાં પોહોરમાં બરજોર પાસે કાંઇ પોતાનાં કામે આવ્યો હતો. વાતચીત કરતાં તેણે પોતાને મલેલી રજાની વાત બરજોરને કહી, અને બરજોરે પોતાનું કામ પણ તેને સોંપ્યું.

"હીરજી! એક મારૂં કામ કરશો?"

"હા, બોલોની શું છે?"

"આટલી ચીઠ્ઠી, પરેલ શેઠનાને ત્યાં આપીને તેનો જવાબ લઇ આવશો?"

"શેઠનાને ત્યાં ચીઠ્ઠી લઇ જાઉં ને જવાબ લાઉં? હા, લાઓની, કાંહાં છે ચીઠ્ઠી?"

"જરા થોભ. હું હમણાં આપું છું." બરજોર ટેબલ આગલ ગયો ને ઝડપમાં પોતે જે ખોલ કીધી હતી તે વરણવીને એક ચીઠ્ઠી ગુલાં પર ચીતરી કાઢી; તેને બીડીને હીરજીને, ગુલાંને આપી આવવા માટે, મોકલ્યો."

હીરજી ખુશી થતો ચીઠ્ઠી લઇ સ્ટેશનપર ગયો. એક દહાડે જરથોસ્તી ધર્મ શીખવનારી મંડળીની તરફથી થયલાં જાહેર ભાષણમાં તેણે ગુલાં તથા દીનુંને તેમની મા સાથે આવેલાં જોયાં હતાં, જયાં તેમને તેની માસીએ તેને ઓલખાવ્યાં હતાં. આ વેલાએ દીનુંનો ઠઠેરો અને ખુબસુરતી જોઇ હીરજી હેરત રહયો હતો, અને આજે તેજ સુંદરીને તેણીનાં મકાનમાં એક વાર પાછી નીહાલવાની, અને તક મળે તો આગળી ઓલખાણ તાજી અને વધુ મજબુત કરવાની આવતી તક મલેલી જોઇ તે ખુશ ખુશ થયો હતો.

પરેલ જઇ તેણે શેઠનાનો બંગલો શોધી કાઢી, 'ગુલબાંનું છે કે?' કરી પુછ્યું. માઢીબાઇએ અંદર બોલાવી ગુલાં આગલ તેને મોકલ્યો. ગુલાંએ હરખ લેઇ ચીઠ્ઠી લીધી તો ખરી, પણ તેણીના હોશ કોસ તે વાંચતાં વાર ઉડી ગયા. હીરજી તેણીના ગભરાએલા ચેહેરા ભણી જોઇ અચરત થયો, અને દીનુંને મળવાને તથા તેણીની સાથ વાત કરવાનો વીચાર તરતજ ભુલી જઇ, ગુલાં કાગળ વાંચી શા માટે ગભરાતી હતી તે માટે વીચારમાં પડયો.

બરજોરે ગુલાંને લખેલો કાગળ નીચે મુજબ હતો:—

પ્યારી ગુલાં.

તારી મરજી મુજબ હું કાલે બે વાગતે વાંદરે ગયો હતો. મને ધનમાસી મલ્યાં નહીં, પણ નાંજામાએ હતાં. તેવણે સાથ જે વાત થઇ હતી તે હું કાલે નહી તો સાંઝે આવીશ ત્યારે કહીશ. જમશેદ માસીને ત્યાં પરમદહાડે રાતરે ગયો હતો; પણ હાલ તે ત્યાં નથી એવી ખબર લઇ હું પાછો આવતો હતો, એટલામાં મને સ્ટેશન પર ડોસાભાઇ મલ્યા. તેવણે કહ્યું કે 'સાડાબારની ટરેનમાં જમશેદજી મુંબઇ ગયા.' ત્યારે હવે હું ધારૂં છું કે જમશેદ ઘર આવ્યો હશે, અને હાલ સઘલું શાન્ત હોવાથી મારી કશી ગરજ તુરત વેલા હશે નહીં. પ્યારી ગુલાં, જે હોય તે જવાબ લખી હીરજીભાઇ પાસે બીડી મોકલજે. એ મારો વીશ્વાસુ મીત્ર છે.

લા° હુવાગો,
**બરજોરજી નસરવાનજી બરજોર**
**માણેકના.**

કાગજ વાંચ્યાથી ગુલાંનો ચેહેરો ગુલાબી થઇ ને પાછો ફીકો મારી ગયો. તેણીની આંખ્યોમાં આંસુઓ ભરાયાં. અંતે તે ત્યાંથી ઉઠીને પોતાની મા પાસે ગઇ. બને મા દીકરીએ મસલત કીધા પછી ગુલાંએ ચીઠ્ઠીનો જવાબ લખ્યો. તેમાં જણાવ્યું હતું કે 'જમશેદ ઘેર તેમજ કેઠે પણ જણાયો નથી, ને અમુને તેનો કશો પત્તો મલ્યો નથી. બનતાં સુધી ખોલ ચાલુ રાખજો.'

હીરજી જવાબ લઇ આવ્યો: બરજોર પણ તે વાંચી ગુલાં જેટલોજ દલગીર થયલો જણાયો. હવે કરવું શું? ગઇ કાલે તો અરધા દહાડાની રજા લીધી, ને વળી આજે પાછી કેમ લેવાય? 'હવે તો જે થાય તે સાંઝે જોવાશે!' તેણે વીચાર કીધો. પછી હીરજીને પોતાના વીશ્વાસમાં લઇ તેની આગલ બધી વાત કહી. આપણે જોઇ ગયાં તેમ હીરજીને આજે રજા હતી: માટે જેટલી બને એટલી જમશેદની શોધ કરવાનું તેને સોંપ્યું; કેમકે બરજોર કરતાં પણ વધુ ફરેલો હરેલો હીરજી હોવાથી એવાં કામમાં તે હુશયાર હતો. હીરજીને જમશેદનું બહુ લાગ્યું, અને તેણે પોતાથી બને એટલું કરવાની તથા સાંઝે બરજોર ઘર આવે

તેવોજ તેને મળવાની કબુલાત આપી ચાલી ગયો. બરજોર દલગીર ચેહેરે લગાર મોડો ઓફીસે ગયો.

## પ્રકરણ ૩૪ મું.

### "એ તો એનીકી બારી ભણી ગીયેલો."

હીરજીને વીશ્વાસમાં લીધાથી બરજોરને કશો પસ્તાવો થયો નહીં, પણ તે ઉલટો ખુશી થયો: કેમકે હીરજીએ પોતાની ઉપર મુકેલા વીશ્વાસનો સારોજ ઉપયોગ કીધો. તેણે પેહેલાં તો બરજોરે જે કહયું તે સઘલું સાંભલી લીધું, અને પછી તેણે જે કાંઇ સાંભલ્યું હતુ તે કહ્યું: તેથી બરજોર વધુ ચોંકયો અને ગભરાયો. આથી હીરજી બોલ્યો:

"હા, હવે હું સમજયો; એ કાંહાં છે તે હવે મને ખરેખર ધ્યાન આવેચ, અને હું પેહેલી તકે ત્યાંજ જઇને જોવશ."

"પણ કયાં?"

"વરી કાંહ, લીલા બાગમાંજ તો! એવાઓની સલામત જગ્યા તો લીલા બાગનું ભોયરૂંજ છે"

"અરે નહીં, નહીં, હીરા. એમ છેક કાંઈ હોય નહીં તો! એટલું બધું કાંઇ નહીં બને. એ તો ફકત જરા મોજીલો છે; પેલા લુચ્ચાના સબંધથી એમ કરેછે; બીજું કાંઇ નહીં."

"ઠીક છે, જે હોશે તે જણાશે; પણ હું તો પેહેલી તકે ત્યાંજ જઇશ. હું તમુને સાંઝે સાડાપાંચ વાગે મળવા આવીશ, અને તેટલા વખતમાં મારેથી બનતું કરીશ. જો મારો જલદી છુટકો થશે તો જલદીબી આવીશ; પણ તમે ઓફીસેથી આવ્યા પછી કેઠે પણ બાહર જતા ના." હીરજી ઉપલું બોલી ગયો, અને બરજોર હવે ઓફીસે જવા તઈયાર થયો. જયારે તે સાંઝે પાંચ વાગતે આવ્યો, ત્યારે પોતાના મીત્ર હીરજીને તેની વાટ જોતો બેઠેલો જોયો.

"કેમ હીરજી? શું કરી આયા? કંઇ ખબર મલી કે?"

"હા, પત્તો તો ખરેખર લાગ્યો."

"પણ સમાચાર કેવા?"

"સારાબી ને માઠાબી." આ પ્રમાણે બોલતાં હીરજી બરજોરની પાછલ તેના ઓરડામાં આવ્યો.

"પણ ત્યારે તું આપીરે તાંહ ગયલો ખરો કે?"

"અરે, હાસ્તો વરી; ને તાહાં હું તેને જોઇબી આયો. મેં કહ્યું તેમજ આબાદ ભુલાંમરીનાંજ ભોંયરાંમાં એવણ હાલ તો સલામત બેઠાંચ, અને હવે તમુને લઇને ત્યાં જવાનીજ ખોટી. આપણુને બનતી ઉતાવલ કરવી જોઇએ, નહીં તો સેહેજમાં કાઇ કાંમ બીગડશે, જો તાંહના માલેકને એ વાતની ખબર પડી કેની, તો પછી તો આપરા બારજ વાગવાના."

"પણ ત્યારે તો ચાલની હમણાંજ જઇએ. ટ્રેનનો વખત પણ થવા આવ્યો છે."

"પણ હજુ ટ્રેનને તો વાર છે બરજોરજી, તમે ચાહ બાએ પી લેવોની કેટલાં?"

"અરે નહીં, નહી. મને ચાહ પીવા ગમતી પણ નથી" એટલું બોલી બરજોરે પોતાની દગલીના કાઢેલાં બટન પાછાં પોયાં, ને હીરજીની સાથે ઉતરયો; પણ દાદર પરજ તેમને ગુલાં અને તેની માતા મોતીબાઇ મલ્યાં. તેઓ તેમને લઇ પાછા ઉપર આવ્યા.

"બરજોરજી, માએજી કંઇ તમુને નવી ખબર માલમ પડી હોય તો પુછવા આયાંચ. તમુને તાંહ વેરનો ફેરો પડે કરીને માંએજીજ અહીં આયાં" ગુલાં બોલી.

બરજોરે અગત્ય જોગી ખબર તેમને કહી. મોતીબાઇ તે સાંભલી ઘણાંજ ચીંતાતુર જણાયાં. "આજે ચાર દહાડા થયા ને હજુ કંઇ પત્તો લાગતો નથી" તેથી તેવણ બહુ દુ:ખી થયાં; પણ જયારે બરજોરે ઘડીઆલમાં જોઇ ટ્રેનને દસજ મીનીટની વાર જણાઇ, ત્યારે તેવણે તેને બીલકુલ રોકયો નહીં. બંને જણા પોતાના મીત્રની શોધમાં બાહેર નીકલ્યા. મોતીબાઇ પણ બરજોરની માતા સાથ સેહેજ વાત કરી દુ:ખી ચેહેરે પોતાની દીકરીને લેઇ જલદી (કેમકે બરજોર માણેકનાં કુટુમ્બ સાથ કશો વેહેવાર ન રાખવાની શેઠની તાકીદ હતી) ઘર ગયાં.

બરજોર અને હીરજી બંને જણા વાંદરે ઉતર્યા અને ઉતાવલે પગલે લીલા બાગ ભણી ચાલ્યા. બરજોરે ઝડપમાં દરવાજા પર ઉભેલા એક પોરયાના હાથમાં બે આની સેરવી દાધી, અને ત્યાંના માલેકને મલવા માગ્યું.

"શેઠ તો બાહેર ગીયેલા છે. ઓય આવી લાગશે. તમે જરાક થોભો."

"ઠીક છે," કરી બંને જણા એક ખુણામાં ઉભા. (કેમકે જો તેવામાં અંદરથી કોઇ આવીને તમને ઓળખે તો તેઓના બાર વાગે એમ હતું.) પણ એટલાંમાં તો ત્યાંનો માલેક આવી લાગ્યો. પેલા પોરયાએ તેમની અરજ તેઓ સાંભલે તેમ પોહોંચાડી: આથી તેણે બંને જણાને પુછ્યું કે તેઓ શું માંગતા હતા.

"શેઠ, જરા જમશેદજી શેઠ સાથ વાત કરવીછે. એક પાંચ મીનીટ બાહેર બોલાવશો?" હીરજી બોલ્યો.

"હં હં હં!"

"સાહેબ તમારી મોટી મેહેરબાંની થશે" હીરજીએ કાલાવાલાની ઢપે કહ્યું.

"પણ તેવણ કંઇ અહીં નથી."

"અરે સાહેબ! એમ શું બોલો છો જો? હાલ બે કલાકની વાટપર તે અંદર હતો, ને તેનો એક મીત્ર તેને મલી ગીયો ને!" હીરજી બોલ્યો.

"હા, પણ તેને ગયાને એક કલાક થયો."

"શું એ વાત ખરી હશે?" હીરજી અને બરજોર એક બીજાનું મ્હોં જોવા લાગ્યા. પેલો ધણી તો અંદર ચાલી ગયો. બરજોરે ગજવામાં હાથ નાંખ્યો ને એક અરધો રૂપયો કાઢી પેલાજ પોરયાના હાથમાં સેરવી દઇ જમશેદના ચેહેરા વીગેરેનું વર્ણન આપી પુછવા પડયો. "અરે હં, હં! હવે હમજ્યો. તે ઓલા જમશેદજી શેઠને તો હું હારી પેઠે પીછાંણું તો; તે હઠતો બહુએ વરા અહીં આવે!"

"પણ તે હમણા અંદર છે કે બાહેર ગીયાચ." હીરજી તેની વધારે આગલ જઇ પુછવા પડયો.

"હઠતો કેવારનાં અહીંથી બાહેર પડેલાજે?"

"પણ તેવણ કાંહ ગીયાં; કંઇ તુંને ખબર છે? સાથે કોઇ બીજું હતું કે એકલાજ ગયા."

"ના, હાતે તો કોઇની હતું. એક બે બીજા તેની હાત આવેલા, તે તો હજુ તાહાંજ રાહેલા; ને તેવણ તો એકલાજ ગીયલા. તેવણે ઘર ભણી જવાનું કીહેલું. પણ ઇહતેહનને રહતે ગીએલો નહી, એતો એનીફા બારી ભણી ગીયેલો."

હવે બરજોર અને હીરજી બંને ચોકયા, અને શું કરવું તે માટે વીચાર કરતા ત્યાંથી બાહેર પડયા.

બરજોરે ધાર્યું કે તે ઘેર ગયો હશે, અને એક વાર તેને ઘર તલાસ કરીને પછીજ જંગલ તરફનો રસ્તો લેવાનો વીચાર કીધો.. પણ હીરજીએ એ વાત એટલાજ ખાતર કબુલ કીધી કે તે સહવારનો ભુખો હતો, અને બરજોર પણ ઓફીસેથી આવ્યો તેવોજ નીકલી પડયો હતો: માટે હવે તેઓ જંગલનો રસ્તો લીયે તે પેહેલાં તેમને ખાઇ પીને વધુ તાજા થવાનુ દુરસ્ત લાગ્યું. તેઓ પાછા પરેલ તરફ ફર્યા.

## પ્રકરણ ૩૮ મું.

### એક ભયભીત શોધ.

"કેમ? ગુલાં, જમશેદ આવ્યો કે?" બારણાંમાં ઉભેલી ગુલાંને બરજોરે ઉતાવલે પુછ્યું.

"નહીં, તમે શું કરી આવ્યા, બરજોરજી? અહીં તો એની કશી ઇધાણી જણાતીજ નથી. આજે તો બાવાજી બધે એના દોસ્તદારોને ઘેર રખરી રખરીને આયા; પણ કેઠે મળે નહીં તો નહીં, પણ કોઇને કશી એની ખુબરબી નહી મલે. રખેને કોઇએ એને ફસાવ્યો હોય. બરજોરજી, હવે અમે શું કરીએ? માંએ તો વરી પાછાં માંથાને દુખે પરચાંય, ને દીનું તો જાણે નરી બાવરી બની ગેઇચ. મને તો એનીબી ઘણી ફકર લાગેચ. કાલનું એનેબી કંઇ ખાધું નથી. હવે શું કરૂં? મારી આગલ તો બીજું કોઇ મળેબી નહીં, તે મને તો કંઇ

સુઝબી નહીં પરતું. બાવાએ તો ઠરાવ કીધોચ કે જો આજે રાતે એ નહીં આવે તો સહવારે ન્યુસમાં જાહેર ખબર છપાવવી." અહીં ગુલાં રડી પડી.

"કંઈ નહીં, બેહન; તમે રડો ના. ખુદા કરશે તો એ આજેજ આવી પુગશે, અને હું ધારૂં છું કે તે જગ્યાએ એ જરૂર હોશે, ને અમે અમારેથી બનતું કરીને એને શોધી કાઢશું. બેહન, તમે રડો ના. તમારા ભાઇને કોઇને કશી ઇજા તો કીધી નથી. આજેજ ત્રણ વાગે મેં એને સહીસલામત ને હસ્તો જોયો છે." હીરજી બોલ્યો.

ગુલાં દબાઇ ગઈ. "કાંઇ નહી, ગુલાં; તું બીહ ના. અમે જઇએચ. જે થવાનું હશે તે થશે. તારાં માંએ એમ પડયાં છે, ને તેવામાં તું વળી કંઈ નવું કરશે તો ઘેરના કેવા હાલ થશે વારૂ?"

ગુલાં હીમ્મત પકડીને આંસુ લુંછી નાંખી અંદર ગઈ.

"બરજોરજી, હું ધારૂંચ કે આએ કુતરો આપણને ઘણી મદદ કરશે. એનું નામ શું, બેહન? એને અમે સાથે લઇ જઇએ?" હીરજીએ પુછયું.

"હા, આવે તો લઇ જાઓની. જા, રોઝ, જા; બરજોરજી સાથે જા. જમશેદ સાથે પાછો આવજે." હવે બરજોર રોઝને પસવારી પોતાની સાથ બોલાવી ગયો.

હીરજી તથા બરજોર બંને સહવારના ભુખા હોવાથી અને ચાલવાનું ઘણું હોવાથી હીરજી બરજોરને બોહોંસ કરી નજદીકનાં એક હોટેલમાં લઇ ગીયો, અને ત્યાં તેઓએ કાંઇ ખાઇ લઇ, સોડાવોટર પી, જરા વાર બેસીને પેલા પોરયાએ આપેલી ઇધાણી પ્રમાણેના રસ્તાપર જવા નીકળ્યા. બંને મીત્રો વાંદરેનાં સ્ટેશન પર ઉતરયા. તેઓને ખાડી ભણી જવું હતું: માટે ચાલતા અંધારાંમાં તે તરફ નીકળ્યા. રાત અંધારી હતી: અને તેથી જો તેઓ આવી ભયાનક જગ્યામાં ફાનસ લઇને જવા માંગતે તો જઇ શકતે; પણ હીરજીએ બાબખા અંધારે જવાનું પસંદ કીધું. એનું કારણ તેણે એવું જણાવ્યું કે જમશેદને કોઇએ ફસાવ્યો હોય તો ઉલટા તેઓ પણ તેમના સપાતામાં સપડાઇ જાય, અને જે વાત ખોલી કાઢવા તેઓ જતા હતા તે સદા સુધી અંધારમાં રહી જાએ. પણ તે છતાં, તેઓ સાથે એક ચોર ફાનુસ વખત પડવે કામમાં લેવા માટે લઇ જવાને ચુકયા ન હતા.

ઘણી વાર સુધી તેઓ અંધારાંમાં ચાલ્યા, પણ તેમને પોતાનાં પગલાં શીવાય બીજો કશો સંસારો જણાયો નહીં. તેઓ બંને એકબીજાનો હાથ પકડી અંધારાંમાં એકએકની હીમ્મત ઉપર ચાલતા હતા. રોઝ (કુતરો) તેઓની હીમ્મત પર તેમની સોડે ભરાઇને ચાલતો હતો. આ પ્રમાણે ચાલવા પછી ખાડીનાં પાણી દુરથી દેખાવા લાગ્યાં, અને રોઝ બરજોરને એક બાજુએ ઘસડવા લાગ્યો. આથી તેઓ લગાર ચમકયા. અહીં કાંઇ પણ અસાધારણ હોવું જોઇએ. જરા વાર તેઓ ઉભા રહ્યા, અને કાન દઇ સાંભળતા ઉભા. પણ કશો અવાજ તો આવ્યો નહીં, અને રોઝ બંનેને એક પછી એક જોરમાં એક તરફ ખેંચવા લાગ્યો. હવે બરજોરે ફાંનુસ કાઢયું. જેનો ઘટતો ઉપયોગ કીધો તો તેમને રોઝની મતલબ સમજ પડી. રોઝ જે તરફ તેમને લઇ જવા માંગતો હતો, તે તરફ કોઇ ચીજ તેમને દેખાઇ. તેઓ તે તરફ ગયા. રોઝ ખુશી થતો જણાએ, અને ઘણાં જોશથી ફુંફારા મારી સુંઘવા લાગ્યો. જેવા તેઓ તે ચીજની નજદીક ગયા કે રોઝ ત્યાં દોડી જઇ, જોરથી ફુંફારા મારતો તેની આસપાસ પુછડી હલાવતો ફરવા લાગ્યો. બરજોરે ફાનુસ પાછું કાઢીને તે ચીજ તપાસવા માંડી. હવેજ બને જણાએ કોઇ આદમીને ચતું પાત ત્યાં પડેલું જોયું. પણ ફાનુસ તેના મ્હોં આગલ ધરતાં તેમની અજાએબીનો શો પાર! જમશેદજ ખાડીની નજદીક ચોગણામાં ચતોપાત પડેલો; પણ તેનો એવો હાલ કેમ થયો તે જોઇ બંને મીત્ર અજબ થયા. તેનો દગલો તપાસ્તાં તે ફાટેલો જણાયો. તેની પાટલુનનાં ચીરયાં નીકલેલાં, અને પગમાં પડેલા ઘામાંથી લોહી વ્હેતું હતું. એક આંગલું કપાઇ ગયલું, અને મ્હોં ઉપર નખુરીઆનાં ઘસરેતા: આ સઘલું તેઓએ ઝડપથી જોઇ લીધું.

પણ હવે એ થયું કેમ? શું તે કોઈ સાથ મ-રાયો હશે? પણ વલી એટલામાં બરજોર પાસે રોઝ આવીને દયામણું મ્હોં કરી જોવા લાગ્યો, અને તેનો દગલો દાંતથી ખેંચ્યો. તુરતજ બર-જોર ઉઠયો, અને રોઝની પાછલ ગયો તો તેને જમશેદ પડયો હતો તેની પાંચ સાત દગલાં દુર એક લોહીથી ખરડેલી છરી જમીન પર પડેલી મલી. બરજોરે તે ઉંચકીને જોયું તો તે જમ-શેદની પોતાનીજ; તેની ઉપરૂ તો જમશેદનું નકસીદાર તેના હાથનું કોરેલું નામ જણાયું. આ સઘલાનો ભેદ તેમને કશો સમજ પડયો નહીં. ઘડીઆલમાં જોતાં નવ થયલા જણાયા, અને તે પાછો હીરજી આગલ આવ્યો, અને જમશેદને કેમ ઘર લઈ જવો તેની મસલત કરવા લાગ્યો.

"આપરે એને ઉઠારયે, ને પછી સ્ટેશન-પર જઈ ટ્રેનમાં એને લઇ જઈએ." હીરજી બોલ્યો.

"પણ એના એવા હાલે એ કેમ ત્યાં આવશે? વળી એનેથી ચલાશે કેમ?" બર-જોરે તકરાર લીધી. "પણ ત્યારે કરશું કેમ? જેમતેમ બેઉ જણ પકરશું. આએ મારો દગલો છે તે મને આલશે. મારો 'ઓવર કોટ' છે તે એને પેહેરાવી દઇશું. મારા દીલમાં નીચે લેંગો છે: તેથી ઉપરનું પાતલુન પણ એને આવી શકે. એનું એબીયલ પાટલુન એને અડચણ ક-રતું અટકે; પણ આપણને એનાં કપડાંની એક કાપલીબી કુઠે નાંખવી નહીં જોઇએ, હો"

"ઠીક છે. પણ એનેથી ચલાશે ત્યારે કે? એનેથી ચલાય તો સારૂં. ચાલ ત્યારે; આ-પણ એને ઉઠાડયે."

બંને જણાએ તેને હવે હાંક મારયા, અને રોઝ પણ ભોંસવા પડયો. જમશેદ પોતાની છાકતી ઉંઘમાંથી ચમકયો, અને એક બે પલ આંખ ઉઘાડી જોતાં તે પોતાની પાસે ઉભેલા-ઓનો ચેહરો જોઇ વધુ ચમકયો. તેની કેફ થોડી ઉતરી ગઇ, અને તે ઉઠવા ગયો. બરજોરે તેને ઉઠવા હાથ આપ્યો, અને હીરજી પણ તેની મદદે આવ્યો. આ જોઈ જમશેદ બહુજ શરમાયો. પણ તેઓએ તેને તુરત વેલા કશું પણ બોલવા વના પોતાની હીકમતથી ઘેર લઈ જવા માંગ્યો. બંને જણાએ તેના હાથ પગ પરના ઘા પર પાતા બાંધ્યા, અને પછી તેને બંને બાજુએથી પકડી બાડી તરફ લઈ ગયા. ત્યાં મ્હોં ધોવાડી તેનાં માથાં ઉપર સારી પેઠે પાણીના ફટકા મારયા. પછી જેમ તેમ ઘસડતા પસરતા સ્તેશન પર લાવ્યા. તેમને અગીઆરની ટ્રેન મલી: તેથી બરજોર ઘણો ખુશ થયો. સારે ભાગ્યે તેઓને એક ખાલીજ ગાડી મલી ગઈ: તેથી તેઓની આ વાત સદાની ઢંકાઈ રહી.

"આજે જરૂરનું કામ છે: માટે ઘરે આવશો નહી" કરી બંને મીત્રોએ પોત પો-તાને ઘર વીજલીક સંધેસો મોકલાવ્યો. પરેલનાં સ્ટેશન પર ઉતરતાં વારજ હીરજી દોડીને એક વીકટોરીઆ લઈ આવ્યો, અને તેઓ પોતાના આજારી દોસ્તને ઘર લઈ ગયા. દરવાજાથી થોડેક દુર તેઓ ઉતરી પડયા, અને બરજોરે વીકટોરીઆવાલાના હાથમાં રૂપીઓ મુકવાથી તે ખુશ થતો ત્યાંથી ચાલી ગયો. હીરજી અને બરજોર બંને જણા જમશેદને બેઉ હાથમાંથી પકડી ઘરમાં લઈ ગયા. બારીએ ઉભીને વાર જોતી ગુલાં જોતાંને વાર દોડતી ઉતરી આવી, અને તેઓ બારણું ઠોકે તે આગમચ બારણું ઉઘાડી તેમને અંદર લીધા. ગુલાંનો ઝડપથી ઉતરવાનો સાદ સાંભલી મોતીબાઈ દોડી આ-વ્યાં, અને પોતાના દીકરાને જોઈ ખુશ તેમજ દલગીર થયાં. દીકરાને જીવતો જોઈ ખુશ થયાં, અને તેને ધુમ પીધેલો અને ફાટાં તુતાં ચીકરાં અને વલી લોહીલુહાણ હાલથી ગમખાર બન્યાં. ટાપણ કોઈએ તેને કશું કહયું નહીં, અને સઘળાંઓએ તેને જોઈ ખુશાલી જણાવી. હીરજી અને બરજોર રાતોરાત તો તેની સાર-વાર માટે ત્યાંજ રહ્યા. મોતીબાઈએ બધી બ-બર પોતાના ધણીને કીધા છતાં, તેવણ તો તેની જતન લેવાની બનતી તાકીદ કરી તુરત વેલા પોતાના ઓરડામાંજ સુઈ રહ્યા.

## પ્રકરણ ૩૯ મું.

### સબુરીનો બદલો સાહેબે આપ્યો.

જામાસ્પજી શેઠ જે રાતે જમશેદ આવ્યો તે રાતે કાંઇ તેની મા બેહનુ કરતાં ઓછા ખુશ થયા ન હતા, પણ સઘલી ખુશાલી તેવણે મનમાંજ દાબી રાખી હતી. તે વીષે એક હરફ પણ કાઢયો ન હતો: કેમકે બીજાઓના કરતાં તો છેલા બે દહાડા થયા તેવણ જમશેદ વીષે વધુ ચીંતાતુર થઇ રહ્યા હતા. પેલો ખોટો ચેક જોયા પછી તેવણ પોતાના પુત્રની સલામતી માટે શકમંદ થયા હતા. પહેલાં ચેક જોયાથીતો તેવણ તેની ઉપર બહુ ખીજવાયા હતા, પણ પાછલથી તેવણે તેને માફ કરવાનો ઠેરાવ કીધો હતો. ફકત એ વાત તેવણે જાણી છે, એટલુંજ જમશેદને જણાવીને તેવણ ખામોશ રહેવાના હતા. આ મોટાં દીલની માફીથી જમશેદપર ઘણી અસર થવાની તેવણે વકી રાખી હતી.

બીજી તરફ જમશેદના પાછા ફરવાથી તેની મા બેહેનોને જે ખુશાલી લાગી તે પાર વનાની હતી, અને તે તેઓએ જમશેદથી બીલકુલ છુપી રાખી ન હતી. આથી જમશેદને પોતાની આડી વર્તણુંક માટે બહુ લાગી આવતું; પણ બાપને આવી રીતે ઠંડા અને બેદરકાર જોઇ તેને બહુ દુખ લાગતું. બીજે દીવસે જયારે કોઇ ન હતું ત્યારે જમશેદના બાપે પેલા ખોટા ચેક વીષેની વાત તેની આગલ જે વેળાએ ગંભીરતાથી કહી મોટાં દીલથી માફી બખશી, તે વેલાએ તેનો પસ્તાવો હદ વનાનો હતો.

શેઠ જામાસ્પજીએ હવેજ જોયું કે ખરજોરને તેવણે અણુઘટતું અપમાન કીધું હતું. જયારે ખરજોર પેલો ખોટો ચેક દેખાડવા આવ્યો અને પછી તે લઇ ગયો, તે વખતે શેઠને તેનું ઘણું લાગ્યું. તેની ભલમનસાઇ પાછી શેઠને યાદ આવી ગઇ, અને ગુલાં વીષેની તેની પવીત્ર લાગણી ના પાડવામાં તેવણે તેની ઉપર મોટો જુલમ કીધો હતો એવું હવે શેઠ સમજયા, અને જો બને તો તેનો બદલો વાલી આપવા તઇયાર થયા. વલી તેવણે જાણ્યું કે જમશેદ ઘેર આવ્યો તે તેનેથીજ આવ્યો. જો તે એટલી જેહમત ખેંચી બધે રખડતે નહી તો આજે તેવણના એક પુરા પુત્રને પાછો જીવતો કદી જોતે નહીં. જમશેદ ઘેર આવ્યા પછી અને સેહેજ સાજો થયા પછી તેવણે ખરજોર પર એક ચીઠ્ઠી લખી તેને બોલાવી મંગાવ્યો. પછી પોતાની આગલી ચાલ માટે દલગીરી દેખાડી, અને જો હજુ સુધી તે ગુલાંને અને ગુલાં તેને ચાહતાં હોય તો તેઓ વચ્ચેનો સંબંધ વધારવા અને આગલજ માફક તેના ઘેરમાં તેને આવતો જતો રેહેવાની રજા આપી. આથી ખરજોરનું દીલ ખુશાલીથી તર થયું: તેને લાગ્યું કે આખર સબુરીનો બદલો સાહેબે આપ્યો. તે દહાડેથી તે પાછો શેઠના ઘરમાં ગમે ત્યારે આવતો જતો, અને ગુલાંને જાહેર રીતે ગમે ત્યારે મળતો ભેટતો રહયો.

જમશેદ એક રાત્રે માસીને ઘેર શુતો, તે આપણે જોઇ ગયાં. પણ પછી તે સહવારે કઇ વેળાએ ઉઠી કયે રસ્તે ગીયો તે કોઇએ જોયું નહીં. વલી તે બપોરે બારની ટ્રેનમાં મુંબઇ ગયો એમ દોસાભાઇએ કહ્યું હતું, અને તે અંતે ખરૂંજ જણાયું. જમશેદ 'શરમને લીધે ને આબરૂને ખાતર' માસીને ત્યાંથી પાછલી રાતના હુરીબારીમાં આવતાંજ કોઇને કહ્યા બોલ્યા વગર ત્યાંથી ચાલી ગયો, અને આગલી રાતની કબુલાત મુજબ તે સહવારનાં પોહોરમાં દાદીને લીલાબાગમાં મળવા અને રાતનો હીસાબ નક્કી કરવા ગયો. તે ત્યાંથી નીકળેલો મુંબઇ જીવણ પાસે ગયો, પણ જીવણ તેને મળ્યો નહીં. જે હોટેલમાં તેણે જમશેદને બોલાવ્યો હતો ત્યાં તે આવ્યોજ ન હતો: માટે જમશેદ 'છતો હોટેલમાં આયો તો જરા સારી કાંની ખાઇ પીને' (મુખ્ય કામ પીવાનું હતું)જ નીકલ્યો, અને પાછો બંદરે લીલા બાગ તરફ ફરયો. તેણે ધારયું કે 'વખતે જીવણજી ત્યાં મળશે.' પણ નહીં. અંતે એ ત્યાં પણ નહીં મળ્યો. તે જગ્યાએ વળી પાછો જે કાંઇ થોડું ઘણું તેને દાદીએ ધીર્યું તે લઇ નસીબ અજમાવવા બેઠો, પણ કશી રીતનો તેનો એથી ફાએદો થયો નહીં; અંતે તે પાછો પીધેલો ઘુંન થઇ કરજવાર હાલતમાં એ જોલા

બાગની ગુલામગીરીમાંથી બાહેર નીકળ્યો. આ વેળાએ તે ઘર જવાનો મનસુબો કરી નીકળ્યો હતો ખરો, પણ તેનું માથું રસ્તામાં ઘણુંજ ફરવા લાગ્યું. વળી આવી કરજદાર હાલતમાં રખડતા ઘર જવાનું તેને ગમ્યું નહીં. પેલો ખોટો ચેક તેને આ વેળાએ યાદ આવી ગયો. વળી તેને આજે જીવણ નહીં મળ્યો: તેથી તેને બીજો પણ ખ્યાલ આવ્યો. તેણે વીચાર્યું કે કદાચ ચેકની સહી ઉઘાડી પડી હોય, અને જીવણ પકડાયો હોય તો તે જમશેદની નીસાણી આપી તેને પણ પકડાવે." આ વીચારથી તેને ધ્રુજરાં છુટાં, અને ઘર જવાનો તેનો આગલો ઠેરાવ એકદમ બંધ પડયો. પણ ત્યારે હવે જવું કયાં ને કરવું શું? આપઘાત! અંતે તેને આ વીચાર સુઝયો, અને તે આપઘાતની છુપી મતલબથી વાંદરાની ખાડી તરફ ચાલ્યો. ત્યાં તે ખાડીનાં એક ખુણાંમાં પોતાનો ઠેરાવ પાર ઉતારવા જતો હતો, એવામાં તેને લુટારૂઓ મળ્યા, જેઓએ તેને ખુબ હેરાન કીધો. જ્યારે અંતે તેની પાસેથી તેઓને કાંઈ નહીં મળ્યું, ત્યારે તેને તેનીજ જુણી છરી વડે જખમો કરી બેસુધ હાલતમાં નાખી થોડેક દુર લોહીથી ખરડેલી છરી ફેંકી ચાલતા થયા. જમશેદનો બાંધો જોકે ઘણો સારો હતો, તોપણ થોડાક વખત થયા તો તેને દારૂનો જે બુરો લખ લાગ્યો હતો તે લખે તેને તમામ કમજોર કીધો હતો: માટે હવે જમશેદ આ જંગળમાં એકલો મરવાની અણી ઉપર આવી પડયો હતો; અને જો તે બારીક સમયે બરજોર અને હીરજી જઇ નહી લાગ્યા હતે અને તેને હુશીઆર ન કરીને તેના જખમો ન બાંધતે તો તે ત્યાંનો ત્યાં મુડી રહી કોણ જાણે કયાં જનવરનો જીવતો કે મુવેલો ભોગ થઇ પડતે. તે મોહતમાંથી બચ્યો, તોપણ માંદગીને બીછાણે પડયો. તે સેહેલથી બચ્યો નહીં. પોતાની મા બહેનોની અથાગ મેહેનત અને જીવ પતકનારી સાહરવાર છતાં તે છ મહીના સુધી માંદગીને બીછાણે પડયો. તે વેળાએ સર્વે કોઇની ભમે એવી ઉપલો બનાવ ભુલાવનારી વાતો તેની ઉપર અસર કરી શકી નહીં. તેનાં અંતકરણનાં દરદે તેને એટલો લાંબો વખત બીછાણે નાખ્યો. અંતે તે સારો થયો, અને પાછો તેના બાપે તેને કામ પર બેસાડયો. પણ જમશેદ આગળના જેવો મજબુત તો ફરીથી થયોજ નહીં.

દારૂ અને જુગારનો ખરાબ લખ એક આદમીને તન, મન અને જીગરથી કેવો દુઃખી અને ખુહાર કરી મુકેછે, તે જમશેદના દાખલા પરથી ઘણું સારી રીતે દરેક જણને જણાયું. આટલું ખમવા છતાં પણ કેટલા થોડા વખતમાં એ સઘળું ભુલી જઇ તે પાછો આ માઠા બુરા લખમાં સપડાયછે તે આપણે હવે પછી જોઇશું.

---

## પ્રકરણ ૪૦ મું.

### ફરેબથી ફરેસ્તા ફરે?

જમશેદ સાજો થયો, અને પાછો કાંઇજ બન્યું નહીં હોય તેમ બાપની સાથ ઓફીસમાં જવા લાગ્યો. તે સર્વે કોઇની નજરમાં ફેર-વાઇ ગયલો જણાયો. જમશેદ આગળના જેવો હસતો બોલતો ને રમુજી હાલ મુદલ ન હતો. જાણે કે છ છ મહીનાની માંદગી છતાં તેનો ગમ હજુ પુરો થયોજ ન હોય, તેમ તે મનમાં મુઝાતો દેખાવા લાગ્યો. પેલા ખોટી સહીવાળા ચેકની વાત તેનાં જીગરમાંથી હજુ ખસી ન હતી. જ્યારે ત્યારે તેને તે બીના યાદ આવી જતી, અને ત્યારે તે પોતાનાં કામનો મનથી પસ્તાવો કરી નક્કી ઠરાવ કરતો કે હવે કદી પણ દારૂનું કે જુગારનું નામ દેવું નહીં; અને હાલની તેની વર્તણુંક પણ તેવીજ હતી. તેણે લીલાબાગની ટોલી સાથની દોસ્તી તોડી નાખી હતી. ત્યાં જવાનું બીલકુલ મુકયું હતું એટલુંજ નહીં, પણ ઓફીસમાં તેની પાસેજ બેસનાર પેલાજ જીવણજી કલાર્કને પણ હવે બનતાં સુધી થોડુંજ કોઠું આપવા માંડયું. ફકત ઓફીસનાં કામનાજ અને તે પણ ઘણાજ ટુંકા સવાલ જવાબ શીવાય તેણે તેની સાથ એક શબ્દ પણ નહી બોલવાનો ઠરાવ કીધો, અને તે હવે જીવણને પોતાના દુઃખનું મુળ ગણી તેને જીગરથી ધીક્કારવા લાગ્યો.

બીજી તરફ જીવણે પણ આ સઘળો ફેરફાર જોઇ લીધો. પણ જીવણ જેવો પંચી કાંઇ પાછો હઠે? એણે તો ગમે તે જોખમે પાછો જમશુને પોતાના હાથમાં લેવાનો નક્કી ઠરાવજ કીધો. તે રસ્તામાં અને તેના ઘર આગલ જ્યાર ત્યાર તેની આવવા જવાની વખતે ઉભો રહી ખોટી થતો, અને તે નીકળે કે એચીંતી મુલાકાત થઇ હોય તેમ તેની સાથ વાતે વળગી જતો. જીવણને હાલ વળી કોઇ બીજા ઠગો મળી ગયા હતા, અને તેઓએ જીવણની મદદ માંગી હતી: માટે એવી વેળાએ તેને જમશેદની દોસ્તીની બહુજ અગત્ય હતી. કેમકે તેના જુગારી મીત્રોએ તેને દરેક સધર આસામી હાથ આવતાં ચોક્કસ રકમ ઠેરવી આપી હતી.

જમશેદે ઘણામાં ઘણો પોતાનો મક્કમ ઠરાવ ('કદી જુગાર રમવો કે દારૂ ઢીચું નહી') છ મહીના મજબુત રાખવો; પછી જીવણની ઘડી ઘડીની સમજાવતથી પાછા તેનાં નબળાં ભેજાં પર અસર થઇ. તેનાં નસીબમાં હજુ વધુ ખુહાર થવાનું સરજેલું હશે તે કાંઇ જાય? કાં નહી તેનાં આગલાં કર્મોની શીક્ષા આ ભવમાં તેને ખમવાની હોય?

જીવણે પોતાના નવા લુટારૂ મીત્રોને જમશેદના ઘરની નીશાણી આપ્યા પછી સઘળી ગોઠવણ નક્કી કરી રહીને જમશેદ આગલ તક જોઇ વાત છેડી:

"કેમ છેઓ, જમશેદજી શેઠ? હવે તમારી તબીએત તો ઠીક છેની?" જીવણ બોલ્યો.

"હા, છે." જમશેદે ટુંકમાં બેદરકારી ભરયો જવાબ આપ્યો.

"પણ ત્યારે કાંઇક ઘણુંક થયું લીલા બાગમાં તો દેખાતાજ નથી! તાંહ તો બધા મને રોજ ને રોજ પુછ પરછ કરયા કરેછે કે જમશેદજી શેઠ કેમ નથી આવતા; અને હવે તો મને તે લોકને જવાબ દેવાનોબી કંટાળો લાગેછે. વળી કાલે કોણ જાણે તે લોકો મને કેવોક કંટાળો આપશે?" જીવણ જમશેદને પોતાની ...ળમાં સપડાવતો ગયો.

"એટલે? કેમ વારૂ! કાલે શું છે જે?" જમશેદજીની કુદરતી રીતે વાત માનવાની જીજ્ઞાસા ઉસકેરાઇ.

"અરે! તે વરી તમુને ખબર નહી કે? કાલે તો ભુલાંમરીમાં બહુ ધુમ પડવાની છે. કાલે તો તાંહ મોટી મીટીંગ મળવાની, ને બધા થેલી તર કરીને આવવાના. કાલે કુંવરના એક પુરા દીકરાનું પેહેલું બરસ છે, ને તેથી તે આપણી એ નાની તોલકીને ભુલાંમરીમાં ખાણું આપવાનો છે. મારે મજાહ ને ધુમ પડવાની! મવલાબક્ષ નામના કોઇ ઉસ્તાદને તો તાંહ ગાવા તેડયો છે. લોકો કેહે છે જે એનું ગાયન ઘણુંજ સરસ છે, અને જે કોઇ સાંભળેછે તેને તાંહથી ઉઠવાજ નથી ગમતું. મને તો બધાએએ હાથ ધરી ધરીને તમુને બોલાવી લાવવા કહ્યું છે; પણ જ્યારે મેં ના કહ્યું કે એ કામ મારેથી નહીં બનશે, ત્યારે કુંવર તો મને પગેબી પડયો 'કે નહીં એમ નહીં બને. શું એ આપણા શાહજાદા શેઠ વગરજ આપણે મોજ મારીએ કે? જેથી એને તો કાંઇબી કરીને તેડી લાવજે.' હવે ત્યારે શેઠનો વીચાર કેવો? તમુ સાહેબને આવકાર દેવા તો તાંહ બધા એકે પગે છે!"

જમશેદે આનાકાની કીધી. તે ગુંચવાવા લાગ્યો. તેને તેનો ઠરાવ તોડવા ગમ્યો નહીં. પણ ત્યારે શું આ લાલચ તેને થોડી હતી? અને તોપણ પોતાની વ્હાલી નાજાં (જેને તે જીગરથી ચાહતો હતો અને જે તેને જુગાર ને દારૂના બુરા લખથી દુર રહેવાને વારંવાર માનતજારી કરતી હતી.) ને તે યાદ કરયા વના રહયો નહીં. તેણીને કેવું લાગશે? વળી પોતાની દુઃખી માતા ને માયાળુ બેહન એ વાત જાણે તો? શેઠ પોતે આવાં કામથી જાણીતા થાય તો તેવણની પેલી આનલી મેહેરબાની (ખોટો ચેક) કેવાં રૂપમાં બદલાઇ જાય? જમશેદના મનમાં આ બધી વાતોથી ગુંચવાડો થવા લાગ્યો, અને ચાલાક જીવણ તે ચેતી જઇ બીજી હીકમત લગાવવા લાગ્યો.

"કેમ શેઠ, કેવો વીચાર? મારા સાહેબ, તમે સેવકના નસીબની વાત જાણોછો તો ખરા! લેઓની ચાલો, તમે કેહો તો આપણે બે જણ

ભાગ કરશું. આપણે એકે એક દાવ ભાગમાં રમશું. એમાં શું? કદાચ એક બે વાર હારી ગયા તો તેથી તે શું હારી ખાવાની હોય કે? મરદની મોટાઈ છે તેનો તો વીચાર કરો. એમ બઈરાની કાની ધુન્નેછો શાંનો? હીમ્મતથી બાહેર પડો, ને ત્યારે તમે ખરા મરદ! બાકી તો—"

"ચુપ, ચુપ; હું પછી વીચાર કરીને કેહેવસ." જમશેદે તેને વધુ બોલતાં અટકાવ્યો. અફશોશ કે તે પોતાનો એક વારનો મજબુત કીધેલો ઠરાવ તોડતાં ને પોતાનાં વ્હાલાંઓને આપેલું વચન (ફરી કદી એવું કામ નહીં કરવાનું) તોડતાં નહીં શરમાયો.

"અરે પણ સાહેબ, એમાં વરી વીચાર તે શાંનો? નસીબ કરે તે ખરૂં!" જીવણે હવે તેને પીગળતો જોઈ વધુ ઉસ્કેરયો.

"વારૂં જા, બનસે તો આવસ."

"હં, હં, થેંકયુ. હવે કેવા ડાહ્યા લાગા" જીવણ ખુશ ખુશ થઈ ગયો.

અંતે આ ઉધરતો જવાન વધુ ભયભીત અને ઉંડા ખાડામાં ગબડવા તઈયાર થયો. બીજે દહાડે ઠેરવેલે વખતે જમશેદ લીલાબાગમાં ગયો. ખરેખર, તે દહાડે ત્યાં ખુબ ધુંમ પડી. મતલાબક્ષના ગાયને જમશેદ પર તો એટલી અસર કીધી કે તેનો દારૂ નહીંજ પીવાનો મજબુત ઠરાવ એક કોરે મુંકયો. આગળથી કીધેલી ગોઠવણ મુજબ તેનાં લુચ્ચા સાથીઓ તેને જીતાવવા લાગ્યા.

કોઈ દહાડે નહી જીતેલો એવું ને એટલું બધું જીત્યાથી તે એટલો તો હરખમ આવી ગયો કે દારૂના ગ્લાસ પર ગ્લાસ ઉડાવતો ગયો, અને છેક છાકટો ને લથરપથર થઈ ગીયો. તોપણ પોતે શું કરતો હતો તેનું તેને ભાંન રહ્યું નહીં. અગીઆરના ટકોરા પડયા, અને હવે સઘળાઓ ઉઠયા, તથા જમશેદને તેની ફતેહ માટે મુબારકબાદી આપી તેને સુળાવવા જવા તઈયાર થયા. આગળથી કરી મુકેલી ગોઠવણ મુજબ જીવણ, કુંવર, દાદી વીગેરે ત્રણ ચાર જણાએ જમશેદને ઘર સુધી મુકી આવવાની માંગણી કીધી, અને જમશેદે તે કેશા પણ શક વના ખુશીથી કબુલી દીધી.

ઘરના દરવાજામાં પુગતાંજ બારના ટકોરા પડયા, અને તેનાં પગલાંનો અવાજ સાંભળતાંજ દરવાજાની અંદરથી કુતરાનો ભોંસવાનો અવાજ આવ્યો.

"હું લુચ્ચા, બોલ; કેમ તેં મને આજે કુતરાને સારૂ અગાઉથી જણાવ્યું નહી? આજે તો કોઈ બડો બુરો કુતરો છે" કેકુ કરકરી (જે એક સઘર ચોર અને ખાતર પાડુ હતો અને જેણે જીવણને આગળથી આ સઘર ઘર બતાવવા માટે રૂપીયાની થેલી આપી હતી તે) જીવણને ગળચીમાંથી પકડી દાબતો બોલ્યો.

"અરે પણ, જરા થોભતો ખરો! મેં તુને નહીં કહ્યું તો શું થયું. એનો ઇલાજ મારા હાથમાંજ છે, જેવો આજે (જમશેદ ભણી આંગલી બતાવીને) અંદર જશે કે તે બાહેર આવવાનો, અને પછી એ આખી રાત બાહેરજ રેહેશે. પણ જેવો એ મારા હાથમાં આવ્યો કે પછી શું એ પાછો સહવારે ઉઠવાબી પાંમવાનો કે? સહવારે ભંગી આવીને તેને ગાડાંમાં નાંખીને લઈ જાએ તેજ તો, પછી તો!" જીવણે કેકીને ઢંડો પાડયો. આ વેળાએ બંને જણા જમશેદની પાછળ ચાલતા હતા, અને કુંવરજ એકલો જમશેદની સાથે ચાલી તેને તાહેલાં કરાવતો હતોઃ માટે જમશેદનાં સાંભળવામાં આ વાત આવી નહીં. વળી તેણે એટલો તો ધીચ્યો હતો કે તે પોતાની પુર હુશીઆરીમાં પણ નહીં હતો.

## પ્રકરણ ૪૧ મું.

### ચોરી અને જીવ-હંત્યા.

ગરીબ બચારો 'રોઝ' કુતરો! અંતે તેનું કાટલું કમ્બખ્ત જીવણ અને કુંવરે મળી કાઢયું ખરૂં. કુતરાના ભોંસવાના અવાજ અને કોઈના પગલાના ભેગા અવાજથી શેઠનાનાં મોટીબાઈ, જેવણ આજે વળી એકલાંજ જમશેદની રાહ જોતાં બેઠાં હતાં તેવણ, ઈઝી-ચેર પર ઉંઘના ઝોકાંમાંથી ચોંકી ઉઠયાં અને બારણું ઉઘાડયું. જેવું બારણું ઉઘડયું કે રોઝ કુતરો બાહેર નીકળ્યો, અને જરા વારે જમશેદ અંદર આવ્યો. જમશેદ

અંદર આવ્યા પછી મોટીબાઇએ કુતરાને હાંક સાથ મારી, પણ તેનો કાંઇ અવાજ જણાયોજ નહીં. તેવણે વળી બીજી હાંક મારી, પણ કુતરો આવ્યો નહીં: એટલે પછી તે દરવાજા બાહેર ગયો હશે એમ સમજીને પાછું બારણું ઢાંકી જમશેદની પાછળ માળા પર ગયાં.

"જમશેદ, જમશેદ; એ વરી આઅે શું? એ તારા શું હાલ! કાંએ તું મને એમ દુ:ખ દેછ. હું તો જાણું જે હવે તેં એ બધું મુકી દીધું હશે, ને મારો એક પુરો દીકરો બાપદાદાનાં ખાનદાનને જેબ દેશે. પણ વરી આઅે શો જેવું તે!" મોટીબાઇ પોતાના દીકરાની સુઝી આવેલી આંખો અને લાલ થઇ આવેલાં મોંતરફ જોઇ ખરાં દુ:ખથી આંસું પાડતાં બોલ્યાં.

"નહીં રે માંએ, તમેબી શું જો અમથાં? એ તો જરા આજે તાંહ મીટીંગ—"

"શું મીટીંગ! રાતે અગીઆર બાર વાગે મીટીંગ કાંહ મળેછે?"

"અરે પણ, એ તો પેલા કુંવરના દીકરાનું વરસ હતું: તેથી તેણે બધાને મેજબાની આપેલી, પણ બા, હવે શું કહો છો? મને સુવા દેઓછો કે નહીં. બાર તો વાગી ગીયા, પછી સહવારે ઉઠાશે કેમ?"

"અરે હારે હા, હું સઉ સમજુછું. સુઇ જાની, કોણે ના કહ્યું? હું પુછું તે હમેશાં તું તો ઉડાવતોજ રેહેજે. સમજ્યો કે? પણ ખરારજો! જમશેદ? તારી સાથે કોઇ બીજુંબી આયુંતું કે? મને કોઇ વાત કરતું હોય તેવો સાધ આયોતો!"

"હા, નહીં; પણ, અરે, મને હવે સુવા દેઓની!" જમશેદ ગુંચવાયો.

"હું તો એમ પુછુછું કે હું બારણું ઉઘાડવા ઉતરી, ત્યારે કોઇનાં પગલાં અને સાથે કંઇ વાત કરવાનો ધીમો સાદ આયો; તે તારી સાથે કોઇ બીજુંબી હતું કે?"

"પણ હવે માંએજી, તમેજ વીચારોની કે કોઈ આયુંબી હોય તો શું થયું? કોઇ તમારા ઘેરમાં તો નથી આયું? વરી બધા સાથે નીકળ્યા તે ફરતા ફરતા આયા, ને તે થોડોકનું ઘેર દુર હતું તેથી મને મુકીને ગયા."

ગરીબ બીચારાં મોટીબાઇ! દુ:ખી થએલાં જીગરે પોતાનાં દીકરા આગળથી પોતાનાં ઓરડામાં ગયાં. જતાં જતાં વળી પાછાં તેવણે બારણાં આગળ ગયાં કે વખતે રોઝ 'બાહાર આવીને બેસી રહયો હશે, ને બારણું નહીં ઉઘાડસે તો આખી રાત તાઢમાં ઠઠર્યા કરશે' એવા વીચારથી બારણું ઉઘાડી જોયું, પણ રોઝ દેખાયો નહીં. વળી પાછા મોટીબાઇએ બે ત્રણ હાંક માર્યા. નહીં. તેવણ આજની રોઝની ચાલ પર અજબ થયાં. 'કોઈ દહાડે નહી ને આજે બાહેર કેમ ભટકતો હશે?' કહી તેવણે પાછું બારણું ઢાંકયું, અને સુવા ગયાં.

શેઠનાનાં ધણીઆણી મોટીબાઇને તે રાતે બીલકુલ ઉંઘ આવી નહીં. આખી રાત તેવણે પોતાના પુત્રનાં ભવીષ્યનોજ વીચાર કર્યા કીધો. અંતે છેક પાછલી રાતે તેવણ ઉંઘાયાં, અને સહવારના સાડાપાંચ વાગતામાં તો બાગમાંના માળીએ ગોંધીઆરૂં કરી આખાં ઘેરને જગાડી મેલ્યું.

"એ શું થયું?" શું થયું?" કરતાં સઘળાં બાહર નીકળી પડયાં. જઇને જોયશું કે રોઝ કુતરો મુવેલો દરવાજામાં પડેલો.

માળીને પુછતાં માલમ પડયું કે જેવો માળી સહવારે દરવાજાની ખીલી ઉઘાડવા ગયો કે તે ઉઘાડતાં તેના પગને કાંઇ અથડાયું. પોતાની પાસેથી કાંડીની પેટીમાંની એક કાંડી સળગાવી જોતાં તે તો રોઝ કુતરો મુવેલો પડેલો જણાયો: આથી તે બહુ અજબ થયો, અને ઝુંપડામાં દીવો લેવા ગયો. (કેમકે હજુ ઉજાસ પુરતો પડતો ન હતો.) દીવો લઇ પાછા ફરતાં વળી તેની અજાએબીનો પાર રહયો નહીં. શેઠના પાછલા ઓરડાની બારીએ કપડાંના વીંટાનું લાંબું દોરડું ઝુલતું જણાયું. હવે તેણે 'ચોર ચોર' કરી બુમ પાડી આખા ઘરને જગાડયું. સઘળાં પહેલાં બાહેર નીકળી પડયાં, અને કુતરાને મુવેલો જોઇ તેની તરફ બહુજ દયા કરવા લાગ્યાં. ઘણા વરસનો પાળેલો કુતરો આ પ્રમાણે કોઇ નીરદયનો ભોગ થવા

મારે સુવાં તથા દીનું તો કુતરાની પાસે બેસી રડી પડી. મોટીબાઈ તો ગઈ રાતના ઉપરા આપરી બનાવોથી જાણે બાહવરાં જેના જેવાં થઈ ગીયાં હતાં.

અંતે જ્યારે માળીએ હુજ્જત કરીને બધાંને ઘરમાં મોકલ્યાં અને ઘરમાં સઘળું તપાસવા કહયું, ત્યારે જોરાવરીએ બધાં કુતરાને મુકીને અંદર ગયાં. પાછલા ઓરડામાં જતાંની વાર ગુલાંથી ચીસ પડાઈ ગઈ. ત્યાં જઈને જોયશું કે સઘળું વીખેર પડયું. કબટનાં બારણાં ઉઘાડાં ને ખાલી. ભોંય પર છુટાં છવાયાં જુનાં કપડાં વેરઈ પડેલાં. સઉ કોઈ પોતપોતાનું તપાસવા મંડયાં, અને વારાફરતી બુમ પર બુમ પડી, "મુવું મારૂં એરીંગ નહી મળે?" ગુલાં બોલી ઉઠી.

"ઓ માંએ! મારાં ખાનામાં તો બરેસલેટબી નહીં મળે, ને ટીલીની સાડીબી નથી. કોઈએ ખાનામાં તો ફાટાં તુતાં કપડાં ભર્યાં છે." દીનું બુમ મારવા પડી.

"બાઈ! મારા રૂપીઆબી ગીયા; હવે શું કરૂં? અરે મારી બે વરસની ખરી મેહેનતે મેળવેલા પૈસાના લેતા મરેરે! તે ખાટલે પડીને બાએરે! તમે મરેરેએ! તમે! મુવાં કંઈ નહી તમારાબી એવાજ હાલ થશે." ઘરની ચાકરડી તો હવે મોંમાં જે આવે તે બોલવા પડી ગઈ.

સઘળાં બાહવરાં બની ગયાં. પણ શેઠે સમયસુચકતા વાપરી, એક ચીઠ્ઠી લખી કાન્હાને માળીને તુરતજ ચોરીની ખબર કરવા માટે તે ચીઠ્ઠી પોલીસ ચોકીપર આપી આવવા મોકલ્યો. આસરે કલાક એકે પોલીસનો વડો સુપરીન્ટેન્ડન્ટ આવ્યો, અને સઘળું ખોલી જોવા લાગ્યો. સઘળું તપાસ્યા પછી તેણે સર્વે જણને સવાલ પર સવાલ કરવા માંડયા. ગઈ રાત્રે છેલ્લું ઘરમાં કોણ આવ્યું હતું? બારણું કોણે ઢાંકયું હતું? કુતરો બાહેર કયારે ને કેમ નીકળ્યો તો? વીગેરે.

મોટીબાઈએ પોતે જે સઘળું જાણતાં હતાં તે કહી દીધું. પછી સુપરીન્ટેન્ડન્ટ એક કલાક સુધી જમશેદ સાથે બંધ બારણે મસલતે બેઠો.

લગભગ એક કલાકે તેઓ બાહેર નીકળ્યા અને સુપરીન્ટેન્ડન્ટ ચોરીની બોલ ચલાવવાનું કહીને ગયો. હવે શેઠ પોતે જમશેદને લઈ ખાનગી ઓરડામાં ગયા.

"જમશેદ? તારો તો કંઈ એમાં હાથ નથીની? બોલ, મને સાચું કહી દે; જો મને ઉડાવતો ના."

"નહીં બાવાજી. હું કશું જાણુતો નથી." જમશેદ પર તેના બાપને શક આવવાથી તે અજબ થઈ બાપને ટીકવા લાગ્યો. શેઠે પણ તેને ઘણી વાર સુધી ટીકયા કીધો; તેવણુની ખાતરી થઈ કે એ કામ જમશેદનું નહીં હોય

"પણ વારૂં, તુને કોઈપર શક છે? એ કોણે કીધું હશે? તું કંઈ કહી શકશે?" શેઠે પુછયું.

"કદાચ પેલા મારી સાથવાળાઓએ કીધુંબી હોય?"

"કોણ! તારી સાથવાળા? તારી સાથે કોણ હતું?"

"મારી સાથે જીવણજી, કુંવરજી, દાદાભાઈ ને એક બીજો હતો."

શેઠ દઘાઈ જઈને જોવા પડયા. તેવણુનો દીકરો કેવી જાતની સંગતમાં ફરતો હતો, તે હમણાજ જાણી તેવણુ અજબ થયા. પણ જીવણજી તો ઓફીસમાં કલારક હતો, અને શું તેની ઉપર પણ જમશેદ શક લઈ જાયછે? હવે તેવણુને કાંઈ હજારો વીચાર આવવા લાગ્યા, અને આગલી પાછલી યાદ કરી ભવીષ્ય માટે તેવણુ આજે તેવણુ પેહેલ વહેલો ખલાપો કરવા બેઠા.

## પ્રકરણ ૪૨ મું.

### શું? જીવણજી ચોર!

બીજે દહાડે જમાસ્પ શેઠની ઓફીસમાં સઘળા કલારકો નીચી મુંડીએ બેસી લખતા હતા. શેઠ પોતે પણ કામમાં રોકાએલા હતા, અને જમશેદ કાંઈ આજે અજબ ઉલટથી કામ કરતો હતો; તેવામાં એક લાંબા જબ્ભાવાળો અંજાણ્યા દેખાવનો પુરૂષ અંદર દાખલ થયો. તેણે ચાલમાંનું અળગું બારણું વગર રજા-

એ ઉઘાડયું, અને કોઈ પણ તેને જોય તે અગાઉ તો તે ચાલાક શખ્સે ઓરડામાં સઘળે પોતાની નજર ફેરવી લીધી. પછી તે ધીમેથી જીવણજીની ટેબલ આગળ ગયો, અને તેનાં ખભાં ઉપર હાથ મુકી "જીવણજી!" કરી બોલ્યો. સઘળાઓનું ધ્યાન તે તરફ ગયું. જીવણ તો આથી એકદમ ચોંકયો, અને પેલા સખ્સે—જે એક ડીટેકટીવ હતો તેણે—તેનો હાથ પકડી કહ્યું: "જીવણજી, ચલો, અમેરી સાથ!"

"કાંહ?" જીવણ વધાઈ પુછવા પડયો.

"પોલીસ ચોકી, દુસરા કીદર નહીં." પેલા ડીટેકટીવે ઠંડો જવાબ આપ્યો. બધા કલારકો એટલી વારમાં તો જીવણજી અને પેલા ડીટેકટીવની આસપાસ ફરી વળ્યા. શેઠ પોતે પણ ગડબડ સાંભળી તે તરફ આવવા ઉઠયા. ફકત જમશેદજ પોતાની જગ્યા ઉપર મુંગો મુંગો બેસી પોતાનું કામ કરયા કરતો જણાયો. પણ તેનું સઘળું ધ્યાંન તો આ બનાવ તરફજ હતું, અને થતી વાત તે ધ્યાન દઈ સાંભળતો હતો.

"પણ મને શા માટે ચોકીમાં લઈ જાઓ છો? અને તમે કોણ છો?" જીવણજીએ જરા તાંણ કીધી હાં, હા, હા!.

"સાહેબ, તુમ અમકુ નહી પએછાનતા? તુમકુ પરેલકા બગલામાં ગઈ રાતકુ ચોરીસી વાસ્તે પકડનેકુ હુકમ હયે." પેલા ચાલાક ડીટેકટીવે ઠંડે કલેજે જીવણને જણાવ્યું. એટલામાં શેઠ ત્યાં આવી લાગ્યા.

ડીટેકટીવે શેઠને સલામ કીધી.

"એ શું છે બા!" શેઠે સલામ પાછી વાલતાં ગભરાટથી પુછયું.

"શેઠ, હું ધારૂં છું કે તમારા કલાર્ક મી૦ જીવણજીને હું. તેડી જાઉ છું, તે માટે તમને કાંઈ ઝાઝી અડચણ થશે નહીં. હું એવણને એક ચોરીનાં શક માટે હાલ તો ચોકીમાં ઘસડી જાઉછું."

"પણ શું તમારી ખાતરી છે કે તમે ધારો છો તે માણસ એજ છે!" શેઠ દબાયલા જીવણ અને કલારકોનો ચેહેરો જોઈ ફીકરમંદ થઈ પુછવા પડયા.

"અલબત, સાહેબ. પુર ખાતરી વનાં અમે આ કામ કરતા નથી."

"પણ શું એ ચોરી માટે અને એકલાનેજ ઘસડયો છે કે કોઈ બીજાબી છે?" જીવણે પુછયું, અને શેઠે તેનો જવાબ સાંભળવા કાન ઉભા કીધા.

"મુગા મુગા મારી સાથ આવશો નહી તો હમણાંને હમણાં આ ઘરેણાં (ગજવામાં ઘાલેલી બેડી બતાવીને) પેહેરાવી દેવા પડશે."

હવે કોઈ કશું બોલ્યું નહી અને જીવણજીને લઈ પેલો ડીટેકટીવ નીચે ઉતરવા જતો હતો તેવામાં પાછો ફરી બોલ્યો:

"મી૦ જમાસ્પજી! મારે તમારી સાથે કાંઈ વાત કરવી છે. હું એક કલાકમાં આવીશ."

"ઠીક છે."

ડીટેકટીવ ગયો અને શેઠ પોતાના ખાનગી ઓરડામાં પાછા ફર્યા. તેવણે કેટલીક વાર વીચારમાંને વીચારમાંજ કાઢી અને પછી જમશેદને બોલાવ્યો.

"જમશેદ, જો સાચું બોલજે! હું હમણાં એટલાં તો સંકડાંમણમાં આવ્યો છું કે બસ નહીં. બોલ, જીવણજી પકડાશે એવી તેં આશા રાખી હતી કે? શું તને એ ઉપર શક હતો? કે એને પકડશે એ વીષેની તુંને અગાઉથી ખબર મળી હતી!"

"હા, મેં ધાર્યું હતું કે એ સપડાશે!"

"ત્યારે શું કાલે તારી સાથે એબી આવેલો કે?"

"હા"

"ને બીજું કોણ હતું? તું શું ધારેછે? કોઈ બીજાબી પકડાશે કે?"

"હા હું ધારૂછું કે પેલા બીજા બે જણ જે મારી સાથ હતા તેબી પકડાવાં જોઈએ!"

"પણ ત્યારે તારો તો કંઈ એ કામમાં ભાગ નથીની? જો, સાચું બોલજે!" શેઠે શક બતાવ્યો.

"અલબત નહીં; હું કંઈબી જાણુતોજ નથી. કાલે જયારે એ લોક મારી સાથે આવ્યા ત્યારે મને કશી ખબર ન હતી, એટલુંજ નહીં પણ મને કશો તેમની ઉપર શકબી

અચો ન હતો. પણ હું ધારૂં છું કે તેઓએજ શેઠનેબી ઝેર દીધેલું હોવું જોઇએ, અને એ રીતે તે બીચારાનું કાટલું કાઢીને પછી પોતે કામ કરી લીધું હશે." જમશેદ ઉપર તેના બાપને શક ગયો, તે માટે તેવણ જીગરથી બહુ દલગીર થયા, અને તેવણને પેલી આગલી વાત (ચેકની બીના) યાદ આવી જવાથી તેવણની આંખમાં પાંણી વરીક આવ્યાં.

"હું ખુશી છઉં કે તારો એમાં કશો ભાગ નથી. પણ પેલા બીજા બે જણ કોણ? તેના નામ શું છે?" શેઠે વાત આગળ ચલાવી.

"તે તો કોઇ વાંદરેનાં છે. તે લોકો સાથેબી મને જીવણેજ ઓલખાણ કરાવી; તેમાં એક જણ તે કુંવરજી ને બીજો કોઇ મવલાખક્ષ કરીને ગાયન ગાનાર છે. એનો સરોદ ઘણો મજેહનો છે. પણ હું કંઇ એ લોકને ખરોખર ઓળખતો નથી. તમેબી નહીં ઓલખી શકરો."

"વારૂં જમશેદ, તારો એમાં હાથ નથી એમ જાણી હું ખુશી છું; પણ યાદ રાખજે કે એવાની સોબતથી તારૂં કોઇ દહાડે વલવાનું નથી. હું તો જાણું જે તું સુધરી ગીયો હોશે? પણ તું તો જેવોને તેવોજ રહયો! જો, હવે હું ધારૂં છું કે આએ છેલ્લો ધડો તુંને ખરોબર શીખવશેઃ કેમકે એ છેલ્લોજ ધડો તને મળશે."

શેઠ આ પ્રમાણે બોલતા હતા, તે વેળાએ તેવણનું અંતઃકરણ જાણે કે તેવણને ડંખવા લાગ્યું. તે જાણે એમ કહેતું હતું કે "એ શીખામણની હાલ તમોને પોતાને, ઘણીજ જરૂર છે." તેવણને લાગ્યું કે તેવણની પેહેડીને, છેડો છેક આવી રહયો હતો. વળી તેવણે તેજ દહાડે "મુંબઇ સમાચાર"માં વાચ્યું હતું કે 'એક જાણીતા ખાનદાનની માહભારત પેહેડી જલદીથી દીવાળું ફુંકવાની અણી ઉપર જઇ પુગે એમ છે. અને ખરેખર! તેમજ હતું. ગરીબ લોકોને રડી રહેવાનો વખત નજદીકજ હતો. પણ એ છેલ્લા બનાવમાં શેઠનો કાંઇ વાંક ન હતો.

જમશેદ હવે બાપને વીચારમાં પડેલા જોઇ, તેમની પાસે રજા લઇ, પોતાની જગ્યાએ ગયો. શેઠ તો પાછા ટેબલ ઉપર માથું નાખી વીચારમાં પડયા.

## પ્રકરણ ૪૩ મું.

### ચોરને પોટળે ધુળની ધુળ.

બરાબર એક કલાક પછી પોલીસ અમલદાર આવી લાગ્યો. તે લાગલો જમાસ્પજી શેઠના ઓરડામાં ગયો, અને તેવણને તાકીદથી પોતાની સાથ બોલાવ્યા. શેઠ તરતજ તેની સાથ ગાડીમાં બેસી નીકળી પડયા. રસ્તામાં તે ડીટેકટીવે ખુલાસો કીધો કે વાંદરેના લીલાબાગ ઉપરનો તેવણનો શક લગભગ બોટો પડયો છે. ત્યાંના માલેકે પોલીસને અંદર જવા ન દીધી, તે છતાં સરકારી હુકમથી તે અંદર ગઇ, અને સઘળે પેલા બે જણા (કુંવર અને મવલાબક્ષ)ની બોળ ચળાવી; *પણ તેઓ મળ્યા નથી. પણ તેજ વખતે એક બીજી અચાનક શોધ થઇ ગઇ. ભાયખળા આગળ એક જુંનાં ખખ ભાંગા તુટાં ઘર પેર આજ કેટલાક દહાડા થયા પોલીસને શક હતો, અને તેજ દીને સહવારે સામેનાં ઘરમાંથી એક ડોસીએ પોલીસને ખબર કીધી કે ગઇ રાત્રે છેક મોડેથી કોઇ બે શખસો ત્યાં કાંઇ લઇને આવ્યા, અને પાછલે રસ્તે થઇ એક નાની બારીમાંથી અંદર ગયા. જયાંથી આસરે દોઢેક કલાકે બાહેર નીકળી ગયા. પણ તેઓ બારણું છોડી બારીમાંથી કાં ગયા, તે માટે પેલી બણબોટબોરી દોસી (જે તે રાત્રે ઉંઘ ન આવ્યાથી બારીએ બેઠી હતી) ને ચટપટ થઇ, અને બીજે દીને પોલીસને પોતાના ઘરના આદમીઓની નાખુશી છતાં ખબર કીધી. આથી પોલીસે તે ઘરની બોળ કીધી તો તેમાં કોઇ રહેતું જણાયું નહી, અને તે કોણનું ઘર હતું તે પણ બરાબર જણાયું નહીં. તેના બાહેરનાં બારણાંને એક જુંનું ખખ કાટાઇ ગએલું તાળું લગાડેલું હતુંઃ માટે હવે પેલી બારી આગળથી શોધ કરતાં પોલીસને સઘળું ખુલ્લું જણાઇ ગયું. તે તરફ ગઇ રાતને ચોરાએલો સઘળો માલ અનામત મળી આવ્યો, અને તે શીવાય બીજો પણ કેટલોક નીકળ્યોઃ આથી પોલીસે તે ઘર પોતાના ચોકી પેહેરા તળે લીધું. પેલો ડીટેકટીવ મી० જમાસ્પજી

ને તેવણુનો માલ પીછાણુવા ત્યાં લઈ ગયો. જામાસ્પજીએ સઘળું પોતાને ઘરનું ચોરાયલું ત્યાં જોયું. પણ ફકત તેવણુ ત્યાં ગુલાંનું નાનું સુંદર ઘંડીઆળ (જે તેણીને છેલ્લાં વરસપર પોતાના બાપ તરફથી ભેટ મળ્યું હતું અને હાલ તેણી જનસ તરીકે ફકત તેજ પેહેરતી હોવાથી તે પોતાનાં ખાનામાં રાખતી હતી તે)જ મળ્યું નહીં. શેઠ તેથી દલગીર થયા. બધું અનામત હતું, અને એ ઘડીઆલજ કેમ નહીં મળે? અંતે શેઠ પેલા ડીટેકટીવની સાથે બાહેર નીકળ્યા, અને પોલીસે તે ઘર ઉપર છુપી તપાસ ચાલુ રાખી, તેજ દહાડે ખરેખર રાત્રે સાડાબારને ટકોરે બે જણા પાછલી બાજુથી દાખલ થયા; હવે પોલીસનાં પેટમાં જીવ આવ્યો. આ બે જણા કોઇજ નહીં પણ કુંવર ને મવલાબક્ષ હતા. તેઓ વળી કાંઈ ચોરેલો માલ લઇ ત્યાં મુકવા આવ્યા હતા, અને પોલીસે ખામખા તે રાત્રે ત્યાં સઘળું આગળનીજ માફક પાછું ગોઠવી મુકયું હતું. બારી પણ જેમની તેમજ રાખી માત્ર છુપી નેગાહ રાખતી હતી. આખર બંને જણા અંદર ગયા, અને બારી બંધ કીધી. હવે પોલીસનો એક સીપાઇ હથીઆરબંધ થઈ તેજ રસ્તે ઉપર ચઢયો અને પેલી બંધ કીધેલી બારીને, આગળથી કીધેલી ગોઠવણુ મુજબ, બાહેરથી મજબુત સાંકળ દઈ બંધ કીધી. તે ઘરની બાહેર ચો તરફ સીપાઈઓ ચોકી પર રહયા. થોડી વારે અંદરથી બારી ઉઘાડવાનો ખખડાટ સંભળાયો, પણ ફોકટ. તરતજ પેલા ડીટેકટીવને ખબર કરવામાં આવી હતી તેથી તે ભારતી ગાડીમાં બેસી જામાસ્પ શેઠને ત્યાં જઈ જમશેદને લઈ આવ્યો, અને એક જીણાં નાકાંને રસ્તે જમશેદને પેલા બે જણને ઓલખાવ્યા. હવે પોલીસ અંદર ધસી ગઈ અને તેમને કેદ પકડયા કેટલીક રીકજીક પછી બંનેના હાથમાં બેડીઓ ઠોકીને તેમને ચોકીમાં લઇ ગયા. બે ત્રણ દીવસમાં તો આ ધણીઓ ઉપર જુદે જુદે નામે કંઈ અશંખ્ય ચોરીના 'ચારજ' આવી પડયા. વળી ચોરી ઉપરાંત ખોટી સહી ને ખોટી નોટના અનેક તોહોમતો તેમને માથે આવ્યાં. સેવટે મુકદમો સેસન્સમાં મુકતાં તેમને સાત સાત વરસનાં દેશનીકાલની શીક્ષા થઈ. ફકત જીવણુજ બચ્યો. તેણે પુષ્કળ રૂપીઆ વેરયા, અને તેના બાહોસ બેરીસ્તરની ફતેહથી તે આખર બચવા પામ્યો. તેનો આ પેહેલોજ ગુનાહ સાબેત થયો, અને તે તો માત્ર કુંવર અને મવલાબક્ષના હાથમાં હથીઆર જેવો થઈ પડયો હતો. વળી ચોરીનો કશો માલ તેને મળ્યો કે તેણે ચોરયો ન હતો. તેનો વાંક માત્ર ચોરોને સગવડ કહી આપી સધર ઘેર મેળવી આપવાનો હતો, અને તે માટે તેને જે કંઈ અવેજ મળ્યો હતો તેથી ચાર ઘણા રૂપીઆ તેણે વેરયા. તોપણ છ મહીનાની સખ્ત મજુરીમાંથી કાંઈ તે ગયો નહીં.

જડજે ચુકાદો આપતાં જમશેદને સખ્ત ટીકાઓથી શીખામણ દીધી. લોકો કહેવા લાગ્યાં કે આવા માત્રાની સોબતમાંથી તો કાંઈ વડાંઓનાં પુનશીજ બચી ગયો! શેઠ ખાનદાનના એક નબીરાને જુગારી ને ચોરોની દોસ્તીમાં શું શું ખમવું પડે છે તે સઘલું જડજે એવું તો અસરકારક રીતે કહી સંભળાવ્યું અને પોતાના સખ્ત ટીકાથી તેની ઉપર એવી તો અસર કીધી કે શેઠને પણ ત્યાં ઉભું રહેવું ભારી પડયું. જમશેદ જોકે સુધરયો નહીં હતો તોપણ આથી તે ઘણોજ શરમાયો, અને કેટલાક દહાડા તેણે પોતાના ઓરડામાં 'ગોંધાઈ રહી'ને કાઢયા. જયાં સુધી એ વાત લોકોના મનમાંથી ભુલાઈ નહીં, ત્યાં સુધી તેણે બાહેર જવા તથા હરવા ફરવાનું સમુળગું છોડી દીધું.

આ બનાવથી સઉથી ખરાબ અસર મોટીબાઈ ઉપર થઇ. તેવણુની માંદગી ભયભરી રીતે વધી પડી. અને ગુલાંની અતીઅંત કાળજી અને રાત દીવસની હેજગારી ભરી અને સાથે માયાળુ માવજત છતાં તેવણુ આખા છ મહીના ખાટલે પડયાં.

જમશેદ આ બનાવ હવે જલદીથી ભુલ્યો નહીં. જડજના શબ્દો કેટલુંક સુધી તેના જીગરમાં કોતરાઈ રહયા. શું એક શેઠ ખાનદાનના નબીરાને આવી ટોલકીની દોસ્તી ઘટતી હતી? આ સવાલ તે પણ હવે પોતાનાં મનને પુછીને ખુજવા લાગ્યો. હવે તેને લાગ્યું કે

તેની આ ચાલથી જો કોઇ પણ રીતે તેનાં કુટુંબને જે નરસ લાગ્યું હતું, તે ડાઘ ધોવાઇ જાય તો હવે તે પોતાની જીંદગીમાં ઘણો સારો નર્બાશે નીવડી એનો સઘળો બંગ વાલી આપે. ગમે તે કહો, પણ જમશેદ બહુ કાંકવાળો અને શરમાળ હતો: તેથીજ તે સુધરવા માટે પોતાનાં મન સાથ અનેક ઠરાવો કરતો હતો. પણ અફશોસ ! એવા ઠરાવ અમલમાં લાવવા આવા એક નબળા મનના ધણીને બહુ મુશકેલ હતા. એક તરફ તેને ભર કોરટમાં જડજના ટીકાથી નીચું જોવું પડ્યું હતું, અને વળી બીજી તરફથી તેનો સદાનો લલચાવનાર અને સેવટે આવા ખાડામાં તેને હોમાવનાર જીવણ હાલ તેની ઓફીસમાંથી બરતરફ થયો તો થયો, પણ વલી છ મહીના ગયોઃ એટલે તેના એકાંત વાસમાં તેને કંટાળો આપનાર દુર થયો હતો. વળી બીજી તરફ કુંવર ને મવલાબક્ષના કાવત્રાં તેની નજર આગળ ખુલ્લાં થવાથી તેમે તેઓ ઉપર ધીક્કાર ઉપજતો. તેઓ પણ હાલ દેશનીકાલ થયલા હોવાથી જમશેદને સુધરી જઇ ડાહયો થવા માટે ઘણીક તકો હતી.

## પ્રકરણ ૪૪ મું.

### એક તરફથી ખુશાલી અને બીજી તરફથી દલગીરી.

ઉપર જોઇ ગયા તેમ જમશેદને સુધરવાને ઘણી તક હતી. આ વેળાએ તેણે કીધેલો ઠરાવ તે અમલમાં લાવી શકતે: કેમકે તેને લલચાવી ફસાવનારૂં કોઇ રહયું ન હતું. કુંવર અને મહ્લાબક્ષ ગયાને લીધે હવે લીલા બાગમાં જવાની તેને કશી લાલચ ન હતી, અને ત્યાં બીજા કોઇ એની ઓળખાણના હતા પણ નહીઃ તથી હવે તણે કીધેલો ઠરાવ પાળવાના કસમ લીધા, અને એ રીતે મહીનાના મહીનાઓ ગબડી જવા લાગ્યા. જમશેદ કામ ઉપર દીલ લગાડવા લાગ્યો. તણે બાહેર ભટકવાનું બીલકુલ છોડી દીધું. તે ઘરમાં મા બહેન સાથ આગળની માફક પાછો હસીને બોલતો અને ગઇ વાત ભુલતો જણાવા લાગ્યો. આગલા બનાવને છ માસ પુરા થયા, અને મોટીબાઇની માંદગી પણ રફતે રફતે ઓછી થતી ચાલી. તેવણ દીકરાની દેખીતી સુધરતી જતી ચાલ જોઇ ખુશી થવા લાગ્યાં, અને એ રીતે પરેશનો આ બંગલો એક વાર વળી પાછો હસતો બોલતો થયો. તેમાં વસનારાં ખુશી ખુશાલી અને આનંદમાં પોતાનો વખત પસાર કરવા લાગ્યાં.

પણ અફશોસ ! આ ખુશી ખુશાળી જેવી બાહેરથી દેખાતી હતી તેવી અંદરખાનેથી નહીં હતી. અલબતાં બંને છોકરીઓ—ગુલાં અને દીનું—ખરાં જીગરથી ખુશાલ હતી; તેમને મનથી આખું ઘર પણ તેમજ હતું. જમશેદના સુધરી જતા દેખાવથી મોટીબાઇ તદન સંતોષી હતાં, અને જો આ વેળા તેવણનાં મન ઉપર એક બીજી અફશોસ ભરી બીના આવી પડી ન હતે તો તેવણ તદન સુખી કહેવાતે. પણ અફશોસ! તેમ નહીં હતું. એક ગમથી તેવણ દીકરાની સુધરતી જતી ચાલથી સુખી દીસ્તાં, અને બીજી તરફથી તેવણનાં મન ઉપર કંઇ અફશોસકારક બનાવનો છાપ પડી રહયો હતો. જ્યારે દીકરો ઘરમાં આવતો જતો ને રહેતો થયો, ત્યારે દીકરાનો બાપ કાંઇ ન જણાયેલાં કારણથી બાહેરનો બાહેર રહેતો હતો. તેનો ચેહેરો દહાડે દહાડે ફીકો થતો ચાલ્યો, અને તેનાં મ્હોં ઉપર રફતે રફતે કાંઇ છુપી ગમીનો પ્રગટ છાપ દીસવા લાગ્યો. કોઇને તો તે જણાયું નહીં, પણ મોટીબાઇની અનુભવી આંખે તે પ્રગટ દીસ્યું. તેવણ જીગરથી ઇચ્છવા લાગ્યાં કે તેવણનો ધણી એ ભેદનો તેવણની આગળ ખુલાસો કરી દઇ પોતાની ગમગીનીમાં તેવણને ભાગ લેવા દઇ, પોતા ઉપર પડતો બોજો થોડોક ઓછો કરે ! પણ તેવણનાં ધણીએ તેમ કીધું નહીં. મોટીબાઇની ગમે એવી માથાળુ દીલની અરજ છતાં તેવણે એ ભેદ ફોડયો નહીં. અહીં જામાસ્પ શેઠની કાંઇ ખરી મતલબ હતી નહીં. તેવણ પોતે પણ એક વાર પોતાની મોહોરદારને પોતાની હાલત જણાવી દઇ મન ખુલ્લું કરવા ઇચ્છતા, પણ તેવણ મોટીબાઇની અસાધારણુ માંદગીને લીધે અને વળી તે વરસમાં બનેલા

ઉપરા સાપરી બનાવોથી તેવણુને થયલી નાતવાની અને દુઃખનો ઉભરો વધી પડે કરીને બીહતા: તેથી તેવણુ આ નવી ચીંતાથી પોતાની પરણુતરને અંજાણી રાખવા ઇચ્છતા, અને તેથીજ અવારનવાર બાહેરના બાહેર રહી મોડા ઘર આવતા હતા.

મોટીબાઇ એ સઘળાંમી માત્ર એટલીજ તર્ક બાધી શકતાં કે શેઠને ધંધામાં કાંઇ ખોટ જતી હશે, અથવા તેવણુથી ઉમ્મરના વધારાને લીધે હવે કામ થઇ નહીં શકતું હશે: અને તેથી તેવણુની દેહ લથડતી હશે. આ રીવાએ પોતાના ધણીની ગમગીની અને નબળાઇ વીષે મોટીબાઇને બીજો કશો ખ્યાલ આવતો ન હતો. પણ વળી આ વેળાએ તેવણુ પોતાના પુત્રને ખરો સુધરી ગએલો જાણી શેઠ ખાનદાનનું નામ રાખે એવો હીરો તેને મ થી સમજતાં, અને તેમાં પોતાનું બીજું સઘળું દુઃખ અને બેચેની ભુલાવવાની તજવીજ કરતાં હતાં. પણ તેજ વખતે જમશેદ ખરો સુધર્યો ન હતો. તેણુ જીવણુની દોસ્તી તજી હતી ખરી, તેમજ લીલાબાગ અને તેની ભુળાંમરીને પણ હવે તેણુ સદાની છેલ્લી સલામ કીધી અને તેણુ જુગારીઓની સફમાં સી જુગાર રમવાનું છોડયું ખરૂં, પણ તેથી શું થયું? તેથી કાંઇ એ બુરા લખે તેના મન પર કરેલી અસર સમુળગી જતી રહી ન હતી. તેને અસલથી સરત અને સોરતીમાં નાણુા ભરવાની બહુ લાલચુ ટેવ હતી. હાલ જીવણુને ઓફીસમાંથી બરતરફ કીધા છતાં તેની ઓફીસમાં બીજાઓ દર મહીને પોતાના પગારમાંથી ચોકસ રકમ એવાં કામ માટે જુદી કાઢતા, અને પછી તે ઉપર નસીબ અજમાવતા. એ સ તેઓ જાહેર રીતે કરતા, અને શેઠ તેમને કશી રીતે એમાં અટકાવતા ન હતા. એ જમશેદ અસલથી જોતો આવ્યો હતો, તે હજી પણ જોતો રહયો હતો: માટે હવે તેણુ પણ પોતાના દર મહીનાના લવાજમ (કેમકે શેઠ તેને ચોક્કસ પગાર આપતા, જે તેને જોઇએ તેમ વાપરવાનો પુરતો હક હતો તે)માંથી એવું કાંઇ કરવાનું મન કીધું. તેણુ તેમજ કરવા માંડયું. એક બે વાર તેણુ એ માટે ચોક્કસ ભાગ જુદો કાઢયા કીધો, પણ પછી તેની લાલચ બહુ વધી: એથી તેણુ આખા પગારનાં પગાર તેમાંજ રોકવા માંડયા. વળી પાછું તેનું ધ્યાન ધંધા પરથી ખસ્યું, પણ તે તરત કોઇને જણાયું નહીં. એ રીતે ગયલી આફતને એક વરસ પુરૂં થવા આવ્યું એટલામાં તો તે વાત પુરી ભુલાઇ જવા આવી, અને તેને બદલે નવી આફતનું સીહા વાદળ માંથે ભમવા લાગ્યું.

~~~~~~~

## પ્રકરણ ૪૫ મું.

### દીનુની વરસગાંઠ.

શેઠ ખાનદાનને ત્યાં ચોરી થવા પછી આઠ મહીને તે મકાનમાં એક ખુશાલો ભરયો બનાવ બન્યો. ઘણુંએ આ નાનકડો બંગલો પાછો હસ્તો બોલતો થયો. તે દહાડે દીનુનું વરસ હોવાથી જામાસ્પ શેઠે પોતાના બે ચાર મીત્રોને જમવા બોલાવ્યા. આ વેળાએ નાજાં આઠેક દહાડાની પોતાની મા સાથ ત્યાં આવી રહી હતી, અને બરજોર માણુકને ત્યાં પણ તેડાંની ચીઠી ગઇ હતી. પણ નસરવાનજી આજે કાંઇ ચોક્કસ પણ અતી અગત્યનાં કામની રોકાણુમાં પડેલો હોવાથી તેણુ પોતાને મલેલાં એ માન માટે ઉપકાર માની પોતાની અડચણુ જણાવી હતી, પણ બરજોર તો આજે ખુશીથી આ મકાનમાં દાખલ થયો હતો. તેને અહીં કોઇ સાથ અંજાણું ન હતું. ગુલાં સાથનો તેનો સંબંધ હવે સર્વની જાણમાં આવ્યો હતો. હવે તેને અહીં આવવા ઘણું ભાવતું અને આ ઘર તેને પોતાનાં ઘરથી પણ વધુ પ્યારૂં લાગતું હતું: તે સાથ વળી હવે જમાસ્પ શેઠ પણ બરજોરને ચાહતા અને પોતાનાં કુટુમ્બમાં ખુશીથી ભેળાવા દેતા હતા. એવું તો ઠીક હતું, પણ આજે શેઠ કંઇક ગમગીન દીસ્તા હતા. તેવણુ જો કે ચેહેરા પર બાહેરથી તો ઘણીબી ખુશાલી બતાવવા જતા, પણ તેવણુનાં મન ઉપર કાંઇ ચોક્કસ વાતનું દબાણુ હોય એવું ખુલ્લું દીસ્તું હતું. આજે પોતાના ઘરમાં ખુશાલ રહેવાનું તથા મીત્રોને બોલાવી મેજબાની આપવાની તેવણુની મતલબ ફક્ત પો-
~~~~~~~

તાનાં કુટુંમ્બને ખુશ કરવા શીવાએ બીજી કશી ન હતી.

આજે જેમ ખરશેર અને ગુલાં એક બીજાને મળ્યાથી ઘણાં ખુશી દીસ્તાં અને તેથી તેમને આજનો દીવશ વધુ ખુશ લાગતો હતો, તેમ જમશેદ પણ આજે કાંઇક ખુશ લાગતો હતો. તે આજે પોતાની માસીની દીકરી સાથ કાંઇક વાતમાં ને વાતમાં રોંકાયલો લાગતો હતો. દીનું આજે પોતાની સાલગરેહની ખુશાલીમાં હસ્તી રમતી સઉ સાથ ભેળાતી ફરતી હતી. તે બાપની નાની અને લાડકી દીકરી હોવાથી ઘણી ખરી બાપની આગળજ હતી. જો કે આજે આ નાના બંગેલામાં ખુશાલી માત્ર એક વરસ ગાંડની દીસ્તી, તોપણ અંદરખાનેથી સર્વ કોઇ પોત પોતાની ખાશ મતલબને લીધે ખુશ દીસ્તાં હતાં. આજે ગુલાંએ પોતાના થનાર ધણીની આપેલી પેલી સુંદર લોકેટ વ્હાલા માતપીતાની રજાથી લટકાવી હતી, અને તેજ દીને ખરશેરે સર્વેની રાજી ખુશી પુછીને ગુલાંને એક બીજી સાદી તેમજ શોભીતી વીંટી પોતાના અદરાયાની ઇંધાણી દાખલ પેહેરાવી હતીઃ આથી ગુલાં અને તેની મા ખરેખર ખુશ હતાં. મોટીબાઇએ કોઇ સારો દહાડો જોઇ આ પોતાના સુપુત જમાઇને રૂપીઆ પેહેરાવાની ક્રીયા કરવાનું ધારી લીધું હતું. વળી તેજ વખતે મોટીબાઇની બેહન દીનબાઇનો વીચાર પોતાની નાજાં દીકરીનું જમશેદ સાથ ગોઠવી દઇ પોતાની બેહનનેજ વ્હેવાંણુ કરવાનો હતો. પણ હજુ એ વાત જાહેર કરવાને તેવણુ અચકાયા કરતાં હતાં. બીજી તરફ જ્યારે સઘળાં એમ પોત પોતાનાં કામ વચ્ચે રોકાએલાં હતાં, ત્યારે જમશેદ એક બાજુએ નાજાં સાથ એકલો પડયો હતો. તે હવે ઉમ્મરે પુગેલો હતો, તેમજ નાજાં પણ કાંઇ નાની ન હતી. એ બંને વચ્ચે માત્ર દોઢ વરસનો ફરક હતો. જમશેદ નાજાંને ચાહતો હતો. તેણે કેટલોક વખત થયો તેની સાથ પરણવાની મનમાં ઉમેદ બાંધી હતી, પણ તેની છેલ્લી કેટલીક બદ વરતણુક પછી નાજાં તેની સાથ ઝાઝું બોલવું રાખતી ન હતી, અને જ્યારે પણ તેઓ સાથે મળતાં કે નાજાં પેલી જુની વાત (જ્યારે તેને રસ્તામાંથી લોહીલુહાણ ખરશેર અને હીરજી લાવ્યા હતા તે વખત)ની યાદ દેવાડીને તે માટે શરમાવતી હતી. છેલ્લાં છેલ્લાં જમશેદ જો સુધરતો જતો જણાતો હતો તેનું એક કારણ નાજાંની એ ઘડી ઘડી કહેવાથીજ તેનાં મન ઉપર કંઇક અસર થવાને લીધે હતું. આજે જ્યારે તેઓ એકળાં પડયાં કે પોતાનો પ્યાર જાહેર કરી નાજાંનાં મનમાં શું હતું તે જાણવાનો તેણે ઠરાવ કીધો. "નાજાં નાજાં! વારૂં હવે તારૂં વરસ કયારે?" જમશેદ કાંઇક વીચારમાં ને વીચારમાં બોલ્યો. "કાંએ વારૂં, તેનું તમારે શું?" નાજાં બોલી.

"હા, હા, મારે તેનું કામ છે. બોલની તો!"

"જાઓ, નથી બોલવાની. તમે શું કહોછો?" નાજાં રીસાઇ પડી.

"એમ ના કર! મારે તુંને કંઇ વાત કેહવી છે. ચાલ! પાસેના ઓરડામાં આવ." જમશેદ કાંઇક આજે અજબ ગંભીરતાથી નાજાં સાથ બોલતો હતો. નાજાંને તે અજબ લાગ્યું: માટે મુગી મુગી જમશેદની પાછળ પાસેના ઓરડામાં ગઇ. અહીંઆં જમશેદે પોતાની તેની સાથે પરણવાની વરસો અગાઉની ઉમેદ તેને કહી. નાજાં શરમાઇ ગઇ; તે કશું બોલી શકી નહી. પણ તેના મુગા અને લાલ થયલા શરમાળ ચેહેરાએ જમશેદને સઘીઆરો આપ્યો. ઘણી વારે નાજાંએ પાછો જમશેદને તાંણો મારી ચોંકાવ્યો. તેણીએ વળી પાછી પેલીજ યાદ આપી.

જમશેદને બહુ લાગ્યું; તોપણ નાજાં પરના પ્યાર ખાતર તેણે સઘળું સાંભળ્યું. લીલા બાજુની સંગત અને જીવણની દોસ્તી કદી ફરી નહીં કરવાના તેણે પોતાની ધારેલી પ્રીયા આગળ કસમ વર્તીક ખાધા. હવેજ નાજાં કાંઇક ખુશ થયેલી જણાઇ. તેઓએ એક બીજાં ઉપર નજર રાખવાનો ઠરાવ કીધો, અને છુટાં પડયાં.

પણ માણુસ ધારેછે શું ને ખુદા કરેછે શું? તેમ બીજો એક મહીનો નહીં ગયો; એ

ટલામાં તો જમશેદ અને નાજાં અદરાયાં. આઠ દહાડામાં તેઓનાં ઉતાવળાં લગ્ન ઠરયાં. એ રીતે બરજોર અને ગુલાંનાં ધારેલાં લગ્ન રહી ગયાં અને તેને બદલે આ તો નવાં ને નહીં ધારેલાં લગ્નની તેયારી ચાલી. પરેલનો જમાસ્પ શેઠનો બંગલો વળી હસ્તો રમતો થઇ રહયો હતો. તેમાં ગીત રંગના સરોદો અને કાપડીયા તથા ઝવેરીઓની ધમાલ ચાલી રહી.

જમશેદ અદરાયા પછી ત્રીજે દીવસે બરજોર શેઠેજ મળવા આવ્યો, અને તેણે આ નવાં જોડાએલાં જોડાંની ખુશાલીથી ખબર સાંભળી. વળી મોતીબાઇએ તેને એ સમાચાર કહેવા સાથે મીઠું મ્હોં વટીક કરાવ્યું; બાદ તે ગુલાં સાથ વાતે વળગ્યો.

"કાંએ, બરજોરજી! તમે આતવારે નહીં આયા." ગુલાં બોલી.—"મને જરા કામ હતું; કેમ વારૂ? પણ જો હું એ વાત (જમશેદ અદરાવાની) જાણુતે તો એને મુબારકબાદી આપવા જરૂર આવતે! તું શું ધારે છે, ગુલાં! એ છોકરી કેવી છે?"

"કોણ નાજાં! શું એને સારૂ તમુને કાંઇ શક છે? મને તો લાગેછે કે એ જોડું બરોબર બંધબેસ્તું છે."

"એમ હોય ત્યારે તો સારૂં; પણ જમશેદનું હાલ કેમ ચાલેછે?"

"ઠીક છે; ઘણું મજેહનું હમણા તો એ કેઠે જતો નથી, અને ઘરમાંજ રેહેછે પણ—"

"વલી પણ શું?"

"નહીં કંઇ નહીં. અરે પણ તમુંને ખબર કે? જમશેદને તો બાવા ધંધામાં ભાગ્યો કરવા માંગેછે? તમે શું ધારોછો? મને તો બા બીહક લાગેછે કે વરી એના હાથમાં જો એમ કંઇ ઘણું સરખું આવી જશે તો કેથે પગ લંબાવશે."

"નહીં નહીં, હું તો ધારૂં છું કે એથી ઉલટીજ અસર એની ઉપર થશે. ધંધામાં પડયાથી એનું ધ્યાન રોકાયલું રહેશે, ને વળી પરણ્યાથી એને ઘરમાં આવવાનું બી એક ખાસ કારણ રહેશે. પણ વારૂં, એ નાજાં કેવી છે? કંઇ ઘણી ઉડાઉ તો નથીની? લાગે છે તો એશકી, પણ પછી તો કોણ જાણે!"

"નહીં, નાજાંને જરાબી એવી ફીસીઆરી નથી. એ તો માંસી એટલું બી એને ધીંક ધીંક કરેછે તેમાં; બાકી એતો બીચારી કંઇજ જાણે નહીં તેવી છે.!"

"ત્યારે તો સારૂં; પણ વારૂં આજે બાવા કયાં છે?"

"બાવા! બાવા તો હજુ ઓફીસેથી આયા નથી. એ તો જમશેદ આજે માથું દુઃખે છે તેથી ઘરમાંજ રહેલો છે."

"પણ તારા બાવાની દુકાન તો આજે બંધ છે."

"શું? દુકાન બંધ છે? કાંએ? આજે શું છે જે!"

"વળી આજે દસેરા, તે તુંને નહીં ખબર કે?" બરજોરે યાદ આપી.

"અરે હા જો! કાલે રામોબી રજા માંગતો તો કે કાલે દસેરા છે તેની રજા આપો. પણ મને તો કંઇ યાદજ નહીં મળે! પણ ત્યારે બાવા હજુર આયા કેમ નહીં હોશે? વખતે કામ હોશે. ચોપડા તપાસવાના હોશે." ગુલાં ફીકરથી બોલી.

"નહીં, નહીં! બાવા દુકાનમાં તો છેજ નહીં. હું દુકાને થઇને આવ્યો, અને તેથી તો પુછું છું? પણ વારૂં, એવણ કંઇ શીક છે શું?

"નહીં, બાવા શીક તો નથી; પણ કોણ જાણે શું છે તે કંઇ હવે તો ઝાઝું બોલવાનુંજ મુકી દીધુંછે બસ ઘરમાં આવેછે તે જમીને ચાહ પી ને પાછા પોતાનું કામ લઇને બેસેછે. તે દહાડે માંએ 'પુછયું, ત્યારે તો ચીરડાઇ ગીયા. બરજોરજી, તમારી સાથે તો હવે ઘણું સારૂં થઇ ગીયુંછે. તમે કોઇ વખત જરા એવણને પુછી જોવોની કે શું છે? કંઇબી માલમ પડે તો તેનો ઇલાજ થાએ કેની."

"વારૂં, ઠીક છે." બરજોર બોલ્યો, અને હવે ટરેનનો વખત થયલો હોવાથી બરજોર ઘેર જવા નીકળ્યો.

## પ્રકરણ ૪૬ મું.

### શેઠની પેહેડી ભાગી પડવાની અફવા; જમશેદ અને નાજાંનાં લગન.

"કેમ, બેન! શું કરોછો? નસરવાનજી છેકે?" દારાબ દસ્તુર આજે કંઇક અગ[illegible]ન

કામસર સહવારનાં પોહોરમાં બરજોર માણેકને ત્યાં મુલાકાતે આવ્યા. તેવણુને દાદર આગળજ બરજોરની મા (જેવણુ સાથ પણુ દારાબ દસ્તુરને થોડી ઘણી પીછાન હતી.) ને જોઇ પુછવા પડયા.

"હાજી, આવોજી, છેજી." દસ્તુરને આવકાર મલ્યો, એટલામાં તો આગળે ઓરડેથી નસરવાનજી આવી દસ્તુર સાહેબને પોતાના ઓરડામાં લઇ ગયા.

"સાહેબ, મેહેરબાન! કેમ છેઓ, દસ્તુર સાહેબ! કાંઇ ફરમાસ? કાંઇ સહવારને પોહોર આવવું પડયું."

"હા, જરા કામ છે તેથી." દસ્તુર સાહેબ જવાબ આપતા સારે ચાલ્યા.

આજે દસ્તુર એક અગત્યના દસ્તાવેજ ઉપર નસરવાનજીની સહી લઇ તે બાબે કાંઇક મસ્લત કરવા આવ્યા હતાઃ માટે તેવણ પોતાનું કામ કરવા બંધ બારણુ બેઠા હતાઃ હવે કામ પુરૂં થવા પછી તેઓ જવા ઉઠયા, અને તે વેળા સાધારણ વાતચીત કરતાં તેઓ શેઠનાના જમાસ્પની વાતે ઉતર્યો.

"નસરવાનજી! આજે જમાસ્પજીને ત્યાં કંઇ સાદી રામસની જેવું છે શું? કંઇ મને તેડું આયુંચ? તે શું એ શેઠ પોતાને ઘરજ લગ્ન કરેછે કે?"

"હા, મેહેરબાન! આજે શેઠના છોકરા જમશેદની સાદી છે. અમુને પણુ ચીઠ્ઠી આવીછે." નસરવાને ઉતર વાલ્યો.

"પણુ એ છોકરી કોણુની! તમે ઓળખો છો કે!"

"નહીં સાહેબ, ખરેખર નહીં. પણુ એ છોકરી શેઠનાં ધણીઆણી મોટીબાઇની બેહનની સાવકી દીકરી થાએછે, મેં જોઇ નથી, પણુ કેહેછે કે જરા પઇસાદાર છે. એ લગ્ન બધાંની રાજી.ખુશીનાં થયાંચ. મોતીબાઇબી પોતાની બેહેનની દીકરી લેવાથી ખુશી છે; શેઠનેબી એ લગન ગમ્યાંછે, પણ શેઠે કશી ધામધુમ કરવાને બદલે લગ્ન તરીકેની ભેટ દાખલ જે કાંઇ રમત કાઢી હતી, તે એ બંને (છોકરા છોકરી)નેજ આપવાનો ઠરાવ રાખ્યો છે."

"હા, એબી ઠીક! પણુ એ (જમશેદ) હવે કેમ ચાલેછે!"

"હાલ તો ઠીક છે, સાહેબ."

"સારૂં, સારૂં ત્યારે તો બીચારાને છેલ્લા બનાવથી તો ઘણુંજ નરસ થયું છે. હું ધારૂં છું કે એ બનાવ પછી જમાસ્પ શેઠ ઘણાજ ગંભીર થઇ ગીયાછે, ને હવે તો બાહેર મંડલીઓમાં બીલકુલ જણાતાજ નથી. પણુ વારૂં, એ બીજી શું વાત ચાલેછે? તમુને ખબર કે? કેહેજે એવણુની પેહડી ભાગી પડ્યા સરખી થઇ રહીચ?"

"સાહેબ, મને આ વાત જાંણી ઘણું દુઃખ થાએચ, પણુ કોણુ જાણે એ શેઠને શું સુઝ પરેચ. મને એવણુના બાપ યાદ આવેચ, ત્યારે ઘણું દુઃખ લાગેચ કે તેવણ કેવી હુંજગારી ને જાતી મેહેનતે મેળવેલો એ પઇસો ને ઘરબાર તેના હવે-પણુ હજુબી ખોદાએ એના વાપરતાંને સલાંમત રાખે ને તેમને સારૂં સુઝાડે." (અહીં નસરવાંનની આંખમાં આગલી યાદથી પાણી આવી ગયાં, અને તે જોઇ દસ્તુરે એ વાત બંધ પાડી.)

"ખચ્ચીત! જમાસ્પ શેઠને તમુને છોડવા નહીં જોઇતા હતા. હું ધારૂં છું કે એમાં એવણુની મોટી ભુલ થઇછે ને કદાચ હવે તેવણ તેને સારૂ પસ્તાયાની હશે. જ્યારે કાંઇ આડું હોયછે, ત્યારે માણસના એવુંજ સુઝ પડે છે."

"અરે શેઠ, એવણુને ખોદા એવું કંઇ નહીં દેખાડે! ખોદા એને એનાં બચ્ચાં સાથ સુખી રાખે!"

"અલબત, અલબત! આપણુને તો એવુંજ ઇચ્છવું જોઇએ. હું પણુ ઇચ્છું છુ કે ખોદા એમને ત્યાંની આ સાદી મુબારક કરે ને એ પછી એ શેઠ પોતાનાં વ્હાલાંઓ સહીત સુખી રહે! ચાલો, શાહેબજી."

"મેહેરબાંન સાહેબ." નસરવાન દારાબ દસ્તુરને નીચે મુકવા ગયો, અને ત્યાર પછી તે આખો દહાડો તેણુ વીચારમાંજ કાઢયો.

વળી પાછા સાંઝે નસરવાન અને દારાબ દસ્તુર ભેગા મલ્યા. આ વેળાએ તેમની સાથે જમાસ્પ શેઠ પણુ હતા. તેવણુના ચેહેરા ઉપરથી આ બંને જણુ જોઇ લીધું કે આજની ખુશાલી તેવણુને મનથી કાંઇ હતીજ નહી. તેવણુ ગમે એવા ખુશી રહેવા કરતા હતા, પણુ તે-

વખુણી તેમ થતુંજ ન હતું. તેવણુનાં મન ઉપર કાંઈ ભીતિ બોજો જણાતો હતો, અને તેનો ભેદ કોઈ સમજી શકતું નહી હતું.

અંતે બીજાં સઘળાંઓની ખુશી ખુશાલી મુરાદ, અને મુબારકબાદી વચ્ચે જમશેદ અને માંજાં પરણી ઉઠયાં. બીજા બે કલાક સુધી ખાવા જમવા અને ગાવા વજાડવા વીગેરેની હસી ખુશી ભરી ક્રીયા ચાલી. ત્યારબાદ બે ચાર મીત્રો (જેઓને ખાસ નોતરયા હતા તેઓ) આવ્યા હતા, તેઓ જવા ઉઠયા. આ વેળાએ દસ્તુરને અજબ આગ્રહ કરી જામાસ્પ શેઠે થોભાવ્યા, અને જમશેદના પાછલી રાતની લગ્ન ક્રીયા પાકી કરીને જવાની અરજ કીધી. આ અરજ કાંઈ ખાસ મતલબથી થઈ હોય એવું શેઠના ચેહેરાપરથી ખુલ્લું જણાયું. દારાબ દસ્તુર સાથ શેઠે ખરજોર માણેકના નસરવાનને પણ ઓંહોંસ કરી રાત્રીએ રાખ્યા, અને સઘળાં વગે સગે થયા પછી જામાસ્પ શેઠ કામનાં કાગલનું એક બંડલ લઈ ઉપલા બે જણા સાથે એક એકાંત ઓરડામાં ગયા. આ ઓરડામાં બનેલો બનાવ તદન દુઃખદાએક હતો, પણ આજને અવસરે કોઈની જાણમાં ન આવે તેની ચોકસાઈ ખાતર તે ઓરડાનાં દરએક તરફના બારી બારણાં બંધ કરવામાં આવ્યાં હતાં. આ કામમાં તેઓ એટલા તો ગમખાર બન્યા હતા કે તેઓને આજના અવસરનું મુદ્દલ ધ્યાન ન રહયું. જ્યારે બારનો ટકોરો પડયો, ત્યારેજ દસ્તુરનું ધ્યાન આજની ગંભીર ક્રીયા ઉપર ગયું, અને જમશેદનાં પાછલા આસીરવાદનો વખત થવા આવ્યો હતોઃ તેથી તેવણુ શેઠને જાણીતા કીધા. હવે તેઓ જેમ બને તેમ જલદી બાહેર નીકળવાની તજવીજ કરવા પડયા. અંતે અરધો કલાક પછી તેઓ બાહેર આવ્યા. આ લોકોનાં બંધ બારણાંનાં કામ વીષે હાલ આપણુ એટલુંજ જણાવીશું કે જ્યારે તેઓ અંદર ગયા ત્યારે બે જણા (દસ્તુર અને નસરવાનજી) ખુશ દીસતા અને ત્રીજો ગમગીન અને ઘેરાયલો જેવો હતો. પણ જ્યારે પાછા ફરયા ત્યારે તેઓની હાલત ઉલટીજ કીસમની હતી. બાહેર નીકલ્યા ત્યારે શેઠના મનપરથી ઘણો ભાર ઓછો થયો હતો, અને તેથી તેવણુને ઘણી નીરાંત મળી હતી; પણ તેજ વેળાએ તેના પેલાં બેઉ મીત્રો ઘણા ગમગીન દીસતા હતા.

લગ્ન ક્રીયા પુરી થવા પછી આઠ દહાડા પરેલના આ બંગલાંમાં તેવીજ ખુશાલી અને મજાહમાં નવું પરણેલું જોડું રહ્યું, અને ચારીવારની ક્રીયા પુરી થવા બાદ સઘળાંની રાજી ખુશીથી તે જોડું પુણે એક મહીનો ફરવા ગયું. આપણે આગળ જોયું તેમ જમશેદને પરણાવીને પછી ધંધામાં નાખવાનો અને ધંધામાં તેનો ભાગ કરવાનો શેઠનો વીચાર હતોઃ માટે શેઠે તેને એક મહીનો ફરી ફરીને મન શાંત કરવા તથા જરા તનદરોસ્તી સુધારવાને અરથે આ શુભ અવસરે (લગ્ન પછી પેહેલેજ મહીને) પુણે તેની પરણેતર સાથે મોકલી દીધો.

## પ્રકરણ ૪૭ મું.

### "નીતીંગ બોક્ષ"નો ભેદ.

જમશેદના લગ્નને લગભગ મહીનો પુરો થવા આવ્યો. એ અરસામાં આમણુ સામણુ કાગળ પત્રો આવજાવ કરવા લાગ્યાં. કાગળ વાંચવા તથા લખવામાં મુખ્ય ભાગ નાજાં અને ગુલાં લેતી હતીઃ કેમકે જમશેદને તો ઘડી ઘડી કાગજ લખવાનો કંટાળો લાગતો. પણ નાજાં તો પોતાની મસીઆઈ બેહન ગુલાં, જે હાલ તેની નણંદ ગણાતી હતી તેની ઉપર લાંબા લાંબા કાગળોમાં પોતાના ફરવા હરવાની મોજ મજાહની વીગતો લખીને મોકલવામાં ઘણીજ મજાહ લેતી. તેજ પ્રમાણે તેણીના કાગળો વાંચી પરેલના બંગલામાં પણ સર્વ જણ પોતાનો હરખ જણાવતાં. મોટીબાઈ આવી વહુ મળવા માટે પોતાને ભાગ્યશાળી ગણતાં, અને ગુલાં તો આટલી બધી મોડી પોતાની ભોજાઈ ઘેર આવવા માટે દીલથી કાંઈક ગમગીન પણ થતીઃ કેમકે તેણીને નાજાંની સોબત બહુ ભાવતી, અને વળી તેજ સંગતથી તેનો ભાઈ પણ કાંઈક સુધારા પર આવ્યો હતો.

જમશેદ પુણે ગયા પછી પંદર દહાડે ખરજોર પરેલ આવ્યો અને સર્વની ખબર

અંતર પુછતાં ગુલાં પોતાના ભાઇ બોમનજીનો હેવાલ ખુશીથી કહેવા પડી.

"વરી આજેજ મારી નાનાંનું કાગળ આવ્યું, ખરશેદજી!"

"હકે! ત્યારે એ લોકો કેમ છે? હજુ મનજીજ મારયા કરે છે કે?" ખરશેરે મનજીકથી પુછ્યું.

"અરે હારે! નાનાં લખે છે કે મનહુ તો ઘણીજ પડેછે. બસ એ તો કેહે જે જાણું હું તો આખો દહાડો ફરયાજ કરૂં. પણ જમશેદને ખાતર થોડોબી વખત ઘરમાં રહુંછું—"

"પણ પછી એ લોકો શીંહગઢ જોવા જવાનાં હતાં, તેનું શું થયું?" ખરશેર વચ્ચે બોલ્યો. "થોભો. તેબી જોઇ આવ્યાં. ચાલોની, હું તે તમુને પછી વાંચી સંભળાવશ. તેનોજ હેવાલ તો બધો નાનાંએ દોઢ તાવ ભરીને મોકલ્યોછે, ને વરી તેનું 'સીવાજીનો સીંહગઢ' કરીને તો મથાળું મુકયું છે. કેહે જે એ ઘણોજ સુંદર લાગે છે! ખરા, ખરશેરજી, ઉભા રેહો એ વાત પછી. હું તમુને આજે કંઇ પુછવાની છઉં; દીનું રોજ મારૂં માથું ખાઇ જાએછે. એ વારૂં પેલો સુખડનો નકસીનો બાકસ છે તે તમે જોયોની?"

"હા, પેલો તારો નીટીંગ બોક્ષ કે? તેનું શું?"

"જુઓની; તે દહાડે એ લોકોની વારોવાર (લગ્ન પછીનો આઠમો દહાડો અથવા જે વારે લગ્ન પડયાં હોય તે વાર પાછો પહેલો આવે તે દહાડો) ને દહાડે કેની તે હીરાજી આયો, તો તેણે એ મારો બાકસ જોયો હોશે, તે દીનુંની સાથે હુજત પડયો કે એ દાબડાપરની નકસી તો તમે કોતરેલી. બસ દીનું ગમે એટલુંબી કેહે કે નહી, એ તો જમશેદે ગુલાંને વરસ પર અપાવેલો; તો બસ કેહેજે નહીં, મેં મારી નજરોનજર એ નકસી ખરશેરને કોતરતાં જોયલો!"

"વારૂં! પણ હવે તેનું શું કરાવે છે જો!"

"એટલે, પણ શું ત્યારે તે તમારી કોતરેલી નકસી છે કે?"

"હવે જે હોય તે, તેનું શું કરવુંછે?"

"પણ જો એમ હોય તો તે જમશેદ મારો આવ્યો કાંહથી? શું તમે એને વેચાતો આપ્યો તો?"

"નહીં! મેં તે વેચાતો આપવા દીધોજ નહીં. હું કદી લેઇને તે વેચતોજ નહીં."

"પણ ત્યારે એનો ભેદ શું? તે તો કહો? એને તો મને જાણે પોતે વેચાતો લાવીને મારે સારૂ લાયો હોય તેમ આપ્યો તો!"

"અરે હા, પણ તેનું શું થયું?"

"નહીં નહીં, ખરશેરજી! તમે મને એનો ભેદ કહો. બીજાઓ જાણે છે, તાહરે મારેથી શું કામ છુપાવોછો?"

"ચાલ, સાંભળ. હું કંઇ છુપાવતો નથી. તારાં વરસની એક દહાડો અગાઉ હું જમશેદને મળ્યો ત્યારે એને મેં સાંઝે એ દાબડો તારે માટે ઘેર લઇ જવા કહયું. તે એણે તો કબુલ્યું, પણ પછી વાત પરથી વાત કાઢતાં એણે પોતે તારે માટે શું કહયું હતું તે મેં જાણવા માંગ્યું. ત્યારે એ ઘણોજ દલગીર થઇ ગયો, ને કંઇ સંકટમાં આવી પડેલો જણાયો. ત્યારે મેં એની મુશકેલી તાળી."

"પણ તે સંકટ શું ને મુશકેલી તમે કેવી રીતે ટાળી?"

"ચાલ, તેબી કહું? પેલો કોઇ દીનશાહ કરીને એની સાથે કોલેજમાં હતો, તેણે એને ફસાવીને સરત બકાવી. તેમાં એ પાંચ રૂપીઆ હારયો. અને એણે મને કહયું કે તે પાંચ રૂપયા એણે તારે માટેજ એવો કોઇ બોક્ષ લેવા રાખી મુકયા હતા. હવે તે આવી રીતે જતા રહયા: તેથી તે ઘણો મુંજાયો, અને મેં એને એ બોક્ષ ભેટ આપ્યો કે તે તુંને ભેટ આપી શકે. પેહેલાં હું તો આપવાનોજ હતો, પણ હું તો પારકો હતો, અને એ તો તારો ભાઇ. માટે એ આપે તો વધારે સારૂં એમ મેં જાણ્યું. પછી તેમજ થયું પણ; સમજી હવે?"

ગુલાંને ખુશાલી અને દલગીરી સાથે લાગી. પોતાના ભાઇને એટલી ઉમ્મરમાં એવા લખમાં પડયો હતો તે જાણી તે ગમગીન થઇ, અને બીજી તરફથી પોતાના વહાલા ને ધારેલા

ધણીની આવી મુંગી મહેરબાની ને દયાળુ દીલસુરદો જોઈ તેણીનું હઈયું ખુશીથી ઉભરાઈ ગયું.

## પ્રકરણ ૪૮ મું.

### આગ ! આગ ! ! આગ ! ! !

" આ-આ-આગ ! આગ ! આ !" સાંજના આસરે સાડા છનો વખત હતો, અને મુંબઈમાં મોહોલ્લે મોહોલેથી લોકોનાં ટોળાં ઉપલો ભય ભરયો શબ્દ બોલતાં કોટ તરફ ઘસડાયાં જતાં હતાં. ત્યાં આગ લાગી હતી. આગ કયાં લાગી તે થોડાજ ખરેખર જાણતાં હતાં, પણ એકને જોઈને એક ઉપલો પોકાર કરતું એક બીજા સાથ ઘસડાયું જતું હતું. અંતે સઘળાં જણા એક મોટાં ઘર આગળ આવી એકઠાં થઈ રહયાં. હજુ બીજાં આવતાં જતાં હતાં. આગ ઘણી જોસબંધ વધતી હતી. હજુ બુંબાની મદદ આવી પુગી ન હતી. જો કે લોકો તો હાલ ત્યાં સેંકડો ભેગાં થયાં હતાં, પણ થતું નુકસાન અટકાવવાને તદન અશકત હતાં. તે સઘળાં જાણે કાંઈ ભયભરયો તમાસો જોવાનો હોય તેમ થંભ થઈ ઉભાં હતાં. અંતે એ લોકનાં ટોળામાં ધકકા મારતો એક ગ્રહસ્થ ત્યાં દોડી આવ્યો. આ ગ્રહસ્થ કાંઈ ચોકકસ મતલબથી આવ્યો હતો. તેની એ આગ અટકાવવાની નેમ હતી. પણ અફશોસ ! આગ કાંઈ એક આદમીથી અટકાવી શકાય એમ ન હતું, વળી જે ઇમારતમાં આગ લાગી તે કાંઈ વસ્વાત માટે ન હતી. તેમાં માળા પર ઓફીસ અને નીચે મોટું દુકાન હતું. દુકાનમાં પુષ્કળ માલ ભરેલો હતો. અંતે પેલો ગ્રહસ્થ જેવો લોકોનાં ટોળામાંથી ધકકામુકી કરી દાખલ થયો હતો, તેવીજ રીતે પાછો ત્યાંથી નીકળી ચાલ્યો. સેહેજ વારમાં બે બુંબા આવી લાગ્યા, અને તેની સાથે એક લગાર બુઢો ગ્રહસ્થ પેલા બીજા ગ્રહસ્થની સાથ આવી આગ અટકાવવા માટે આવ્યો. આ બંને જણાએ બુંબાવાળાઓ સહીત ખુબ મેહેનત કીધી, પણ આગ અટકે એવું લાગ્યું નહીં. અને ત્યારે આસપાસનાં ઘરો બચાવવાની ગોઠવણના ઉપાય કરવામાં આવ્યા, અને આગવાળાં ઘરની દીવાલો તોડી પાડવા માંડી. આ ઘર મોટું હતું: માટે આગલો નહીં તો પાછલો ભાગ બચાવવાની તજવીજ કરવામાં આવી, પણ સઘળું ફોકટ ! કંઈ વળ્યું નહી. પવન પણ જબરો ફુંકતો હતો. આગ કેથી વચલા ભાગમાંથી લાગીને લગભગ અંદરનું સઘળું બળીને પછીજ બાહેર જણાઈ હતી. પણ હવે એકાએક આ આગથી ભસ્મ થવા આવેલાં ઘર આગળ કાંઈક અસાધારણ બનાવ બનતો જણાયો. દીવાલનાં એક તોડી પાડેલાં ભાગમાંથી કોઈ જીવતાં માણસની મુરતી જણાઈ, અને બે બુંબાવાળાઓ સહીત એક આદમી બીજી તરફ દોડી જઈ, એક બારી તોડી નાખી, બુંબાવાળાઓની મદદ લઈ, એકદમ અંદર કુદી પડયો. બાહેર ઉભાં રહેલાંઓની અજાએબી વધી. સર્વ ઘણા ઇંતેજાર જણાયા, પણ હજુ પેલો પુરૂષ પાછો ફરયો નહી. લોક બહુ ઉસકેરાઇ આવ્યું. સર્વ ચુપ થઇ પોતાની નજર પેલી બારી ભણી રાખી બેઠા. અંતે પેલો પુરૂષ પાછો ફરયો. તે પોતાની સાથે આગથી લગભગ અરધાં બળી ગએલાં મુડદાં જેવા એક આદમીને ઘસડી લાવ્યો. તે પોતાની મેહેનતમાં ફાવ્યો. બારી આગળ તે આવ્યો અને પેલા મુડદાં જેવાં આદમીને બુંબાવાળાઓએ પકડી લીધો. પેલા થાકીને લુસ થએલા પરોપકારી શખસે હવે નીચે ઉતરવા માંડયું; પણ અફશોસ ! " ધરમ કરતા કરમ નડે " તેવી વાત થઈ. પેલા શખસ સાથે નીચે ઉતરતાં ઊપરની દીવાલનું ગાબચું પડયું અને તેની સાથે તે પણ લાગલો જમીન ઉપર જીખાયો. તેનો એક હાથ અને એક પગ મોચવાયો. તરતજ લોકોનાં ટોળાંમાંના ઘણા જણા આ બે આદમીની સારવારમાં રોકાઈ ગયા. થોડાકોએ પેલા મુડદાં જેવા સખસને એક ઓટલા ઉપર નાખી તેની ઓળખ કાઢવા માંડી, જ્યારે બીજાઓ આ પડી ગએલાં સખસને ઓસ્પીટલમાં લઈ જવા માટે ગાડી લેવા દોડયા. પણ તેવામાં એક શખસ આવી લાગ્યો. તરતજ તેણે પેલા ધણીને

ગાડીમાં નાંખી ઘર તરફ થઇ જવાનો હુકમ આપ્યો, અને હવે સર્વ જણ બોલી ઉઠયું. "ઓ ! એ તો ખરજોર માણેકનો નસરવાંન !" બીજી તરફ તેણે (ખરજોરે) પેલા મુડદાં જેવા પડેલા શખ્સને માટે ત્યાંજ એક ડોકટર બોલાવી તેની તપાસ કરાવતાં તે તદ્દન મુવેલો જણાયો. હવે આ જુવાન ગ્રહસ્થ છેક રડમસ જેવો થઇ ગયો. તેણે પેલી લાસ આગળ પાંચ સાત જણાને બેસાડયા, અને લાગલો પોતાને ઘેર દોડયો. ત્યાં જઇ જોતાં તેણે પોતાના બાપને શુધીમાં આવેલો જોયો. પણ દીકરાનો ચેહેરો જોઇ તે સમજી ગયો કે જમાસ્પ શેઠ ( પેલા આગમાંથી કાઢેલો શખસ )ની કશી આશા ન હતી. અંતે નશરવાન બોલ્યો: "દીકરા ! તું મારી કશી ફીકર ના કર ! મેં મારી ફરજ બજાવી છે, પણ ડોક્ટર મને કશી ધાસતી આપતો નથી. મારૂં આ ( દેખાડીને ) બજું મોચવાયું છે, અને તે શીવાય બીજી ઝાઝી ઇજા થઇ નથી. તું મને અહીં રહેવા દઇને એકદમ પરેલ જઇ આ ખબર કર. તારા શીવાય બીજું કોઇબી એ ખબર કરવાને લાએક નથી. હું ધારૂં છું કે આગની થોડી ઘણી ખબર તો ત્યાં પડી ચુકી હશે. પણ અફશોસ ! તેઓ આ ભયભીત બનાવથી તો તદન અજાણાંજ હોવાં જોઇએ." ખરજોર કશું બોલ્યો નહીં. તેની આંખમાંથી દડદડ આંસુ ગબડી પડયાં. એવામાં ડોકટર પાછો આવી લાગ્યો, અને ખરજોરને તેના બાપની હાલત સમજાવી ઘણોક દીલાસો દીધો. તેને શું ખબર કે હજુ તેને તો બીજી કાંઇ કાંઇ આફત માટે દીલાસા જોઇતા હતા?

~~~~~~~~

## પ્રકરણ ૪૯ મું.

### માઠી ખબર પુગાડનાર એક પેગામચી.

અંતે ખરજોર પોતાના પીતાની આગળથી નીકળ્યો. તે લાગલો પરેલ દોડતી ગાડીએ ગયો. ત્યાં તેણે બારણાંમાંજ ત્રણ ચેહરાને ઉભેલા જોયા. તેના જતાંની વારજ અજાએબીથી ત્રણે એકદમ બોલતાં સંભલાયાં: "લેઓ, ખરજોરજી આયા. હવે જે હોશે તે જણાશે." દીનું બોલી. ગુલાં ખરજોરની ગાડી જોઇને હેબતી બોલી ઉઠી: "જાંહ છે તાંહ કંઇબી મોહકાંણુ વળ્યા વગર ખરજોર આવે નહી. એ શું હોશે ?" "ઓ દીકરા, બોલરે મરૂં, એ શું થયું ? કાંહ આગ લાગી !" મોટીબાઇ રડવા જેવાં થઇ બોલી ઉઠયાં. ખરજોર પેહેલાં સર્વને મુગે મોહોડે અંદર લઇ ગયો અને પછી ઘણી ધીરજથી લંબાણ કરીને ઓફીસમાં લાગેલી આગની ખબર સમજાવી. પણ મોટીબાઇ તો એકદમ હેબતી ગીયાં. "હજુ જમાસજી નથી આયા. શુ હોશે? રખે તેવણને કંઇ થયું હોય !" અને ઉપલા બોલ સહીત તેવણ બેસુધ્ધ થઇ ગયાં. ખરજોરની આંખમાંથી બેધડક આંસુ ખરી પડયાં. બે મીનીટ સુધી તેનાથી બીલકુલ બોલાયું નહીં. દીનું માનાં દીલપર પડી મોટે રડવા પડી ગઇ, અને ગુલાં તો એકદમ થંભ થઇ જઇ ત્યાંજ વળગી રહી. અંતે ખરજોરે હીમત પકડી: "ગુલાં, ઉઠ ! આપણી ઉપર પડયું છે તો કાંઇ કોઇ ખમવા નથી આવવાનું. ઉઠ ને મને માઇને હુશીઆર કરવામાં મદદ આપ. નહી તો તને માંએ અને બાપની બેવડી ખોટ એકકી ઘડીએ—" ખરજોરથી વધુ બોલાયું નહીં. ગુલાંને પેહેલા બોલોથી હીમ્મત આવતી હતી, તે હવે પાછી લગભગ હેબતી જઇ બોલી: "ઓ ! હવે શું કરૂં જી?" દીનું તો ખરજોરના છેલ્લા બોલોથી લગભગ ઘેલી જેવી પાછલી ગમ જઇ માળી તથા ઘરમાં કામ કરનારી ડોસીને માબાપનાં મોહતની ખબર કરી આવી. દીનુંને છોડી તે બંને નીમકહલાલ નોકરો આગલી ભણી દોડી આવ્યાં. હવે ખરજોર જરા શાંત થયો હતો. તેણે પેલાં બંને જણાની મદદથી મોટીબાઇને ઉપાડી પોલ્યા ઉપર સુવાડ્યાં, અને ડોકટરને બોલાવવા માળીને દોડાવ્યો. ડોકટર આવે તે પેહેલાં ગુલાં અને ખરજોર મોટીબાઇને હુશીઆર કરવા પર મંડયાં. પણ તેવણ હુશીઆર થયાં નહીં. ડોકટર આવી લાગ્યો, અને ઘણી મેહેનતે મોટીબાઇએ પુછેલા સવાલનો જવાબ દીધો.
~~~~~~~~

ડોક્ટરે સેવણને તદન શાંત રાખવા કહ્યું, અને ગુલાંને તથા દીનુંને બનતો દીલાસો દઈ જામાસ્પજીને અકસમાત આગમાં રહી બળી જવાની વાત સમજાવી તેમને હીમ્મત રાખવા કહી. ખરશેર બીચારો પાછો જામાસ્પની લાસ લેવા ગયો. અંતે જામાસ્પ શેઠને તેના બંગલામાં લાવી ક્રીયા કામ કરવાની ગોઠવણ પણ બીચારા ખરશેરનેજ કરવી પડી. તેણે એકદમ માણસ મોકલીને ધનમાસીને બોલાવ્યાં, અને બીજાં આસેપાસેનાં પાડોસીઓ મદદે લાગ્યાં.

મોટીબાઈને તો ડોકટરે કશી પણ ભયભીત ખબર આપવાની સખ્ત મનાઈ કીધી હતી. સેવણનો કેસ ડોકટરે ખરશેરને ખરેખર સમજાવ્યો હતો. "જોઓ બા! એવણને હાર્ટ ડીઝીઝ છે: તેથી આવી નબળાઈમાં જો એવણ સેજ પણ ચોંકે તો પછી એવણની બીલકુલ આશા મુકવી પડશે. હજુ તે કરતાં તો એવી બેભાન હાલતમાં એવણ બે દહાડા વધુ પડી રહે તે પરવડે!"

આથી બીચારાં કમનસીબ મોટીબાઈ પોતાના ગુજરી ગએલા ધણીનું મોહોં વટીક જોવાને બેનસીબ રહયાં.

## પ્રકરણ ૫૦ મું.

### વધુ માઠી ખબર.

બીજે દીને સહવારનાં પહોરમાં ખરશેર પાછો એક ફેરો પોતાને ઘર મારી આવ્યો અને હવે તેણે ગુલાં તથા ધનમાસી સાથે મસલત કરીને જમશેદ પર આ બનાવ વીષેનો તાર કરી તેને તુરત બોલાવવાનો વીચાર કીધો: કેમકે આવી વેળાએ દીનું અને મોટીબાઈ બંને સખ્ત બીમારી ભોગવતાં પડયાં હતાં. મોટીબાઈને શું હતું તે તો આપણે જોઈ ગયાં; પણ દીનું બીચારીને ધાસ્તીથી તાવ આવવા માંડયો; જે ડોક્ટર મોટીબાઈ માટે બીજે ફેરે આવ્યો તે વખતે તેણે દીનુંને પણ તપાસી, અને તાપમાં કડાચ પવન થવાની ધાસ્તી આપી. બીજી તરફ ગુલાં પોતાની માસી આવ્યા પછી તેણીની આગળ સઘળું કહીને પુષ્કળ રડી. રડવાથી તેણીનું હઈયું મોકળું થયું: તેથી હવે તે આવતી આફત ખમવા માટે પુરતી હીમતવાન થઈ રહી. તેણીએ જમશેદની ખાતર બાપના રવાનને બે દહાડા રાખવા માગ્યું. પણ આવાં માંદગીવાલાં ઘરમાં "એ નહીં બને એવું છે કરી" ખરશેરે ગુલાંને સમજાવી. તેણીએ જમશેદપર એકદમ તાર કરીને તે તુરત આવે છે કે નહીં કરી વળતો જવાબ મંગાવવાની અરજ કીધી. આ નવું કામ બજાવવા ખરશેર પોતાને ઘરે ગયો. પણ ત્યાં જઈ જોય શું કે તેને નામના બે તાર આવીને પડેલા હતા. તરતજ તેણે તે ઉખેડયા તો જણાયું કે જમશેદ બે દહાડા થયા કેહો ગુમ થયો હતો, અને મળતો ન હોવાથી નાજાંએ પોતાથી બનતું કીધા પછી એક તારમાં તેને ઘરમાં ખબર કરવાનું કેહેવાડયું હતું, અને બીજામાં એકદમ તેને બોલાવ્યો હતો. નાજાં શેઠ ખાનદાનના આ એક પુરા મદદગાર મીત્રને સારી પેઠે ઓળખતી હતી: તેથીજ તેણીએ તેની ઉપર તાર કરાવ્યો હતો. એવી મતલબથી કે તે ધીરજથી એ ખબર ઘરમાં પોહોંચાડે તો ઝાઝી ગડબડ થાય નહીં.

ખરશેર તરતજ પોતાના બાપ પાસે ગયો, અને તેની સલાહ પુછવા પડયો. એક પછી એક આવા દલગીરી ભરયાં કામો તેની ઉપર આવી પડવા લાગ્યાં; જેથી તેની પણ ઘણીક હીમ્મત ઓછી થઈ ગઈ હતી. આગલા દીનના બનાવે તો શેઠનાનાં ઘરમાં આવી ભયભીત માંદગીએ ઘર કીધું હતું, તેમાં વળી આ નવી આફતની ચેતવણી ઘરના કુટુમ્બીઓને કેમ આપવી? ગરીબ બીચારો નસરવાન! પોતાના શેઠના દીકરા આગળ તેણે શું કરવાનું બાકી રાખ્યું હતું? તેણે તો પોતાની પુરી ને પાકી ફરજ બજાવી હતી. શેવટે તેણે તો પોતાનો જીવ પણ આપવાની હીમ્મત દેખાડી હતી. જો તે આગવાલાં ઘરમાં ધસી જઈને જામાસ્પનું મુડદું બાહેર નહીં લાવતે તો કોણ જાણે તે પણ એ શેઠની સાથે આગમાં બળી મુવો હતે. એ તો ઠીક હતું કે શેઠનું મુડદું હાથ લાગ્યું.

અંતે બરજોરને આ વેળાએ પોતાના બાપને હીમ્મત આપવીજ પડી. નશરવાનને બંને તાર લઇ પાછો પોતાના દીકરાને પરેલ મોકલાવ્યો; અને તેટલાં નાજાંની મદદે હીરજીભાઇને બોલાવી બરજોરે એકદમ તેને પુણે રવાને કીધો, અને પઇસાં ટકાની કશી પણ કરકસર વગર તેણે તેને કાંઇપણ કરીને ધુંડી કાઢવા કહ્યું.

બરજોર પાછો પરેલ શેઠના બંગલામાં ગયો; ત્યાં તેને ધનમાસી પેહેલાંજ દરવાજામાં મળ્યાં. તરતજ બરજોરને જોઇ તેવણ પણ ચેતી ગયાં કે વળી કાંઇ "મોહોકાણ વળી ખરી!" બરજોરે આસપાસ જોઇ ઝટ ધનમાસીને તારની મતલબ સમજાવી, અને ગુલાંને એ વાત ઘણીજ ધીરજથી ચેતાવવા કહી. જમારપની પાએદસ્ત જેમ બને તેમ ઉતાવળે કાઢ્યા પછી તે પણ હીરજી પાછળ નાજાંને લેવા પુણે ઉપડી ગયો.

## પ્રકરણ ૫૧ મું.

### જમશેદ કયાં ગયો?

જેવો બરજોર નાજાં પાસે ગયો કે તેણી રડી પડી. ઘણું રડયા પછી શાન્ત થઇ. તેણીએ પોતેજ ૨૦ દહાડા સુધી પુણે રહયાં હતાં તેની સઘળી વીગત જણાવી. તેણી બોલી કે: "આઠ દહાડા બરોબર જમશેદ મારી સાથ રહયો ને મને બધે ફેરવીને તરેહવાર મોજ કરાવી. પણ ત્યાર પછી એક દહાડે કોઇ પોરયો રસ્તામાં મળ્યો ને તેની સાથ એવણે વાત કીધી. તે દહાડેનું એવણનું મગજ ભમતુંજ રહયું. પેલા ધણી સાયનો સાથજ રહયો. તે દહાડામાં બે ત્રણ વખત આવે ને જમશેદ સાથ વાત કરે, ને જમશેદ તેની સાથ ઘડી ઘડી કપડાં પેહેરીને બાહેર જાય. ફકત સાંઝે એક વખત મને ફરવા લઇ જવા લાગ્યો. પણ તેબી ત્રણજ દહાડા. એક દહાડે મારૂં માથું ઘણું દુખતુંતું ને મેં ફરવા જવા ના કહયું, અને બસ તે દહાડેથી ફરવા જવાની વાતબી ગેઇ. એક દહાડે રાતે બે વાગા વેર મેં વાર જોઈ, પણ જમશેદ આયો નહીં. એક સહવારે આવીને મને તે પતાવવા પડયો. મારી પાસ એણે મારી લોકીટ માગી, અને મેં એની ચાલ સમજી લઇ તે નહીં આપી. તેથી બસ મરઇ પડયો ને એકદમ જતો રહેવા નીકળ્યો. એટલે હું બીહધી, ને મેં તેબી કાઢી આપી. વળી રાતે અગીઆર વાગે આવીને ઘણો રડયો ને તે લોકેટ સાથ ઘડીઆળબી જતું રેહેય કરીને મારી પાસે રૂપીઆ માંગ્યા, ને હવે કદીબી જુગારનું નામ નહી દેવાના મારી આગળ હરહરતા સોગંદ લીધા. હું સમજી કે હવે રૂપીઆ જશે તો જશે, પણ હું તો સદાની સુખી થવશ. પણ નહીં! તે દીવસનો ગુમ થયો. ત્રણ દહાડા સુધી મેં ખોળ ચલાવી; પણ એ કેહો મળતો નથી. બીજે દહાડે મેં કબાટ ઉઘાડી ને જોઉં છું કે ખરચના રૂપીઆની જગ્યાએ તો એક અડધીબી નહીં મળે! અંતે મેં બીચારા હોટલવાળા પાસે પાંચ રૂપીઆ ઊછીના લીધા ને તેવણનીજ પાસે તમારી ઉપર તાર મુકાવ્યો. હું સમજી કે ઘેર આગળ તાર મુકું તો નકાંમો ગભરાત થઇ જાએ, ને પછી તેવામાં એ અહીં આવી જાએ તો નકાંમી મારી ફજેતી થાએ!"

બરજોરે આ સઘળું ઘણીજ ધીરજથી સાંભળ્યું. અંતે તે બોલ્યો: "નવાજબાઇ! તમે ઘેર આવો છો, મારી સાથે?"

"હા, બરજોરજી! હું ઘેર આવવા તઇયાર છેઉં, પણ તમે મારી સાથે આવશો તો પછી જમશેદનું શું થશે? તેની ખોળ કોણ કરશે? આજે તેને પાંચ દહાડા થયા, ને એની સાથવાળો પેલો કમબખ્ત ધણી એવો છે કે કદાચ હું તો ધારૂંચ કે તે એનું ખુનબી કરવાને અચકે નહી. જોઓ, બરજોરજી! મને તો લાગેચ કે હવે જમશેદને હું જીવતો જોવાનીજ નથી. ગઇ રાતના મેં એવા તો ભયભીત સ્વપ્ના જોયાચ કે મને હવે એની આશા નથી."

અહીં નાજાં રડી પડી, અને બરજોરે તેને બનતો દીલાસો દીધો. અંતે બરજોર અને નાજાંએ હીરજી અને હોટલવાળાને જમશેદની શોધ કરવાનું કામ સોંપી, તેના ખરચની કશી પણ કસર ન કરવા જણાવી, સેહેજ પણ ઇ-

મારો મળતાં વાર મુંબઇ તાર કરવાની તાકીદ કરી, નાજાંને લઇ મુંબઇ જવા બરજોર નીકળી પડયો.

## પ્રકરણ ૫૨ મું.

### આગ અને એક સ્વપ્નું.

બરજોર અને નાજાં મુસાફરી દરમયાન સેજસાજ બોલ્યાં. આ વેળાએ તેઓ બંનેનાં દીલમાં કાંઇ ધાસ્તીએ ઘર કીધું હતું: તેથી એક બીજાં તરફ પુરતો વીશવાસ મુકવા છતાં પોત પોતાની છાતીનો ભેદ ખોલવાની હીમ્મત કરી શકયાં નહીં હતાં. અંતે દાદર સટેશન નજદીક આવ્યું, અને બરજોરે ઉતરવાની તઇયારી કીધી. આ જોઇ નાજાંએ પોતાનું મ્હોં ઉઘાડયું:

"નહીં, નહીં, બરજોરજી! હું મારે ઘેર નથી જવાની. હું તો મારે સાસરેજ જવાની. તમે મને અહીંઆં ના ઉતારો. પરેલમાં બીચારાં કોણ જાણે કેવીક ધાસ્તી ફીકરમાં વખત કાઢતાં હોશે, ને હું મારે ઘેર જઇ નીરાંતે કદી બેસું નહી! હું પોતે મારાં સાસુ સસરાને મળી બધી વાત કેહુ, ને તે લોકોને ધીરાં પાડું." (નાંજાં રડતી બોલી. બરજોર મ્હોં બીડીને તેણીના મ્હોં સામું તીકતો ઉભો.) "ઓ બરજોરજી! કેવોની, જમશેદ પાછા મળશે કે? મરે રે! હું શું જાનું જે એમ થશે? એવું જાણતે તો તાંહંજ (પરેલવાળાં ઘરમાં) રેહતે ને કેહેંબી જવા માંગતેજ નહીં," નાજાં વધારે બોલે એટલાં તો દાદરનાં સ્ટેશન પર ગાડી સ્થીર થઇ ઉભી, અને બરજોરે ઝડપથી દરવાજો ઉઘાડી મુંગે મોઢે નાજાંને ઉતરવાની ઇસારત કીધી. નાજાંને આ વેળાએ બરજોરનું મ્હોં જોઇ કાંઇ છુપી હેબત પેઠી. તે ગભરાયલે ચેહરે ગાડીમાંથી ઉતરી બરજોરની પાછળ પાછળ ચાલવા લાગી. બરજોરે એક ગાડી ભાડે કરી, નાજાં સાથ તેમાં બેસી, નાંજાંની માતાને બંગલે રવાના કરવાની ઘોડાવાળાને ફરમાણ કહી. ઘર આવતાંને વાર નાજાં તથા બરજોર બાહેરથીજ ઉતરી પડયાં, અને ગાડીવાનને ભાડું ચુકાવી આપ્યા બાદ ઘરમાં દાખળ થયાં. નાજાં ધસારાબંધ ઘરમાં દાખલ થઇ, અને બરજોર બાહેર ઉભેલા રામોસી સાથ કાંઇ ગંભીર વાતે રોકાયો. આસરે પાંચેક મીનીટમાં તો નાજાં આખા ઘરમાં ફરીને પોતાની વ્હાલી માને ન જોવાથી રામોસીને તું શીએ પુછવા બાહેર આવી: "માંએજી કાંહ છે? પરેલ ગીયાંચ, કે બીજે કેહે બાહાર ગીયાંચ!" રામોસીએ કશો જવાબ વાલ્યો નહી, અને બરજોર સામું જોવા લાગ્યો.

"નાજાંમાએ! જરા અંદર ચાલોતો" બરજોર બોલ્યો અને અંદર ગયો. તે સુંદરી હવે વધુ ને વધુ હેબ્બત ખાતી, કાંઇ નવી ભયભીત ખબર સાંભળવાની આશા રાખતી, અને તે માટે તઇયાર થઇ રેહેવાની તજવીજ કરતી, અંદર ગઇ. થોડીવાર રહી નાજાં બોલી: "બરજોરજી એ છે શું? તે મને બરોબર કેહો. કંઇ નવી આફત આવીચ કે શું? એ મારો રામોસીબી કેમ ધુત્તર જેવો થઇ ગીયોચ? કોઇ કંઇ બોલતું નહી તે છે શું? બસ! હવે જે હોય તે જલદી મને કહી દેઓ. મારા જમશેદના બેહેસ્તી થવા જેવી ભયભીત ખબરની હવે, શું શાંતીથી સાંભળી શકચ: કેમકે હું તો તમુને કહી ચુકીચ કે હવે મેં મારા પતીને જીવતો જોવાની જરાએ જરા આશા છોડીચ. મને એક સાધુએ કરેલી વાત (કે તું પરણ્યા બાદ એકજ મહીનામાં ધણીના સુખને છેલ્લી સલામ કરી બેસ્સે.) ખરી પડેલી લાગેચ."

"નાજાં માએ! તમારી હીમ્મત જોઇ હું અજબ થાઉંચ. ખોદા નારી જાતીને જો એવીજ હીમ્મત આપે તો ખરેખર તેઓ પોતાની ઘણી કંગાલ્યત દુર કરે! હવે સાંભળો તમે મને હીમ્મત રાખવા વચન આપ્યો છે, તો તમે વચન પાલીને એક નહી ખ્યાલમાં આવેલી ભયભીત ખબર સાંભળવાને તઇયાર થાઓ! અલબતાં! એ ખબર તમારા ધણી તે મારા મીત્ર જમશેદને લગતી તો છેજ નહીં. જમશેદની તો હજી મને આશા છે, અને તે હજી પણ હસ્તો રમતો આપણુને હાથ લાગે તો તેમાં નવાઇ જેવું કશું નથી."

"પણ ત્યારે એવી તે શું બીજી બીના અહીં બનીચ કે જે મને મારા ધણીનાં મોહોત કરતાં વધુ હેબકાવનારી છે?"

"ખચીતજ ! પોતાના ધણી કરતાં વ્હાલું ઓરતને બીજું તે શું હોય? પણ જ્યારે એક નહીં ધારેલી વાત ઓચીંતી બનેલી સંભળાય છે, ત્યારે તેની અસર પણ અજબ જેવી થાય છે !"

"બસ, કંઇ નહીં. જમે તે હોય તે બોલો." બરજોર થોડો વખત ચુપ રહયો. પેલી વાત તેણીને લંબાણથી કે ટુંકમાં કહેવી તે તેને સમજ પડયું નહીં. અંતે તેણે પોતાની ફરજ બજાવી:

"નાજામાએ ! હું ધારૂં છું કે છેલ્લા અકસમાતની તમોને કશી ખબર નહી હશે." તેણે પુછયું.

"શાંનો અકસમાત?" નાજાંએ બનતી ધીરજથી સવાલ કીધો.

"આગનો."

"આગ ! કાંહ આગ લાગી?"

"તમે હીમ્મત રાખો, નહીં તો હું જે કહેવા માગું છું તે તમોને હાલ તુરત કહીશ નહીં."

"ચાલો, ચલાવો આગળ. આગ કયાં લાગી?"

"જમારાપ શેઠની ઓફીસમાં આગ લાગી ને તે ઓફીસ સાથે આસપાસનાં બે ઘર સઘળી માલ મતા સાથ બળી ગયાં."

"વારૂં, કયારે?

"સનીવારે"

"સનીવારે ! બરાબર. જમશેદ વીષે મેં સ્વપ્નું જોયું ત્યારેજ ! વારૂં પછી?"

બરજોર મુગો થઇ ગીયો.

"બોલો, બરજોરજી; કંઇ નહીં: બોલો કે મારા સસરા આ આફતથી અરધી હીનાના થઇ ગયા."

"નહીં જી. તેથી પણ વધારે."

"સું, એથીબી વધારે? કોઇ બળી ગીયું ત્યારે? કોઇ ગુજરીબી ગીયું કે? શું થયું, બોલોની?"

"અફસોસ !" હવે બરજોર બોલ્યો "શેઠ પોતે અકસમાતથી બળતાં ઘરમાં બળી મુવા. શેઠને જોતાં વારજ મારા બાપે તેઓને બચાવવાની બનતી મેહેનત લીધી, પણ શેઠની લાશ બારી આગળ લાવી નીચે ઉતરવા જતાં મારા બાપનો પગ યા દેવાલ લપસી ગઇ, ને જે વેળાએ બીજા બુંબાવાલાઓએ જમારસ્પ શેઠનું બળેલું મુડદું નીચે ઉતારયું તેજ ઘડી મારા બાવા ઉંચાઇ એથી દેવાલ સાથે પડી ગયા. મારા બાવાનું ખભું ભાગી ગયું છે, ને આગમાં ધસારાબંધ જવાથી એક બાજુનો કાન અને ગાલ સખ્ત દાઝી ગયા છે. શેઠ તદન મુવેલા જણાયા; એ ખબરથી તમારાં સાસુ મોટીબાઇ આજ ત્રણ દીવસ થયાંના ભયભીત માંદગી ભોગવે છે. ગુલાં અને તમારા માતાજીની સંભાળ હેઠલ હાલ મોટીબાઇ કંઇક સુધરતાં જણાએ છે. દીનું તો બાવરી બની ગઇ છે. તેણીને પણ ભેજાંની તાપ લાગુ પડવાની ડોકટર ધાસ્તી આપેછે. અફસોસ ! બીચારાં મોટીબાઇ પોતાના પતીને છેલ્લી ઘડી મ્હોડું જોવાના વતીક બેનસીબ રહી ગયાં છે.' અહીં બરજોરે પોતાની વાત પુરી કીધી. નાજાં પુષ્કળ રડયા પછી છાતી ધાડી કરી, પોતાનાં આંગમાંથી નવી સાડી તથા પેહેરેલાં ઘરેણાં ઉતારી, આ અવસરને છાજતાં કપડાં પેહેરી આવી; હવે બનતી ઝડપથી પોતાનાં સાસુની નોકરી કરવા તથા દીલાસો દેવા માટે ઉતાવળે જવાની માગણી કીધી.

"જરા થોભો, નાજાંમાએ ! આજે તો તમે અહીંજ રેહવો. હું પરેલ જઇ તમારે ઘેરથી બધી ખબર કાઢી તથા મારા બાવા આગળ પણ એક ફેરો મારીને અહીં આવી કાલે અત્યાર સુધીમાં તમોને ત્યાં લઇ જઇશ. હાલ તમે ઘણું સાંભળ્યું છે ને હવે જો તમે કાંઇ ખાવા પીવાનું લઇ થોડીક ઉંઘ નહીં કાઢશો તો કડાચ તેનું પરીણામ સારૂં નહીં આવશે. વીચાર કરો કે જો તમે આવી હાલતમાં ત્યાં જઇ શીક પડો તો પછી?"

બરજોરની ગમે એવી સમજાવત છતાં નાજાં તો એકદમ હુજજત કરી બરજોરની સાથેજ નીકળી પડી. નાજાંએ આવી ગુલાંને ઘણી મદદ આપી, અને એ બંને છોકરીઓની ભેગી મેહેનતથી મોટીબાઇ જરા તટાર થયાં. હવે તેવણે પણ હીમ્મત પકડી આફત ખમવાની તઇયારી કીધી.

## પ્રકરણ ૫૩ મું.

### તાર પર તાર: એક વધુ માઠો ખબર.

ઉપલા બનાવ પછી ત્રીજે દીવસે જમશેદની લાશ હાથ આવી, બે કલાકમાં છ તારના સંદેસા ખરજોર પર આવ્યા, અને સેવટે કાળી મારી ગએલી ફાટાંતુટાં કપડાં સાથની એક પારસીની લાસ લઇ ખરજોર પરેલના બંગલામાં આવી લાગ્યો. ગુલાં અને નાજાંની બેહદ હીમ્મતથી મોટીબાઇએ હવે મન કઠણ કીધું. પણ કઇ ઓરત પોતાના તનદરોસ્ત ધણીના અકસમાત મોત પછી એકપુરા વ્હાલા પુત્રની લાસ જોઇ હીમ્મત રાખી શકે? પોતાના પુત્રની કાળી શાઇ જેવી ને સુકાં છોરાં સમાન લાશ ઓળખી મોટીબાઇ એકદમ તુટી પડી બેહોસ થયાં. ગુલાં અને દીનુંએ કાન ફાડી નાખે એવી ચીચીઆરીથી આ એકાંત બંગલાને ધ્રુજાવ્યો. ધનમાસી પણ આ આફત ખમી શકયાં નહીં. તેવણ નાદાંનોને હીમ્મત આપનારાં આજે પોતે ખડકીમાં ફસડાઇ જઇ રડારોલ કરવા મંડયાં. એકલી હીમ્મતવાન નાજાંએ પોતાનાં વ્હાલા પતી આગળ જઇ તેનું મ્હોં ઘણી વાર જોઇ તેને પીછાંણ્યો, અને તે કમનસીબ જવાનના પહાડ જેવાં મોહતપર આ કોમળ અબળાએ મુગાં આંસુ ખેરવ્યાં. પોતાના પતીની લાશની અડોઅડ જઇ તેના શરીરના ભાગો તપાસતાં નાજાંને કોઇએ બી અટકાવી નહીં. અંતે એક કલાક એવી રીતે ગાળવા બાદ નાજાં તદન શાન્ત થઇ, અને તેણીએ ખરજોરને બોલાવી જુરી ભરયા પછી પોતાના પતીને અવલમંજલ પોંહોચાડવાની ઝડપથી કીયા કરવાની હરએક ગોઠવણ કરવામાં મદદ આપી. જમશેદની લાશને તેના બાપનાં ચારમ વીતાં બીજે દીને તદ્દન શાન્તીથી અવલમંજલ પોંહોચાડવામાં આવી. કેવો દુઃખદાએક છેડો? જુગાર, સોદ્દરતી ને શેરના લખમાં બીચારા બાપ બેટા એકએકથી અંજાણ પોતાના વ્હાલા જાનના ભોગ થઇ પડયા, અને તેમની પાછળ વળી રડનારાં રડીજ રહયાં.

## પ્રકરણ ૫૪ મું.

### દલગીરી પછી સેજ ખુશાલી.

જમશેદ અને તેના બાપનાં અકાળ મોહતને છ મહીના વીતી ગયાં. પેહેલી બાપ ને પછી બેટાની છમસી વીટી, અને હવે ગુજરેલાંઓ વીષેનો ગમ પણ ભુલાવા લાગ્યો. એમ કરતાં બીજા બે માસ વીતા, અને બરોબર જમશેદની આઠ માસની બાજ પછીના દહાડેજ પરેલના આ એકાંત બંગલાની અંદર કાંઇક ખુશાલીની નીશાણ દાખલ બાહેરના દરવાજે તોરણ બંધાએલી જણાઇ. ખરેખર ! આજનો દહાડો એ પરેલવાળાં શેઠનાંઓએ કાંઇક ખુશાલીમાં કાઢયો. એ ખુશાલી એ ઘરમાં પેદા પડેલાં એક નવાં બાળકને લગતી હતી. એ દીને જમશેદની વીધવા નાજાંએ એક સુંદર બાળકને જન્મ આપ્યો હતો. આ બાળકનો ચેહેરો આબાદ જમશેદને મળતો આવતો, અને એ રીતે બાપ બેટા એકાએક ને અચબુચ આ દુન્યામાંથી ગુમ થઇ જવા પછી આટલી મુદતે પણ એ કુટુમ્બનું નામ કાએમ રહે એવા એક જન્મથી સર્વે જાણાં ખુશ થયાં, અને ઘણાક હરખ સાથ તે બાળકનું નામ તેના બાપનુંજ રાખ્યું.

ત્યાર પછી ચાર મહીને વળી કાંઇક નવી ખુશાલી આ ઘરમાં દીપી નીકળી. એ ખુશાલી ગુલાંનાં ખરજોર સાથના સંબંધને ઘાડો કરવાને લગતી હતી. એ દીવસ ગુલાંની આદરણીનો હતો. તેજ દહાડે વળી બુચા જમશેદને ચોથો મહીનો ઉગ્યો હતોઃ માટે તે દીવસ બેવડી ખુશાલીથી પળાયો હતો. અલબતાં ! આ ખુશાલીમાં ભાગ લેવા માટે કોઇ પણ પારકાં કે સગાં વ્હાલાંને વતીક બોલાવવામાં આવ્યાં ન હતાં. એ દહાડાની ખુશાલી એટલીજ હતી કે આજે ગુલાં પહેલી હસ્તી જણાઇ અને પોતાને સાસરે ઘર પધારી. દીનું પણ આજેજ પહેલી બાહેરુ નીકળી. એ બંને સુંદરીઓએ આજે પોતાના બાપ ભાઇના શોક દાખલની કાળી સાડી બદલી. અફસોસ ! આવું સુખ નાજાંના ભાગ્યમાં સરજેલું ન હતું. તોપણ તેણી પોતાના બુચા જમશેદની જત-

નમાં રોકાઇ પોતાનો ગમ ઘણો ખરો ભુલી ગઇ હતી. તેણીએ આજે પોતાની વ્હાલી નરંન ગુલાંને ખરાં જીગરથી સુખી થવા ને ખુશી રહેવાના આશીરવાદ દીધા હતા, છતાં તેણીના જીગરમાં કાંઇ છુપો અફસોસ હતો. ઓ "ખોદા ! ગુલાંનાં લગ્ન પાર પડશે કે? એને ખોદા સુખી કરશે કે? રખેને કંઈ થાએ !" વીગેરે નાજાં પોતાના પરણવા અગાઉ અને પછીના દીવસો યાદ કરતી મનથી દુ:ખી થતી હતી, અને વળી "ખુદાનું કામ ખુદા કરશે. હરએક ચીજ પાર પાડનાર ખુદાજ છે" ફરી પોતાનું મન પોતેજ માન્ય કરતી હતી.

## પ્રકરણ ૫૫ મું.

### સેવટ.

ખરેખર ! ગુલાં સુખીજ થશે. તેણીએ આજ સુધી ઘણું ખમ્યું. ગુલાંએ વીશ વરસની ઉમ્મરમાં સુખ દુ:ખ દોલતવંતી અને નાચારી ભરી હાલતમાં રહી ભોગવી ચુકી છે: તેથી હવે એ સુંદરી એટલી તો ઘરાઇ છે કે હવે ગમે એવું પણ ખમવાને તે તઇયાર થઇ છે. પણ ખુદાની ખુશી હવે તેણીને વધુ દુ:ખમાં નાખવાની નથી. જાણે ખુદાએ તેણીની પરીક્ષા કરી લીધીછે, અને તેણી તેમાં પસાર થઇછે. ખરૂં પુછાવો તો આગલા ભવમાં કીધેલાં સારાં કર્મોનું ફલ ચાખવાનો વખત આવી પુગ્યો હતો. ગુલાં આજે પેહેલ વ્હેલી પોતાની માથી છુટી પડી (સાસરે ગઇ): જેથી મોટીબાઇને ઘણું લાગ્યું. મોટીબાઇનાં સુખ દુ:ખની દાઝ હઇડે ધરનારી તેવણુની એજ પુત્રી હતી. દીનું તો હુલ્લડ હતી, અને તે સાથે વળી દીલની પણ ઘણી પોચી હતી.

પણ હજુ તો ગુલાં પરણવાની હતી; તે પરણ્યા પછીજ તે પોતાની માતાથી ખરેખર છુટી પડવાની હતી, એ વીચારે આજે મોટીબાઇને ખહુ મુંજાવ્યાં હતાં. ચતુર નાજાં તે સઘળું ચેતી જઇ પોતાનાં સાસુને ધીરજ આપવાની કોશેશ કરતી. પોતાની ભર જુવાન ને ખુબસુરત વહુને કાળી સાડીમાં પોતાની પાસે બેસી પતાવતી જોઇ મોટીબાઈની આંખમાંથી દદદદ આંસુ પડયાં; આખરે તેણીનોજ દાખલો લઇ હવે તેવણે પુરવી હીમ્મત પકડી.

અંતે ત્રણેક મહીના પછી ગુલાંનાં લગ્ન પણ પાર પડયાં હવે દીનુંની ફીકર રહી. ખરજોર તથા ગુલાંએ મળી દીનુંનું પણ હીરજીભાઇ સાથે નકકી કીધું, અને એ રીતે દીનું પરણીને પાર પડી. હવે બન્ને દીકરીઓ પોતાને ઘર સધાવી કે મોટીબાઇ એકલાં પડયાં, અને પોતાની બેહન ધનબાઇજીને પણ પોતાની સાથેજ રહેવાને કહયું. કહેતાં વીસરી ગયાં કે વરસો વીતા પછી શેઠની કબાટ પેટી ઉઘાડતાં તેમનાં છુપા હીસાબના ચોપડા નીકળ્યા અને તેમાંથી ખરજોરને નામનું એક અતી લાંબુ કાગળ મળી આવ્યું. એમાં શેઠ પોતાની બારીક હાલત વરણવો ૨૫,૦૦૦ રૂપ્યાનું કરજ કીધેલું જણાવી, એ ચાર દહાડા વધુ જીવતે તો મોટાં જોખમમાં પડતે એમ જણાવી ઓફીસમાં જઇ, રાત સુધી કામને બાહણે રહીને ઓફીસના ચોકકસ ભાગોમાં છુપી આગ લગાડી, તેમાં પોતે બળી મરવાનો તથા મુખ્ય કાગજયાંને અગાઉથી બાળી ભસમ કરવાનો ઠેરાવ જણાવ્યો હતો. ત્યાર પછી ગુલાંને પરણી સુખી થવાના ખરજોરને આશીરવાદ દઇ, જમશેદને સુધારી પોતાની સાથે રાખવા તથા મોટીબાઇની બરદાસ્ત લેવા, અને દીનુંને કોઇ સારે ઠેકાણે પાડવાનો આગ્રહ કીધો હતો. આ કાગજ વાંચતાં ગુલાં અને ખરજોર ઘણું રડયાં. અને પછી બંનેએ ભેગાં મળી તે કાગજમાં લખ્યા પ્રમાણે અમલ કીધો. એ રીતે આગનું કારણુ તેઓએ કોઇ આગલ મરણ તુલીક જાહેર ન કીધું, અને તેના એ પુરાવાને આતસમાં બાળી નાખ્યો. નાજાં તથા મોટીબાઇનું ગુજરાણ ખરજોર કરવા લાગ્યો; બે વરસ એમ ચાલ્યાં બાદ મોટીબાઇ ગુજરી ગયાં, અને ચાર દહાડે પછવાડે તેવણુના બેહન ધનબાઇજી કોલેરાનાં ભોગ થઇ પડયાં. હવે નાજાં એકલી પડી. ગુલાંએ તેણીને પણ કોઇ સારે ઠેકાણે ફરીથી પરણુવાને સમજાવી, પણ તેણીએ કાંઇ માન્યું નહીં. તેણી પોતાના બચ્ચા જહાંગીર સાથ એકલી રહી, અને ગુલાંએ જીવી ત્યાં સુધી તેણીનું પોષણ કીધું.

**સમાપ્ત.**

# સોરાબશાની સોરટી.

લખનાર—માણેકજી એદલજી વાછા

તે 'ગોલ્ડન ગુલ', 'શાપુર તથા સરમાલ સપલ', 'એદલકાકા' ઇ૦ નો કર્તા.

જો કે સ્વાભાવીક રીતે સોરાબશા સ્મીથના મજબુત મનના અને ગંભીર હતા, છતાં એક સાંજે તેવણ બહુ ઉસ્કેરાયલા જણાતા હતા. મુંબઇની સ્મીથની જાણીતી પેહડીમાં તેવણ સારા જેવા દરમાયાએ કલારક દાખલ નોકરીએ રહેલા હતા. જે સાંજ વીષે આપણે બોલ્યે છીએ તે સાંજે તેવણ તરતનાજ ઓફીસમાંથી નીકળી ઉસ્કેરાયલા જેવા કોટમાં આવેલી એક ઇંગ્રેજની ઓફીસમાં દાખલ થયા. તેવણને થોડા દીવસ અગાડી એક જોશીએ જણાવ્યું હતું કે તેવણનો સીતારો બુલંદ હતો, અને સેજ વખતમાં અંચીતો તેવણને દલ્લો મળશે. સોરાબશા જાણતા હતા કે જો દલ્લો મળે તો તે તેવણે ડરબીની લીધેલી દશેક સોરટીઓના નમ્બર લાગે તો મળે એમ હતું. પેલી ચોકકસ સાંજની પાંચેક દહાડા અગાડી ડરબીની સોરટીનાં ઇનામનું પેહેલું (એક લાખ રૂપ્યાની કીમ્મતનું) નમ્બર ન્યુસપેપરોમાં છપાયું હતું, અને બાકીનાં થોડાંક ચઢતાં ઇનામના નમ્બરો, જે દીવસે સોરાબશા જરા ઉસ્કેરાયલા જેવા દીસ્તા હતા, તે દીવસે કલકતેથી છપાઇ પેલી ઇંગ્રેજની ઓફીસમાં આવવાના હતાઃ તેથી આપણે તે દીવસની સાંજે સોરાબશાને ત્યાં આતુરતાથી જતાં જોઇએ છીએ, તો તેમાં અસાધારણ જેવું કાંઇ નથી. અહીં જણાવવું જોઇએ કે ડરબીની સોરટીઓની ટીકેટો કલકતામાં એક ઇંગ્રેજ પેહેડી હીન્દુસ્થાનમાં વેચવા મંગાવતી હતી, અને મુંબઇમાં ઉપર લખેલી ઓફીસ કલકતાથી મંગાવતી હતીઃ માટે મુંબઇમાં બીજે ઠેકાણે નમ્બરો જણાય, તેની અગાડી પેલી આફીસમાં જણાય એ બનવા જોગ હતું. અલબતાં! કલકતાની પેહેડી તો ઇંગ્લન્ડથી ખાસ તારની મારફતે ઇનામ લાગેલાં પેહેલ્લાં થોડાંક નમ્બરો મંગાવતી હતી, જે નમ્બરો તરતજ છાપીને મુંબઇ વગેરે ઠેકાણે તેની નકલો મોકલવામાં આવતી હતી.

પાંચેક દીવસપર એક લાખ૰ રૂપ્યાનું લાગેલું ઇનામ છપાયું હતું. તેનું નમ્બર ૩,૮૨,૭૬૪ છપાયું હતું; પણ સોરાબશા પાસેની ટીકેટોમાં એમાંનું નમ્બર એકે નહી હતું. એક ટીકેટના નમ્બરમાં બરાબર દશ હજારનો ફરક હતોઃ બીજા શબ્દોમાં બોલતાં તેવણની પાસેની ટીકેટોમાંની એકનું નમ્બર ૩,૯૨,૭૬૪ હતું. માટે પોતાની એક ટીકેટની આશા તો તેવણે તદન ખોઇ દીધી હતી. હવે બાકીનીઓ પર તેવણની આશાની દોરી લટકેલી હતી. 'શું જોશી મહારાજનો વરતારો ખરો પડશે?' તેવણ મનસે પુછતા હતા.

'વેલ, સીનોર સાબ!' સોરાબશાએ પેલી ઇંગ્રેજની ઓફીસના એક ફીરંગી કલારકને જતાં વાર પુછ્યું: 'કલકતેથી બાકીનાં થોડાંક નમ્બરો આવ્યાં કે?'

'શાનાં?'

'ડરબીના!'

'હા! પણ મી૰ સોરાબશા! આ વેળા તાર ખાતાંએ એક જબરી ભુલ પેહેલ્લા નમ્બરનાં આંક મોકલાવતી વેળા કીધી છે. એ ભુલ સર્વ ન્યુસપેપરોમાં છપાઇ છે, અને તે પરમ દહાડે સહવારે સુધરાઇ બાહેર પડશે. એવું જણાય છે કે કલકતાથી મુંબઇ પાંચેક દીવસપર એક લાખની ઇનામનું જે નમ્બર મોકલાવ્યું હતું, તેમાં દશ હજારની નાની જેવી ભુલ કરવામાં આવી છે.'

'દશ હજાર!' સોરાબશાએ આતુરતાથી પુછ્યું.

'હા, બેસો; હું અંદરના ઓરડામાંથી જઈ સાહેબની ટેબલપરથી નમ્બરોનું લીસ્ટ લઈ આવું છું.' એટલું બોલી સીનોર અંદર ગયો. બેએક મીનીટમાં તે પોતાના હાથમાં બે ચાર કાગળ્યાં લઈ આવ્યો. તેને જોતાંજ સોરાબશા ખુરસી પરથી ઉઠયા, અને આતુરતાથી પુછયુંઃ 'મી૦ સીલ્વા! તમોએ કહયું કે દશ હજાર આંકનો ફરક છે, તે શું બરાબર દશજ હજારનો છે?'

'હું ધારૂં છું કે હા. પણ આપણે હમણા જોઈશું. વળી કહેવામાં આવે છે કે એ નમ્બર મુંબઈમાં વેચાયું હતું.'

'હું! ચાલો આપણે જોઈએ.'

સીલ્વા સીનોરે કશો જવાબ વાળ્યો નહી, પણ એક છાપેલું કાગળ ટેબલ પર સપાટ મુકયું.

ઉત્કંઠાથી એક તીણી નજર સોરાબશાએ તે લીસ્ટના સફાલાં પૂર નાખી. તેવણના કપાલ પર પસીનાના ટીપાં ફુટી નીકળ્યાં.

'કેમ સાહેબ?' સીલ્વાએ પુછયું.

સોરાબશાએ એક શબ્દ બોલ્યા વગર મી૦ સીલ્વાનો હાથ પકડી શેકહેન્ડની ઢપે હાથ હલાવ્યો. આ વીચીતર જાતનો જવાબ જોઈ મી૦ સીલ્વાએ સોરાબશાનાં મ્હોં તરફ જોયું. ત્યારેજ તેને શક ગયો કે સોરાબશાને પેહલું ઈનામ લાગેલું હોવું જોઈએ, પણ તેનેથી અતી ખુશાલીને લીધે બોલી શકાતું નહી હતું.

'એમાં કાંઈ ભુલ તો તમારી નથી, મી૦ સોરાબશા?' સીલ્વાએ પુછયું.

'નહી' સોરાબશાએ પોતાની મોટી પોકેટ ઉઘાડી, તેમાંથી સોરટીની ટીકેટોનું બદલ કાઢી, તેમાંથી ઉપરની એક ટીકેટ લઈ, તે સીલ્વાની હજુર ટેબલ મુકી. સીલ્વાએ પણ સોરાબશા જેવીજ ઉત્કંઠાથી તેના નમ્બર ભણી જોયું. તે જોતાંજ તેની ખાતરી થઈ કે પોતાની હજુર ઉભેલો પારસી ગ્રહસ્થ સેજ રૂપ્યાંમાં ઓછામાં ઓછા એક લાખ રૂપ્યાનો માલેક થયો હતો.

'હું બહુજ ખુશી થયો છું.' સીલ્વાએ જણાવ્યું 'તમારા જેવા માણસને એવી સોરટીઓ લાગવી જોઈએ.'

'થેંકયુ'! સોરાબશાએ ઉપકાર માન્યો.

'હવે બીજાં નમ્બરો જોવો. એમાંના ઉપલાં કેટલાંક નમ્બરો પણ મુંબઈ તરફજ લાગેલાં જણાવવામાં આવે છે. કદાચ તમારો સેતારો વધુ બુલંદ હશે.' સીલ્વાએ કહયું. સોરાબશા અને સીલ્વા બંને એકેક ટીકેટ જુદી જુદી લઈ સરખાવવા લાગ્યા.

'હુર !' સોરાબશા પચાસ હજારના ઈનામનું એક બીજું નમ્બર લાગેલું જોઈ પોકારયા. તેજ વેળા મી૦ સીલ્વા પણ ખુરસી પરથી એકદમ ઉઠી, એક હાથ ટીકેટ પરના નમ્બર અને બીજે હાથ પેલાં છાપેલાં કાગજ પરના એક આંક પર મુકી બોલ્યોઃ 'હલ્લો! મી૦ સોરાબશા, આ જોયું કે?'

ઉસ્કેરાઈ ગયલા સોરાબશાએ તે તરફ નજર નાખી. તેવણે જયાદા ખુશાલી વચ્ચે જોયું કે તેવણના નામ પર અત્યાર તુલીકમાં જણાયલા દોઢ લાખ રૂપ્યામાં બીજા પચીશ હજાર ઉમેરાયા હતા.

'મી૦ સીલ્વા, એ છાપેલું લીસ્ટ ખોટું તો નથીની?' સોરાબશાને આ પેહલીજ વેળા શક આવ્યોઃ તેથી ધભરાટ વચ્ચે પુછયું.

'ખોટું! છટ છટ!'

'ત્યારે તો હું—' સોરાબશાથી વધુ બોલાયું નહીં.

'ત્યારે તો તમે પોના બે લાખ રૂપ્યાના માલેક.'

'હા. જોશીની વાત ખરી પડી. પણ તમારાથી આ વધાઈ જાણવા શકતીવાન થયો, તે માટે હું તુમારો ઉપકાર માનું છું.'

'છટ!' સીલ્વાએ ઉતર વાલ્યોઃ 'પણ બાકીની ટીકેટોના નમ્બરો તો જોવો.'

'બાકીના? જાવો, એ બાકીની તમારી થઈ. મને વધારે જોઈતું નથી.' સોરાબશા પેલાં નમ્બરવાલી બણ ટીકેટો પોતાની પોકેટમાં ઠાવી મુકી બોલ્યા.

'જો તમો પસતાશો' સીલ્વાએ કહયું.

'ઘણો લોભ તે પાપનું મુળ.' સોરાબશાનો ટુંકો ને ટચ જવાબ હતો.

'હેંક્યુ.'

'નોનસેન્સ!' સોરાબશાએ જણાવ્યું 'મને એ છાપેલાં નમ્બરો ધરાવનારી એક નકલ આપશો?'

'ઘણી ખુંશી સાથે.' સીલ્વાએ એકને બદલે બે કોપીઓ આપી જણાવ્યું.

'હેંક્ષ.'

'ડોન્ટ મેન્શન.'

સોરાબશા ઉઠયા, અને શેકહેન્ડ કરી તેવણ ઓરડામાંથી જવા લાગ્યા.

શેકહેન્ડ કીધા પછી સીલ્વા પણ પોતાને બક્ષીસ મળેલી પેલી ટીકેટોનાં નમ્બરો જોવા ટેબલ ભણી ગયો. સોરાબશા પેઠે તેનું નસીબ પણ કડાચ ચલકતું કાં ન હોય? શું ગરીબના નસીબ ગરીબજ? પણ ત્યારે સોરાબશા કયાં પઇસાવાળા હતા જે? શું સીલ્વાએ પોતાની નજરો નજર પાંચ મીનીટ થયાં એક માણસનું નસીબ ફરી જતાં જોયું નહી હતું?

તે ધ્રુજતે હાથે પેલી ટીકેટોના નમ્બરો સરખાવવા લાગ્યો. એક સરખાવ્યું.—નહી! તે ઇનામનું નમ્બર નહીં હતું! બીજું.—નહીં. ત્રીજું.—નહીં. એ પ્રમાણે તે આતુર દીલે સરખાવ્યા કરતો હતો. હવે તેણે છેલ્લી ટીકેટનું નમ્બર સરખાવ્યું.

'હુરરાઆઆહ!'

'મીο સોરાબશા! સોરાબશા! આઇ સે, મીο સોરાબશાઆ!' સીલ્વા બારી આગળ જઇ, બાહેર ડોકયું કાઢી, રસ્તા પરથી પસાર થતા સોરાબશાને મોટેથી હાંક મારવા લાગ્યો. પણ સોરાબશા પોતાના વીચારમાં એટલા તો ગુંટાયા હતા કે સીલ્વાનું મોટેથી બોલાવવું વટીક તેવણને સમજાયું નહીં. તેવણ જાણે બેધ્યાનપણે આગળ વધતા હતા. તેવણની આંખ આગળ સોરટીની ટીકેટોના ઘોડા ને ઘોડા એક કોર પર ઉભા રહી, જાણે નાચતા કુદતા હતા. જે જે નમ્બરો તેવણ જીત્યા હતા તે નમ્બરો કાળાસમાં બલતાં મીસાલ ચલકતા તેવણને લાગ્યાં: કારણ કે તેવણની એક રૂપ્યાની કીમ્મતની પોકેટમાં પોનાબે લાખ રૂપ્યાની કીમ્મતનો અવેજ હતો. એક ગરીબ પુરૂષ પોતાના ગજવામાં પોનાબે લાખ રૂપ્યા કેમ લઇ જાય, તેનો સોરાબશા જીવતો દાખલો શું ન હતો? તેવણે એ ટીકેટો ફકત એકવીશ દીવસ આગમચથી ખરીદયાં હતાં. એથી જો સોરાબશા સ્મીથના તે વેળા રાહદારીઓને ફીકકા ફચ અને લચડતા દીસ્યા હોય તો તેમાં કશી નવાઇ નથી. કેટલાક રાહદારીઓ તેવણની ભણી જોતા ઉભા રહેતા. કેટલાકો તેવણને છાકટો ધારતા તો કેટલાકો વળી તેવણને ઘેલો વીચારતા. ખરૂં પુછાવો તો તે વેળા સોરાબશાનું માથું ફરતું હતું; પણ તેવણને કેટલીક વાર સુધી તો એમ લાગ્યું કે ધરતી તેવણની આસપાસ મોટા અવાજ સાથે ફરતી હતી. તેવણ કયાં જતા હતા તેની તેવણને કશી સુરતા રહી નહી હતી. કેટલાક ગાડીવાળાઓને તો તેવણને ગાડી નીચે કચડાઇ જતા અટકાવવા માટે પોતાની ગાડી, થોભાવવાની ફરજ વટીક પડી હતી; પણ સોરાબશાનું તે પર ધ્યાન ગયું નહી હતું. એક લક્ષાધિપતી અને તે પણ પા કલાકમાં! તેવણ એક કલાક સુધી તો કયાં ફરયા કીધા. તેનો હેવાલ તેવણ પોતે પણ આપી શકયા નહી. આખરે તેવણને પોતાની કલબ યાદ આવી. તે વેળા એક ભાડુતી ગાડી પાસેથી પસાર થતી હતી. તેવણે તે ઊભી રખાવી, અને ગાડીવાનને કલબની ઓળખ આપી, તેમાં બેસી, તેવણ ધડકતી, છાતીએ અને ફીકકા ચેહેરાએ કલબના મકાન તરફ ગયા.

કલબ આગળ ગાડી ઉભી રહેતાંજ તેવણ એક કુદકે નીચે ઉતરયા, અને ગાડીવાળાને ભાડું ચુકાવી આપ્યું અને મકાનમાં દાખલ થયા. ગાડી કલબ આગળ ઉભી રહેવાનો અવાજ સાંભળી નસરવાન નાનાવટી બાહેર જોવા આવ્યો: જેથી સોરાબશા તેને સામણેજ મળ્યા.

'કેમ સોરાબશા! શું છે?' નસલે પુછયું. નસરવાન નાનાવટીને કલબમાં સઘળા નસલ નામે બોલાવતા હતા: માટે આપણે પણ કલબમાં બોલાતાં નામેજ સઘલાઓને ઓલખીશું. 'કોઇ દહાડે નહી ને આજે તમે એવા કેમ?' પણ એનો ઉતર વાલવાને બદલે સોરાબશા તેની સાથે જોરથી શેકહેન્ડ કરવા લાગ્યા

તેવણ હવે કલબના હોલમાં ગયા, અને સઘલાઓને એક પછી એક ખુશાલીથી શેકહેન્ડ કીધી.

'એને આજે થયુંછ શું?' એક જણ બોલ્યો.

'જરા એન્દર્યું અસરને કમાણી કરાવી આવ્યો હશે' બીજાએ વીચાર જણાવ્યો.

'નહી, નહી! જો તેમ હોય તો એનું મ્હોં સુંઘોની, કે એ વેલાતી ધનજી ભીમો પીચી આવ્યો છે કે નહી તે જણાઇ આવે?' ત્રીજાએ જણાવ્યું.

'નહી, મને તો લાગેછ કે આજે ગરમી ઘણી હોવાથી એનું મગજ જરા ગરમીથી ગયું છે.' ચોથાએ કહ્યું.

પણ એ સઘલાઓને જવાબ વાલવાને બદલે સોરાબશા ઓરડાની વચ્ચમાં મેલેલી એક ટેબલ આગલ ગયા, અને પોતાના ગજવામાંથી પેલી પોકેટ કાઢી, તેનું મ્હોં ઉઘાડી, તેમાંથી ઇનામો લાગેલી પેલી ત્રણ ટીકેટો કાઢીને ટેબલ પર સપાટ મુકી. ત્યાર પછી ઇનામોના નમ્બરો છાપેલું એક કાગલ પોકેટના એક ખાંચામાંથી કાઢી તે પણ પેલી ટીકેટોની જોડેજોડ મુકયું. ત્યાર પછી પોતાની આંગલીથી તે નમ્બરો દેખાડવા લાગ્યા.

કલબના તેના મીત્રો આથી ટેબલ આસપાસ ભેગા થયા.

'સોલી! આજે તું એ શું મદારીના ખેલો કરવા બેઠો છે?' દોલી દમનીયાએ સોરાબશાને એક નરમ ટપલી મારી પુછયું. 'આજે તુંને છે શું? એ કાગળો શાના? કાંઇ ઉખ્યાનું બુખીયાનું હશે.'

'એ ત્રણ કાગળો પોનાબે લાખ રૂપ્યાની કીમ્મતના છે' સોરાબશાએ આખરે જણાવ્યું 'ડરબીની જે છેલ્લી સોરટી નીકલી તેના એ ઇનામી નમ્બરો ધરાવે છે.'

'અને સોલી!' નસલે પુછયું 'હવે તું શું કરવા માગે છે?—તું હવે લક્ષાપતી થયો: તેથી તારો શો વીચાર છે?'

'હું ધારૂં છું કે હવે તું મોટો શેઠયો બની જઇ આપણી ગરીબડી કલબમાં પગ પણ મુકશે નહી.' એક જણે જણાવ્યું.

'એમાં તમારી ભુલ છે.' સોરાબશાએ જણાવ્યું.

'પણ એવું ને એવુંજ તાહેલું લગાવ્યા કરશો કે?' દોલી બોલ્યો 'કાંઇ પારટી બારટીની તો વાત કરો!'

'કેમ? તુંને પારટીનો શોખ થઇ આવ્યો કે?'

'ત્યારે નહી કે? હજુ તો પુછેછ.'

'બોલ, તુંને શું જોઇએ છે?' સોરાબશાએ પુછયું.

'હું એવી દરખાસ્ત કરૂં છું કે આપણે હાલ જેટલા—એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ ને સાત—છીએ, તેટલાને તારે ખરચે શેહેરયારની દુકાનમાં હમણાજ લઇ જઇ પુડીંગ, કસ્તર, લેમોનેડ, સોડા અને આઇસ-ક્રીમ ખવાડવું.'

'હું એ દરખાસ્તને ટેકો આપું છું.'

'કોઇને એની સામે બોલવું છે યા એમેંડમેન્ટ મુકવું છે.'

('નહી, નહી'ના અવાજો.)

'ત્યારે જેઓએ એ દરખાસ્તની તરફેણમાં મત આપવું હોય, તેઓએ હાથ ઉંચા કરવા.'

સઘળાઓએ હાથ ઉંચા કીધા.

'સરવાનુંમતે પસાર!'

'પીત પીત હુરરેએએ!'

તેઓ હવે સેજ દુર આવેલી ઇરાનીની દુકાન પર ટોલ ટપ્પા ચલાવતા ગયા. ત્યાં ખાતાં ખાતાં ખશરૂએ પુછયું: 'પણ સોરાબ! એ ખબર તેં કેવી રીતે મેળવી, તેની તો તવારીખ કહે!'

'હા, હા! તે પુછતાં તો આપણે વીસરીજ ગયા!'

'ત્યારે સાંભળો.' સોરાબશાએ જણાવ્યું અને સઘલો હેવાલ કહેવા માંડયો. જ્યારે સઘળો હેવાલ પુરો થયો કે સઘલાઓએ લેમોનેડ સોડાના ગ્લાસો ઉઠાવી સોરાબશાની સલામતી લીધી.

'તમો કોઇને કાંઇ બીજું જોઇએ છે? હું શેહેરીયારનું બીલ ચુકવવા માગું છું: માટે તે ચુકવું તેની અગાડી તમોએ મંગાવી ખાઇ પી લેવું.'

કોઇએ કાંઇ મંગાવ્યું નહી, અને સોરાબશાએ શેહેરીયારને પઇસા ચુકાવી આપ્યા.

'સોરાબ! ટીકેટો ઠાવી મુકી છે કે?' જમસુ બોલ્યો.

'હા, આ મારી પોકેટમાં છે, આપણુ સીવાય બીજા કોણુને ખબર હશે કે મારી પાસે એ પોકેટમાં પોના બે લાખ રૂપ્યાનો અવેજ છે?'

'ખરચ્યા! ડરબીની સોરટીએ તુંને સારી યારી આપી છે.'

'એમ છે તો ખરૂં.' સોરાબશાએ ઉતર વાલ્યો.

એક કે બે મીનીટ પછી સોરાબશાએ પોતાના ઘડીઆળમાં જોઇ કહ્યું: 'ભાઈઓ, હું હમણુા તમોને છોડી જાઉં છું તેથી દલગીર છું. આજે સનીવાર હોવાથી અને કાલે રજા હોવાથી રાતની ત્રેનમાં મને પુણે જવું પડશે, અને જો રોકાઇ રહીશ તો કાલે મારેથી અહીં અવાશે નહી. આજે મને મારી મા પર આ ખુશ ખબર લખવી જોઇએ: વળી ઘરમાં પણ ઠીકઠાક કરવું જોઇએ.'

તેણે ત્યાર પછી દરેક મીત્ર સાથે શેકહેન્ડ કીધી. ઈરાનીની દુકાન છોડી જવા અગાઉ પોતાના જાની મીત્ર નસલને બારણુા આગલ ઉભો રહી જણાવ્યું: 'આ સોરટી મળ્યાથી હું વધુ ખુશી એટલા માટે છું કે હવે હું મારી બાયડી છોકરાંને અહીં યા વાંદરે હવાવાલી જગ્યામાં રાખવા શકતીવાન થઇશ. તેણીની તનદરોસ્તીના સુધારા અરથે ડોકટરે પુણા યા કોઇ બીજી જગ્યાએ તેણીને મોકલવા ફરજ પાડી, તે દીવસથી મારા ઘરમાં ઉજડ જેવું લાગે છે. મને ઘરમાં દાખલ થતાંજ કેવું લાગતું હશે, તેનો તુંને જરાએ ખ્યાલ પણુ નહી હશે. હું તેણીને રજાના દીવસોમાં મળવા જઇ શકું, પણુ મારી પાસે એટલા બધા પઇસા ન હતા. અને હવે જ્યારે મને મળ્યા છે ત્યારે તેણીને અને મારાં વ્હાલાં બાળકોને મળવાની ખુસાલી મોટી છે.'

પોતાની ઉભરાઈ નીકળેલી લાગણી જેમ તેમ દાબી નાખી તે ત્યાંથી ઝડપમાં નીકળ્યો. થોડી વારે નસલ પણુ 'વડા સાનોરના કામ સર જવું છે,' કરી ત્યાંથી ગયો.

પોતાના ઘરમાં સઘલું ઉંચે નીચે કરીને અને પોતાની મા પર આજની વધાઇ લખીને તે જરા આસાયસ લેવા કોચ પર લેટયો. તેણુ રાતની અગ્યાર વાગતે ઉપડતી ત્રેનમાં જવાનો ઈરાદો પોતાના મીત્ર નસલને જણુાવ્યો હતો.

અગ્યાર વાગતાની થોડી વાર અગાડી સ્તેશન પર તે જઇ પુગ્યો. ત્યાં નજદીકની ટપાલ ઓફીસમાં પોતાની મા પર લખેલું કાગળ તેણે બોક્ષમાં નાખ્યું, અને પુણે જવાની સેકન્ડ કલાસની એક રીટરન ટીકેટ ખરીદી, પોતાના કપડાંની એક નાની ગાંસડી બગલમાં મારી, તે આસપાસ જોતો ઉભો હતો. તેટલાં તેણે એક ત્રેનને તરતજ ઉપડી જવાની તઇયારીમાં ઉભી રહેલી દીઠી. પોતાનું ઘડીઆળ દશ બાર મીનીટ 'સ્લો' હશે, એવું વીચારી તે પેલી ત્રેનના પ્લેટફૉરમ તરફ ધસ્યો. ટીકેટ કલેકટરને જતાં જતાં તેણે ટીકેટ દેખાડી અને ઉતાવળે પગલે ત્રેન તરફ જવા લાગ્યા: આ વેલા ટીકેટ કલેકટરે જણુાવ્યું: 'દોડો; ત્રેનને ઊપડવાની નીશાણુ અપાઇ ચુકી છે.'

આ સાંભલી સોરાબશાએ લાંબાં પગલાં ભરવા માંડયાં, અને એક સેકન્ડ કલાસમાં જેવો તે કુદકો મારી બેસવા જતો હતો, તેવોજ એક જણુ તેની પછવાડે દોડતો આવો, તેનો હાથ પકડી બોલ્યો: 'એ તમારી ત્રેન નથી. તમે કયાં જવા માગો છો?'

'પુણે.'

'આ ત્રેન તો ભુશાવલ, જબલપોર અને નાગપુર જનારી છે. સંભાળો—એ ચાલે છે. પુણે જનારી ત્રેન તો આપણા જમણા હાથ પર ઉભેલી છે. તે પણુ સેજ વારમાં ઉપડશે. ભુસાવલની ત્રેન આજે મોડી ઉપડી છે.' એટલું બોલી પેલો બુઢો શખ્સ પુણે જનારી ત્રેન ભણી ગયો, ગાડીનું એક બારણું ઉઘાડયું, અને અંદર બેઠો.

સોરાબશા પુણા જનારી ત્રેન ભણી ગયા, અને ખાલી ગાડી શોધવા આમ તેમ જોવા મંડ્યા. પણુ તેટલાં ઘંટો વાગ્યો. એકજ સેકન્ડ કલાસની ગાડી ખાલી દીઠી, પણુ તેમાં પેલોજ પારસી પોશાક પેહેરેલો બુઢો શખસ બેહેલો જણાયો. સોરાબશાને તદન ખાલી ગાડી પસંદ હતી, પણુ તેમ બન્યું ન હતું. ગારડે હવે સીસોટી વગાડી અને પોતાના હાથમાંનું ફાનસ એમ તેમ હલાવ્યું. સોરાબશા આ જોઇ પેલી ખાલી જેવી ગાડીમાં કુદકો મારી અંદર ગયા, અને બારણું બંધ

કીધું. વખત સર આપેલી ખબર માટે પોતાના એ મુસાફર સોબતીનો ઉપકાર માન્યો. તે ત્યાર પછી એક બાજુ પર લાંબા પગ કરી બેસીને પોતાની પોકેટ ઠાવી હતી કે નહી તે તપાસ્યા પછી તરેહવાર ખુશનુમા વીચાર કરવા લાગ્યો.

ત્રેન એક પછી એક સ્તેશન છોડતી ગઈ. આખરે તે કરજતના સ્તેશન પર આવી.

'કરજત ! કરજત ! કોઈ કરજત ઉતરનેવાલા હૈએ !' કરીને પોરટરો તથા સીપાઈઓના અવાજે સંભલાવા લાગ્યા. મુંબઈથી ત્રેનને લઈ નીકળેલું એન્જીનને દશ મીનીટમાં તો કરજતમાં વીસામો લેવા માટે છુટું કરવામાં આવ્યું, અને તેની જગ્યા ત્યાંના સ્તેશન આગલ તઇયાર ઉભાં રહેલાં એક ઘાટ-એન્જીને લીધી. મુંબઈથી ખંડાલા, યા ખંડાલાની પેલી મેર પુણા તરફ ગયલાંઓએ એ મોટાં ઘાટ એન્જીનો જોયલાં હશે. તેને હવે ૧,૮૩૧ ફીટની ઊંચાઈએ જવું હતું અને તેજ વેળા પંદરથી સોલ માઈલ કાપવા હતા: તેથી આગલાં હાથી જેવાં એન્જીનને મદદ કરવા માટે ત્રેનની પછવાડે હમેશ પ્રમાણે એક બીજું તેવુંજ મોટું એન્જીન જોડવામાં આવ્યું.

નીશાણી મલતાંજ ત્રેન ચાલવા લાગી.

પલાસધારી યા પલસધરી સ્તેશનથી પણ ત્રેન ઉપડી. હવે તે એક પછી એક એમ ચોવીશ ટનલો પસાર કરતી ચાલી. રાતના સાડા ત્રણેક વાગતે ત્રેન 'રીવરસીંગ સ્તેશન' પર જઈ પોહોંચી, જ્યાં પુણેથી ઉપડેલી એક ત્રેન મુંબઈ જવા માટે ઊભી હતી, અને તેના એન્જીનો પાટા બદલતાં હતાં. બે ત્રણ મીનીટ પછી મુંબઈ જવા માટે પુણાથી આવેલી ત્રેન ઊપડી. બીજી પાંચેક મીનીટે સોરાબશાવાલી ત્રેન પણ ઉપડી ચાલી. આ વેળા સોરાબશાનો પેલો બુઢો સોબતી ગાડીમાં જણાતો નહી હતો, અને સોરાબશા પોતે પણ ભર ઉંઘમાં પડેલા હોય એમ જણાતું હતું. બીજા ત્રણ ટનલો પસાર કીધા પછી ત્રેન સીતલ અને ખુશનુમા ખંડાલાના સ્તેશને આવી ઉભી. સોરાબશા હજુ જાગરૂત થયલા જણાયા નહી. થોડી વાર પછી ત્રેને ચાલવા માંડયું, અને તેજ વેળા સોરાબશા સજાગરૂ થયા.

* * * *

વખત રાતના સવાચારનો હતો, અને લેનોલીના સ્તેશન માસ્તરની ઓફીસમાં કાંઈ ગડબડ જેવું જણાતું હતું. ઓરડામાં સ્તેશન માસ્તર, સોરાબશા, એક બે સીપાઈઓ એક ગારડ તથા બીજા બે ત્રણ આસામીઓ હતા. સોરાબશાનો પોશાક કેટલેક ઠેકાણેથી ફાટી ગયલો હતો અને તેવણ બહુજ ગભરાટમાં દીસ્તા હતા.

સ્તેશન-માસ્તરે તેવણને શાન્ત પડવા કહયું. પાંચેક મીનીટ પછી સોરાબશા પોતાને કેવી રીતે સોરટીના નમ્બરો લાગી ગયાં હતાં ત્યારથી તે મુંબઈના સ્તેશન પર જે બનાવ બન્યો હતો તે સઘળું ટુંકમાં કહેવા માંડયું.

'પલાસધારી સ્તેશન છોડયું ત્યાં સુધી કાંઈ જાણવા જોગ બનાવ બન્યો નહી, પણ ત્રેને જેવા ચાર પાંચ બુગડાઓ પસાર કીધા કે મારી સાથના લુચ્ચા સોબતીએ કડી અચીંતો હલ્લો કરી મારૂં ગલું દાબ્યું. આથી હું કાંઈ બોલી શકયો નહી, એટલુંજ નહી પણ તે મારી પર એવી રીતે ચઢી બેઠો હતો કે મારેથી તેની સાથે ઝાઝી ખેંચતાણ પણ થઈ શકી નહી. થોડી ખેંચતાણનું શું પરીણામ આવ્યું તે આ મારો પોશાક ગવાહી દાખલ છે. તેણે ત્યાર પછી પોતાની સોડેની એક સીસી ઉઘાડીને જબરીથી મારાં નાક આગલ ધરી. હું ચેતી ગયો કે તે મને બેસુધ્ધ કરવા માગતો હતો: તેથી મેં તે નહી સુંઘવા ઘણુંએ કીધું, પણ ફોકટ ! થોડી વારમાં મને ઉંઘ આવી અને ખંડાલા સ્તેશન છોડયું, ત્યાં સુધી શું બન્યું તે મને માલમ નથી. જ્યારે મને થોડીઘણી સુધ્ધી આવી કે જે બનાવ બન્યો હતો તે સાંભરી આવ્યો, અને મેં મારી પોકેટ તપાસી તો તે ગુમ થઈ ગયલી જણાઈ અને તે સાથેજ પેલો લુચ્ચો બુઢો પણ કેઠે જતો રહેલો માલમ પડયો. તે પોકેટમાં પોના બે લાખ રૂપ્યાની કીમ્મતની પેલી ટીકેટો ઉપરાંત પુણા વેરની મારી રીટર્ન ટીકેટ તથા બીજી બે ત્રણ નોટો પણ હતી. પણ તે સઘળું હાલ ગુમ થયું છે. મને લાગે છે કે કોઈએ ઘણુંખરૂં ઈરાનીની દુકાનમાં મારી પોકેટમાંના કીમ્મતી અવેજની

વાત સાંભલેલી હોવી જોઇએ. કલબમાં તે સાંભલે, એ બનવા જોગ લાગતું નથી. હું ધારૂં છું કે પેલાજ બુઢાએ દુકાનમાં તે વાત સાંભલેલી હોવી જોઇએ. હું ધારૂં છું કે મારી પાસેથી પોકેટ છીનવી લઇ તે ખંડાલે ઉતરી પડયો હશે.

સ્તેશન માસ્તરે ડોકું હલાવ્યું.

'ઘણી અજાયબ જેવી બીના છે.' તેણે જણાવ્યું 'શું ધારૂં તે હું જાણી શકતો નથી. પણ તમોએ એમ તદન નીરાશ થવું જોઇતું નથી.' સ્તેશન માસ્તરે માયાથી જણાવ્યું 'તમારા દુઃખમાં હું ભાગ લઉં છું. પેલા ચોરે પોના બે લાખ રૂપ્યાની ચલણી નોટો નથી લીધી, પણ ટીકેટો લીધી છે, જેના પઇસા સેહેલાઇથી તે મેલવી શકશે નહી. ખરી રીતે જોતાં તે હુંડીઓ છે. તેનાં નમ્બરો તમોને માલમ છે. જો ચોર પકડાય નહી, તોપણ તે ટીકેટો વીશેની ખબર તો જરૂર મલવાની, અને તે વેલા પોલીસ તેના ખરા ગુનેહગારને શોધી કહાડવા શકતીવાન થશે. તે વેલા તમારા મીત્રો અને પેલા સીલ્વાની મદદથી તમો સેહેલાઇથી તે તમારી દાખલ પુરવાર કરી શકશો.'

આ સાંભલી સોરાબશાનો ચેહેરો જરા ખુશાલ દીસ્યો, પણ થોડીજ વારમાં તેને કાંઇ વીચાર જવાથી તે નીરાશ થયલો જણાયો: 'પણ જો પેલો સોરટીની ટીકેટો વેચેજ નહી, તો પછી? તે લુચ્ચો જરા વીચાર કરશે, અને વેચવાથી કેટલો મોટો જોખમ ખેડે છે, તે યાદ કરીને કદી વેચશેજ નહી. વારૂં, હું ખંડાલે તાર મુકીને પુછાઉં કે હું જે ત્રેનમાં આવ્યો તે ત્રેનમાંથી કોઇ બુઢો પારસી ઉતરયો હતો યા નહી.'

'હું તેમ ધારતો નથી. એ ચોર ખરો ચબરાક દીસે છે.' એક હવાલદારે જણાવ્યું 'તોપણ તાર મુકવામાં કાંઈ જવાનું નથી.'

તરતજ ખંડાલાના સ્ટેશન માસ્તર પર તાર મુકાયો. સેજ વારમાં જવાબ આવ્યો કે 'મુંબઇથી ઊપડેલી છેલ્લી ઊતારૂઓની ત્રેનમાંથી એક પણ ઉતારૂ ઊતરયો નહી હતો.'

'બાજી હાથથી ગઇ!' સોરાબશા ઇંગ્રેજીમાં બોલ્યા.

'નહી! હજુ એમ નીરાશ થવાનું કશું કારણ નથી.' સ્તેશન માસ્તરે જણાવ્યું 'હવે તમે મને તમારો સઘલો હેવાલ ટુંકમાં લખાવો, અને મને જે કરવું ઘટશે તે હું કરીશ.'

નોંધ ટુંકમાં પોતાની નોંધ-પોથીમાં સ્તેશન માસ્તરે લખી લીધી. ત્યારપછી તે નોંધપોથી પોતાના ગજવામાં મેલી ઉઠયો; 'હું તાર ઓફીસમાં જાઉં છું, અને મને જે કરવું ઘટશે તે કરીશ. મી૦ સોરાબશા! તમારે નચીંત રહેવું. ચોર છટકી ગયો નહી હશે, એવી આશા આપણે રાખીશું. આપણને ખાલી કલ્પના કરવામાં વખત ગુમાવવો જોઇતો નથી.

'પણ આજે તો તમે નીરાંતે અહીં સુવો.'

'કયાં?'

'સ્તેશન પરના વેટીંગ-રૂમમાં!'

'નહી' એક ભલા પારસી રીફ્રેશમેન્ટ-રૂમ-કીપરે જણાવ્યું: 'એવણ મારે ત્યાં ઉતારો લેશે.'

'ઠેકયુ.'

બીજે દીને સહવારે સાતનો સમો થયો હતો, અને સોરાબશા ઝબકી ઉઠયા. તેવણના સરનામે એક તાર કલ્યાણીથી આવ્યો હતો. તેવણે પેહેલ્લાં તો ધારયું કે તે પુણેથી તેવણની ધણયાણીએ મોકલ્યો હશે. પણ જ્યારે તેવણે અંદર નીચે લખેલી બાબદ જાણી, ત્યારે તેવણની ખુશાલીનો પાર રહયો નહીં:—

'સઘલું બરાબર છે. સોરટીની ટીકેટો મલી છે. ખુશી થા.'

મોકલનાર ધણીનું નામ નશરવાન (નસલ) નાનાવટી હતું.

બાહેર જવાનાં કપડાં ઝડપમાં પેહેરી અને પોતાના માયાલુ મેહેમાનને તારની મતલબ જણાવી તે સ્તેશન માસ્તરને મલવા દોડયો. ઓફીસમાં દાખલ થતાંજ તે અમલદાર ખુરસી પરથી ઉઠયો, અને સોરાબશા સાથે શેકહેન્ડ કરવા પોતાનો હાથ લંબાવી બોલ્યો: 'આપણે ચોરને પકડયો છે, અને તેની સાથેજ સોરટીની ટીકેટો પણ મેળવી છે.'

'કયાં છે? કયાં છે?'

'અહીં નથી.' સ્તેશન માસ્તરે હસીને જણાવ્યું: 'તે હાલ કલ્યાણીમાં પોલીસના હવાલામાં છે. હમણાંજ મને તાર મળયો. રાતના તરીા આગળથી નીકલી મેં કરજત તાર મોકલ્યો અને તેમાં તમારા જણાવ્યા મુજબના શખસના ચેહેરાનું વરણન આપી જણાવ્યું કે તેને પકડવો, અને વધુ ફરમાવ્યું કે અહીંથી ઉપડેલી ઉતારૂઓની છેલ્લી ત્રેન જો કરજતથી ઉપડી ગઇ હોય તો કલ્યાણીના સતાવાલાઓ પર એ ખબર મોકલવી, અને ફરમાવવું કે ત્રેનમાં એક ઉતારૂ ગ્રહસ્થને લુટવામાં આવ્યો છે. વલી મેં તમોએ જણાવેલાં ટીકેટોનાં નમ્બરો પણ મોકલ્યાં. તેના ઊતર તરીકે જે જવાબ મને તાર મારફતે મલ્યો છે તે આ રહયો. તેમાં જણાવે છે કે:—

'મીં૦ નસરવાનજી નાનાવટી નામના એક ઉતારૂની દરમાસથી પુણાથી ઉપડેલી છેલ્લી ત્રેનમાં આવેલા એક બુઢા શખસને પકડવામાં આવ્યો છે. તે બુઢો એક ફર્સ્ટ કલાસમાં બેઠેલો હતો, અને પુણાની રીટરન સેકંડ કલાસ ટીકેટ ધરાવે છે. પોલીસે તે બુઢાના ઝાડા લીધા, તો તેની સોડેથી તમોએ જણાવેલાં નમ્બરો ધરાવનારી ડરબીની સોરટીની ત્રણ ટીકેટો મલી. તેણે તે પોતાની હતી કરી જણાવ્યું. પોતે ખરૂં બોલતો હતો તેના ટેકામાં તેણે એવી તો ફુરતાજ લગાવી કે તેને છોડી દેવા તઇયાર થયા, પણ તેટલાં કરજતથી તમોએ મોકલેલો તાર આવી પહોંચ્યો: આથી વધુ તપાસ થાય તેટલાં તેને પરહેજ રાખેલો છે.'

'તમોએ લીધેલી મેહેનત માટે તમારો દીલો જાનથી ઉપકાર માનું છું.' સોરાબશાએ જણાવ્યું.

'છટ! પણ તમોએ હવે જરાએ વખત ગુમાવવો જોઇતો નથી. આજે ત્રેન અરધો કલાક મોડી છે; માટે તે પા કલાકમાં અહીં આવી પહોંચશે. તમોએ તેમાં બેસીને કલ્યાણી જવું અને ત્યાં પેલા લુચ્ચાને ઓલખાવવો. તેની તપાસ ચાલશે, અને ટીકેટો તમોને પાછી મલશે. હું હમણા તાર મુકી કલ્યાણીના સતાવાલાઓને જણાવું છું કે તમે પેહેલ્લી ત્રેનમાં ત્યાં આવી પુગશો.'

ત્રેન જેવી કલ્યાણી સ્તેશનના પ્લેટફોર્મ આગળ જઈ પુગી કે સોરાબશા તરતજ નીચે ઉતરી પડયા. તેવણની પેહેલી નજર પોતાના મીત્ર નસલ પર પડી. નસલ તેને જોતાંજ તેની ભણી દોડી આવ્યો અને ખુબ જોરથી શેકહેન્ડ કરી આગલ ઉભેલા એક અમલદારને કહ્યું: 'આ મારો મીત્ર છે. ખરો સોરાબશા સ્મીથના. એવણ પેલી ટીકેટોના ખરા માલેક છે.'

પા કલાકમાં સોરાબશાને ચાવડી તરફ લઇ ગયા, જયાં તેવણે પોતાના પેલા લુચ્ચા મુસાફર સોબતીને તરતજ ઓલખ્યો. તેવણે વળી પોતાની પોકેટ તથા પેલી ત્રણ ટીકેટો ઓલખી કહાડી. બીજે દહાડે ઇનસાફની અદાલતમાં તપાસ ચલાવવામાં આવી. ન્યાયધીસે ટીકેટો વીશે થોડાક બારીકીથી સવાલો સોરાબશાને પુછયા, અને તેના જે ઉતરો વાલ્યા, તેથી તેની મનમાનતી ખાતરી થઇ.

તપાસ પુરી થયા પછી ન્યાયધીસે સોરાબશાને જણાવ્યું: 'તમોએ અહીં કલ્યાણીમાં રહેવાની કશી અગતય નથી. એ ચોરાનો વાંક પુણા દીવીજનમાં થયલો હોવાથી ત્યાં મોકળવામાં આવશે, તે વેળા ત્યાં તમારી હાજરીની જરૂર પડશે; અને અલબતાં! ત્યાં તમારે હાજર થવુંજ જોઇશે."

આ સાંભળી ન્યાયધીસને સલામ કરી સોરાબશા અદાલતમાંથી નસલ સાથે બાહેર નીકળ્યા.

'અને એક મીત્ર દાખલ તું મને કેવો ધારે છે?" નસલે વાત પરથી વાત નીકલતાં પુછયું.

'તારી વાત મને કહે. મારો જીવ ત્યારનો તલપાપટ થઇ રહયો છે. મારી પર કીધેલા ઉપકારના બદલો તુંને પાછલથી મળશે.

"મારી વાત ટુંકી પણ બહુ અજાયબ જેવી છે." નસલે જણાવ્યું: "સેહેરયારની દુકાન તું છોડી ગયો, ત્યારે ઇરાનીનું એક ઘરાક—એક બુઢો હાફ કાસ્ટ—પણ ઝડપથી ઉઠયો, અને તારી પાછલ પાછલ જવા લાગ્યો. આ બનાવથી મારૂં ધ્યાન ખેંચાયું, પણ મેં તેની ઝાઝી દરકાર કીધી નહી. વળી મને પણ રાતની ત્રેનમાં લોનોલી જઇને મારા વડા સીનોરનું એક પેકેટ એક જણને હાથો હાથ ઠાવું ચુપચુપ આપી આવવું હતું, અને દોઢેક કલાક

પછી ત્યાંથી ઉપડતી એક ત્રેનમાં હું પાછો મુંબઇ જવાનો હતો. મેં લેનોલીમાં તે બંદલ પુગાડયું, અને વખત સર પુણાથી ઉપડતી છેલ્લી ટરેનમાં મુંબઇ આવવા હું એક ફર્સટ કલાસમાં બેઠો. આ વેલાજ દુકાન આગળ બનેલા પેલા બનાવની યાદ આવી. મેં ધારયું કે પેલી સોરટીની વાત અને તે ટીકેટોના નમ્બરો, તેમના લાગેલાં પોના બે લાખ રૂપ્યાના ઇનામો, અને તે ટીકેટો પોકેટમાં મુંકવાની અને રાતની ત્રેનમાં પુણે જવાની તારી વાત દુકાનમાં સર્વનાં દેખતાં કહેવામાં તેં મુરખાઇ કીધી હતી. વળી મને તેજ વેળા કાંઇ એવો ખ્યાલ ગયો કે જ્યારે હું બોરીબંદરથી ઉપડયો ત્યારે પેલાજ બુઢા જેવા એક શખસને બોરી-બંદર સ્ટેશન પર બેસી દરેક આવતાં જતાંઓને બારીકીથી જોતાં બેહેલો મેં દીઠો હતો. પણ પછી તરતજ વીચાર આવ્યો કે તે તો પારસી હતો, જ્યારે દુકાનમાંનો તો ખ્રીસ્તી હતો. ફરસટ કલાસમાં બેસવાનું કારણ એ જે નીરાંતથી ઉંઘ ખેંચું. ખંડાલાનું સ્તેશન આવ્યું, પણ મને પેલાં નમ્બરોવાલી ટીકેટો પોકેટમાં મુંકવાની વાત અને પેલા બુઢાની હીલચાલની બીના મારા ધ્યાનમાંથી ખસી નહી. ત્રેન હવે રીવરસીંગ સ્તેશન પર આવી. થોડી વારે મુંબઇથી ઉપડેલી રાતની છેલ્લી ત્રેન પણ આવી. પણ મને તે વેળા ખ્યાલ ગયો નહી કે તું તેમાં હશે. હું મારી ગાડીમાં નીરાંતે પડયો હતો. ગારડોનો, પોરટરોનો અને એન્જીનોનો અવાજ ફકત સંભલાતો હતો. જે ત્રેનમાં હું હતો તે ત્રેન ઉપડી જવાનો હુકમ આપતાં મેં કોઇને સાંભળ્યો, અને તેજ વેળા એક જણ મારી ગાડીનું બારણું ઉઘાડી અંદર દાખલ થયો, અને બારણું પાછું બંધ કીધું. તું જાણતો તો હશે કે જી. આઇ. પી. રેલ્વેની ઘણી ખરી સેકન્ડ તથા ફરસ્ટ કલાસ ગાડીના બારણા ઉઘાડતી વેળા બાહેર ખેંચવાને બદલે અંદર આંચકો મારવો પડે છે. મેં ધારયું કે ટીકેટ-કલેકટર હશે. પણ જ્યારે મેં પેલાજ બુઢા શખસને પારસીના પોશાકમાં મારી ગાડીમાં અંચીતો આવેલો જોયો, ત્યારે મારી શી અજાયબી? થોડી વાર સુધી તો હું પડી રહી વીચાર કરવા લાગ્યો. વીચાર કરતાં મેં ધારયું કે પેલો બુઢો મુંબઇની ટરેનમાંથી નીકળી આવી, છુપાઇને મારી ગાડીમાં આવેલો હોવો જોઇએ. વળી મુંબઇની છેલ્લી ગાડી પણ મારી ત્રેનની નજદીક ઉભી રહેલી હતી. તેજ વેળા મને પેલી સોરટીની ટીકેટની બીના અને તારૂં પુણા જવાનું કહેવું યાદ આવ્યાથી મને મજબુત વેહેમ ગયો કે મારી ગાડીમાં આ નવો બેસનાર કડાચ તારી ચોરી કરી આવ્યો હશે. વળી તેના બદલી નાખેલા પોશાકથી મારો શક બહુ વધ્યો. હું જાણે ભર ઉંઘમાં પડયો હોઉં તેમ થોડી વાર પડી રહયો. ટરેન તો હવે સડસડાત ઘાટ પરથી નીચે ઉતરતી હતી. મેં જોયું કે મારા શકને મજબુતી મળે તોજ મારે કાંઇ હીલચાલ કરવી, અને તેની અગાઉ તો જેમ બને તેમ મારે તાળ તલાત્રતથી જાણી લેવું. ત્યાર પછી અંચીતો ઉંઘમાંથી ઉઠયો હોઉં તેમ ઉઠયો, અને આંખ ચોલવા લાગ્યો. પેલા બુઢાને આથી ઘણી ધીરજ આવતી મે જોઇ.

'આપણે કયાં છીએ?' આંખ ચોલતાં મેં પુછયું 'પુણા કેટલા વખતમાં પુગીશું?'

'પુણા!' તેણે ઉતર વાલ્યો 'આ ટરેન પુણાથી તો આવી. એ તો મુંબઇ જાય છે.'

'તમે ઠકા કરો છો.'

'તમારી એમાં ભુલ છે. હું મુંબઇ જાઉં છું, અને તેથી આ ટીકેટ જોઇ ખાતરી કરો.' તેણે પોતાની પોકેટ કાઢવા ગજવામાં હાથ નાખ્યો. પેહેલાં તેણે તારી પોકેટ કાઢી, પણ પોતાની ભુલ જોઇ તેણે તે તરતજ પાછી મુંકી અને પોતાની પોકેટ કાઢી તેમાંથી એક ટીકેટ મને દેખાડી. તે મને થર્ડ કલાસ જેવી લાગીઃ આથી મેં કહયુંઃ 'અરે! એ તો થર્ડ કલાસની છે?'

'નહીરે, અરે હા, એ મારાં માણસની છે. મારી સેકન્ડ કલાસની ટીકેટ ખરા આ પોકેટમાં છે. મુંબઇથી ઉપડયો ત્યારે સેકન્ડ કલાસની રીટરન ટીકેટ મેં લીધી હતી, પણ સેકન્ડ કલાસમાં ઘણી ગીરદી થતી જોઇ મુંબઇ પાછો

ફરતી વેલા હું ફરસ્ટ કલાસમાં બેઠો. અલબતાં! મને કલ્યાણીમાં એ વધારાના પઇસા આપવા પડશે. આ જોવો!' એટલું બોલી તેણે સેકન્ડ કલાસની એક ટીકેટ તારી પોકેટમાંથી ખેંચી કહાડી, પણ તેની સાથે પેલી સોરટીની ટીકેટો પણ નીકલી.પડી નીચે પડી. મેં તે તરત ઓળખી, પણ જાણે જાણુતો નહી હોઉં તેમ હું આંખ ચોલવા લાગ્યો. પેલાએ તે ટીકેટો તરત ઉંચકી લીધી, અને પછી તપાસવા માટે તેણે છુટી કીધી, અને ઝડપમાં તે બીડીને પોતાની પોકેટમાં મેળી. આંખ ચોલતાં ચોલતાં મેં તે ગણી તો તે બરાબર ત્રણ હતી. હવે મારો શક પુરો મજબુત થયો. તેને વળી બે પોકેટ રાખવાનું શું કારણ હતું?

'તમે મને ભાયખલા આવે ત્યારે ઉઠાડવાની મેહેરબાની કરશો' મેં પુછ્યું 'મને ઘણી ઉંઘ આવે છે.'

'તમોને કલ્યાણીમાં તો વખતે ટીકેટ દેખાડવા ઉઠવુંજ પડ્વાનું.' તેણે ઉતર વાલ્યો.

'નહી, રાતની ત્રેનમાં ટીકેટ તપાસનારાઓ આવતા નથી.'

'કોઇ કોઇ વેળા તેઓ આવે છે.' પેલાએ જવાબ વાલ્યો.

'ઉંઘ ઉડી ગઇ છે.' બે કલાક પછી મેં ઉઠી જણાવ્યું. પેલો તો આંખ વીંચી પડી રહયો.

અમ્બરનાથ સ્તેશન આવતાંજ તે ઉઠયો, અને બોલ્યો: 'કલ્યાણી હવે આવી પુગશે. મારે વધારાના પઇસા પ્રમાણીકપણે ત્યાં આપી દેવા જોઇએ.

એ સઘલો વખત શું કરવું તેનો વીચાર હું કરયા કરતો હતો. મેં મારો ઠરાવ કલ્યાણીમાંજ અમલમાં મુકયો. દગલો પેહેડી લઇ જેવી ત્રૈન સ્તેશન પર આવી ઉભી કે હું પેલા તરફ બારીક-નજર રાખી રીફ્રરશેમેંટ રૂમ તરફ ગયો, પણ ત્યાંથી તરતજ નીકલી જઇ સ્તેશન માસ્તરને મારો શક ટુંકમાં જણાવ્યો. પેલો બુઢો તો ગાડીમાંજ બેસી રહી ટીકેટ તપાસનારને બોલાવી લાવવા પોરટરોને ફરમાવતો હતો. સ્તેશન માસ્તર મારી વાત સાંભલી તરતજ એક ઓરડામાં ગયો, અને બેએક મીનીટમાં ચાર પાંચ સીપાઇઓ સાથે મારી ગાડી આગલ જઇ પેલા બુઢાને ઘેરી લઇ નીચે ઉતરવાનો હુકમ કીધો. અલબતાં! બુઢાનો મીજાજ જતો રહયો. તેણે અપમાન કરવા માટે સ્તેશન માસ્તર પર લાઇબલની ફરયાદ માંડવાની ધમકી આપી, પણ ફોકટ. આખરે તેને નીચે ઉતારવામાં આવ્યો, અને સ્તેશન માસ્તરની ઓફીસમાં ચોકી પેહેરા સાથે તેને લઇ ગયા. સ્તેશન માસ્તરની સલાહથી હું કલ્યાણી ખાતેજ રહયો. ત્રૈન ઉપડી ગયા પછી સ્તેશન માસ્તર એક બીજા ઇંગ્રેજ સાથે ઓફીસમાં આવ્યો, અને પેલા બુઢાના ઝાડા લીધા, તો તેની પાસેથી પેલી સોરટીની ત્રણ ટીકેટો અને તારી પોકેટ મળી આવી. મને પેલી એક લાખ રૂપ્યાના ઇનામ વાલી ટીકેટનું નમ્બરજ ખબર હોવાથી મેં તે આગમચથી સ્તેશન-માસ્તરને જણાવ્યું હતું, અને પેલાની પાસે મળી આવેલી ટીકેટોમાંની એકનું નમ્બર પણ તેજ હતું. બુઢાને એનો ખુલાસો કરવા કહયો, અને તેણે એવી તો હીકમત પોતાનીજ હતી એવું દેખાડવા કીધી કે પેલો સ્તેશન માસ્તર તથા પેલો અમલદાર વીચારમાં પડી ગયા. તેઓ તેને છુટો મુકતે, પણ તેટલાં લેનોલીના સ્તેશન માસ્તરનો તાર કરજાતથી આવી પુગ્યો, અને પેલાના મુસ્કા બાંધી ચાવડી ભણી લઇ ગયા. મેં તારી પર તાર કીધો, જે તુંને મલેલો હોવો જોઇએ."

સોરાબશાએ તેનો મોટો ઉપકાર માન્યો. હવે કહેવાનું થોડુંજ બાકી રહયું છે. પેલા બુઢાને સાત વરસના દેશ નીકાલની સજા પુણાની અદાલતે કીધી. તે ઘણો જુનો ચોર તપાસ દરમ્યાન માલમ પડયો હતો. બુઢાને સજા થઇ; પણ સોરાબશાએ પોતાની પુંજી કેવી રીત વેહેંચી નાખી? હું ધારૂં છું કે દરેકને જાણવાનો હક છે: માટે તેની ટીપ સોરાબશાની રજાથી હું નીચે મુજબ ઉતારી લઉં છું:—

| | રૂપ્યા. |
|---|---|
| બેંકમાં વ્યાજે મુકયા ................. | ૧,૦૦,૦૦૦ |
| વાંદરે એક બંગલો લીધો ............... | ૨૫,૦૦૦ |
| પોતાની માને ખરચ માટે આપ્યા ...... | ૨૫,૦૦૦ |
| નસલે મેહેનત કીધી તેના ............... | ૧૦,૦૦૦ |
| ધરમ ખાતે........................... | ૫,૦૦૦ |
| લેનોલીના સ્તેશન માસ્તરને એક વીટી તે કલેસ, વગેરે.................... .. | ૨,૦૦૦ |
| કલબના ફંડમાં ......................... | ૩,૦૦૦ |
| લેનોલીના રીફ્રેશમેંટ રૂમ કીપરની મેહેમાનદારીના બદલામાં સોનાનો સટ...... | ૧,૦૦૦ |
| પરચુટણ ખરચ માટે રોકડા................. | ૪,૦૦૦ |
| જુમલે રૂપ્યા | ૧,૭૫,૦૦૦ |

**સમાપ્ત.**

